# વહેમી વનિતા.

# Pride & Prejudice.

મૂળ લેખક:

જેઇન ઑસ્ટેન.

ભાષાંતર કરાવી પ્રકટ કરનાર,

કૃષ્ણપ્રસાદ મણીશંકર શાસ્ત્રી.

પાકું પુંઠું કિં. રૂ. ૨-૮-૦.

વિદ્યાર્થીઓ માટેજ ખાસ કાચું પુંઠું કિં. રૂ. ૨).

## સૂચના.

જાન્યુઆરી ૧૯૨૦થી આ ગ્રંથમાલાના નિયમોમાં ફેરફાર થશે.

શાહ [illegible] મંગળદાસે અમદાવાદ પાંચકુવા ચાર રસ્તા ઉપર
આવેલા પોતાના ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યું
અને કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રીએ અમદાવાદ
સાંકડી શેરી ખીજડાની પોળમાં પ્રકટ કર્યું.

સંવત ૧૯૭૬. પ્રત ૧૦૦૦. સને ૧૯૧૯.

# પ્રકાશકના બે બોલ.

લલિત-વાઙ્મય-ગ્રંથમાળાના બીજા મણકા તરીકે મિસીસ જેઈન ઑસ્ટેનકૃત Pride and Prejudice નું આ ગુજરાતી ભાષાંતર-**વહેમી વનિતા** ગ્રાહકોના કરકમળમાં મૂકતાં આનંદ થાય છે. આ ગ્રંથમાળા તરફથી કેવાં પુસ્તકો પ્રકટ થાય છે અને પ્રકટ થશે, તે અત્યાર સુધીમાં પ્રકટ થએલાં આ બે પુસ્તકોપરથી ગ્રાહકોના જાણવામાં આવ્યું હશેજ. પહેલું પુસ્તક ડૉ. રવીન્દ્રનાથ ટાગોરની સુંદર નવલકથા નૌકા ડુબીનું ભાષાંતર "ડૂબતું વહાણ કિંવા પવિત્રતાની પ્રસાદી!" અત્યંત લોકાદરને પાત્ર થએલું છે. ટુંક સમયમાં તેની ઘણી નકલો ખપી જતાં માત્ર ગણી ગાંઠી નકલોજ બાકી છે.

આ ગ્રંથમાળાનો ઉદ્દેશ સારા અને દરેક વર્ગને ઉપયોગી થઇ પડે તેવાં, સુંદર કાગળ અને બાંધણીનાં પુસ્તકો પ્રકટ કરવાનો હોવાથી, આર્થિક ભોગે પણ અમે પુસ્તકો પ્રકટ કરવાનું સાહસ કર્યું છે.

પ્રથમ, અમે જેઇન ઑસ્ટેન-કૃત મૂળ-નવલકથાનુંજ ભાષાંતર છાપવાનો વિચાર રાખ્યો હતો. પરંતુ અમે અમારો વિચાર જાહેર કર્યા પછી, બીજી એક માનનીય શુભ સંસ્થા તરફથી તેનું ભાષાંતર કરવાનું કામ અન્યને સોંપાયેલું સાંભળી, અમે અમારે વચન અને ઉદ્દેશ પાળવા માટે-મૂળ નવલકથાનું ભાષાંતર પ્રકટ કરવાનો વિચાર છોડી,-કેંબ્રિજ યુનિવર્સિટીએ પ્રકટ કરેલી તેની સંક્ષિપ્ત આવૃત્તિ-કે જે મિસ ફ્રેડરીક બોસે એડીટ કરેલી છે અને

મુબઇ યુનિવર્સિટીએ ૧૯૧૯–૨૦ ની મેટ્રિક્યુલેશનની પરીક્ષા માટે ટેક્સ્ટ બુક તરીકે પસંદ કરેલી છે, તે પ્રસિદ્ધ કરવાનો વિચાર ઠરાવ્યો; કે જેથી આ પુસ્તક મેટ્રિકના વિદ્યાર્થીઓને પણ ઉપયોગી થઇ પડે.

આ પુસ્તક છાપવાનું કામ લગભગ પાંચ છ મહિના ઉપર હાથમાં લેવામાં આવ્યું હતું; પરંતુ છાપવાની શરૂઆત થતાંજ અમને મુબાઇની મેક્મીલન કું. તરફથી–કંપનીની રજા શિવાય આ પુસ્તક પ્રકટ ન કરવા માટે ચેતવણી મળી અને એથી અમારૂં કામ ચાલતું બંધ પડયું. અંતે અમારો પત્રવ્યવહાર કેંબ્રિજ યુનિવર્સિટી પ્રેસ–કે જેની મેકમીલન કું. એજન્ટ છે–તેના પર્યંત પહોંચ્યો અને કોપી રાઈટ બદલ રૂ. ૫૦૦) ની મોટી રકમની માગણી થઈ; અને અમોએ વિદ્યાર્થીઓની વધૂ માગણીને લઇને તે કબૂલ કરી. આ પત્રવ્યવહાર અત્યાર સુધી પહોંચ્યો હોવાથી આ પુસ્તક પ્રકટ થતાં વચમાં ચાર પાંચ માસ નિકળી ગયા છે. આને માટે તથા રૂ. ૫૦૦) ની મોટી રકમ માત્ર ભાષાંતર પ્રકટ કરવા સારૂજ ભરવી પડી હોવાથી કિંમતમાં વધારો કરવો પડયો છે તે માટે વાંચકવર્ગ તથા વિદ્યાર્થીઓ ક્ષમા કરશે.

અમને આશા છે કે, આ પુસ્તક વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડશે. આવાં પુસ્તકો–અને વળી તે કોપીરાઇટ માટે મોટી રકમ ભરીને–પ્રકટ કરવાનું આ અમારૂં પ્રથમજ સાહસ છે. અમારૂં આ સાહસ જો ફલીભૂત થશે, તો ભવિષ્યમાં વિદ્યાર્થીઓને ઉપયોગનાં આવાં પુસ્તકો પ્રકટ કરવા માટે અમો વધૂ સાહસ ખેડતાં ખચકાઇશું નહિ.

પ્રકાશક.

# જેઇન ઑસ્ટેન.

## "પ્રાઈડ એન્ડ પ્રોજ્યુડિસ" નાં સ્ત્રી લેખકનું ટુંકું જીવન–ચરિત્ર.

રેવ. જ્યૉર્જ ઑસ્ટેન, ડીન અને સ્ટેવેન્ટનના ધર્મશિક્ષકની સૌથી નાની પુત્રી જેઇન ઑસ્ટેનનો જન્મ ૧૮૭૫ ના ડીસેમ્બર માસની તા. ૧૬મીએ થયો હતો. જેઈન ઑસ્ટેનનો પિતા એક ઘણોજ વિદ્વાન્ પાદરી હતો. અને તેની માતા પણ સારા ગુણો-વાળી હતી. જેઇન ઑસ્ટેનનું બાળપણ કાંઇપણ ચમત્કાર વિના પસાર થયું. સ્ટેવન્ટનના ધર્મગુરૂના મકાનમાં તે શાન્તિથી ઉછરી અને તેના ભાઈઓ તથા બ્હેનો વચ્ચે આનન્દમાં દિવસો ગાળવા લાગી. ૧૮૦૧ માં તેના પિતાએ પાદરી તરીકેનો ધંધો છોડી દીધો અને કુટુમ્બ બાથ ખાતે રહેવા ગયું. ૧૮૦૫ માં તેણીના પિતા સ્વર્ગવાસી થયા અને ૧૮૦૯ સુધી જેઇન સાઉથમ્પટન રહી. ૧૮૦૯ના વર્ષમાં જેઇનના બીજા ભાઈને અમુક મિલ્કતનો વારસો મળ્યો અને તેણે પોતાની માતા અને બ્હેનો માટે વિન્ચેસ્ટર નજદિક ચોલ્ટન કૅાટેજ ખાતે વસવાટ અને ભરણપોષ-ણની જોગવાઈ કરી આપી. અહીં જેઇન ૧૮૧૭ સુધી એટલે કે પોતાના મરણ સુધી રહી. આજ સ્થળે તેણે પોતાની લેખનપ્રવૃત્તિ શરૂ કરી અને કીર્ત્તિ મેળવી. તે છેવટ સુધી કુમારિકા તરીકેજ મરણ પામી છે. જો કે તેનાં ઘણાં સગાંઓ લાંબી જિંદગી ભોગવી શક્યાં હતાં તોપણ તેણી એકલીજ ભરજુવાનીમાં મરણ પામી હતી. અંગ્રેજીમાં કહેવત છે કે, 'જેમને ઇશ્વર ચાહે છે તેઓ ભર-જુવાનીમાંજ મરણ પામે છે." જેઈન ઑસ્ટેનને તે લાગુ પાડી શકાય. ઑસ્ટન "વહેમી વનિતા" માંના ઇલિઝાબેથ પાત્રને ઘણે

અંશે મળતી હતી. તે ઉંચી અને પાતળી હતી. મ્હોં ભરાવદાર હતું અને મોહક દેખાવની હતી. પોતે બહુ રમુજી હતી. હમેશાં આનંદી અને સુખી દેખાતી. તેનું બોલવું ચાલવું ઇલિઝાબેથ જેવુંજ બુદ્ધિ-ભર્યું અને ટકોરદાર હતું. બાળકો તેને વ્હાલસોયાં લાગતાં અને પોતાનું ગૃહ અને પોતાનાં સગાંસંબંધીઓ ઉપર તેને મમતા હતી.

જેઇન ઑસ્ટેન, અંગ્રેજી સ્ત્રી નવલકથાકારોમાં ઉત્તમ લખા-વટવાળી લેખિકા ગણાઈ છે. માણસોની હંમેશની સામાન્ય જિંદગી જેવી છે તેવી ચીતરવાનો અને જગત્ કુદરતી રીતે જેવું છે તેવું બતાવવાનો પ્રયાસ કરવાની નવલકથાઓ બહાર પાડવામાં પહેલ કરનાર એજ સન્નારી હતી. જે વખતે જેઇન ઑસ્ટેને પોતાની નવલકથાઓ બહાર પાડી તે વખતે ઇંગ્લાંડની પ્રજા ભવ્ય ઐતિ-હાસિક નવલકથાઓ પસંદ કરતી હતી અને તેમાં સ્ત્રી પુરૂષોની અદ્ભુત વાતોજ લખાતી. એવા વખતમાં "જયારે પ્રાઇડ એન્ડ પ્રેજ્યુડિસ" લંડનના એક પ્રકાશક નામે કેડલ પાસે તેના પિતાએ રજૂ કર્યું ત્યારે પ્રકાશક મહાશયે તેના તરફ નજર કર્યા વિનાજ તે પાછું આપ્યું ! એક બીજી નવલકથા "Northanger Abbey." એક પ્રકાશકે માત્ર ૧૦ પાઉન્ડની નાનીજ રકમમાં ખરીદ્યું પણ તે તેણે ૧૨ વર્ષ સુધી બહારજ પાડ્યું નહીં! એ વખતે લોકોને આવી ઢબનાં નવલકથાનાં પુસ્તકો પસંદ નહોતાં; પરન્તુ જેઇન ઑસ્ટેનનાં મરણ પછી અંગ્રેજ લોકોનો રસ બદલાયો અને તેની નવલકથાઓ પ્રસંશા પ્રાત્ર ઠરી.

તેણે સૌથી પહેલી નવલકથા "Sense and Sensibili-ty." લખી હતી. તે પહેલ વહેલી ૧૮૧૧ માં પ્રગટ થઇ! એ પછી "Pride and Prejudice" નો વારો ૧૮૧૩ માં પ્રગટ થવામાં આવ્યો ! પણ એ બે નવલકથાઓ તેણે ૧૭૯૬ થી ૧૭૯૯

નાં વર્ષો દરમ્યાન લખી મૂકેલી હતી. તેનું ચોથું પુસ્તક "Monsfield Park," ૧૮૧૪ ની સાલમાં બહાર પડયું. અને આ સિવાય તેનાં બીજાં પુસ્તકો "Emma" અને "Persuation" છે. એમા ૧૮૧૬ માં બહાર પડયું અને ત્યાર પછીના વર્ષમાં નોર્ધેંગરએબી અને પરસ્વેશન બહાર પડયું. પણ તે વખતે તેની સ્રી લેખક મરણ પાતી હતી.

જેઈન ઑસ્ટેન ૧૮૧૭ ની સાલમાં જુલાઇ માસની ૧૮ મી તારીખે મરણ પામેલી. તેનું વય તે વખતે ૪૨ વર્ષનું હતું. તેણીના સમયના મોટા પુરૂષોમાંના થોડાજ તેણીને ઓળખતા. પણ જે બે તેને ઓળખતા તે જો કે તેનાથી જૂદી ઢબના લખાણ કરનારા હતા પણ તેઓ તેની લખાવટનો હેતુ સમજ્યા હતા અને તેણીને વખાણતા હતા. એ બે જ્યૉર્જ પ્રિન્સ રેજેંટ અને સર વૉલ્ટર સ્કૉટ હતા. પ્રિન્સે પોતાના દરેક મકાનમાં તેણીની નવલ કથાઓનો 'સેટ' રાખી મૂકયો હતો તેણે 'એમા' પોતાને અર્પણ કરવા માટે જેઇન ઑસ્ટેનને માંગણી કરી હતી અને કાર્લ્ટન હાઉસમાં તેના લાઇબ્રેરીયન દ્વારા જેઇનઑસ્ટેન સાથે તેનો મેળાપ થયો હતો. વૉલ્ટર સ્કૉટે ૧૮૨૬ની સાલના માર્ચની ૧૪ મી તારીકે પોતાની નોંધ પોથીમાં, મિસ ઑસ્ટેનની સુંદર રીતે લખાયલી નવલકથા, પ્રાઈડ એન્ડ પ્રેજયુડિસ પોતે ઓછામાં ઓછી ત્રણ વખત વાંચેલી હોવાનું જણાવીને તેની લખાવટની પદ્ધતિનાં વખાણ કર્યાં હતાં. એટલુંજ નહીં પણ એવી બુદ્ધિવાળી બાઇ વહેલી મરણ પામી તે માટે તેણે ખેદ દર્શાવ્યો હતો.

જેઇન ઑસ્ટેન પોતાની બધી નવલકથાઓને "પોતાનું પ્યારૂં બાળક" ગણતી અને તે ખરેખર તેની એક સુંદર અને મોહક કૃતિ છે.

# વાર્ત્તાનો સાર.

આ નવલકથામાં જે જૂદાં જૂદાં પાત્રો આવે છે તેમાં ખાસ કરીને ઇલિઝાબેથ અને ડાર્સીને લગતી વધારે બાબત હોવાથી મૂળ સ્રી લેખકે તે બન્નેના દુર્ગુણો ઉપર "ગર્વ અને પૂર્વ શંકા" એવું નામ આપ્યું છે. ડાર્સીનું અભિમાન ઇલિઝાબેથના મનમાં પૂર્વશંકા ઉપજાવે છે. ડાર્સી કેટલાક વખત બાદ પોતાનો આ દુર્ગુણ છોડી દે છે અને તેથી ઇલિઝાબેથને તેના ખરા સ્વભાવનો પડછો મળે છે. તેણીનો વહેમ દૂર થઈ જાય છે અને તે બન્ને પરણે છે. અભિમાન અને વહેમના દુર્ગુણોથી દોરાયલાં એ બે પાત્રો શરૂઆતમાં કેવાં દુઃખરૂપ થઈ પડે છે અને છેવટે તેજ દુર્ગુણો તજી દીધાથી કેવાં સારાં પરિણામ આવે છે, એ આ કથાનો ખરો હેતુ હોવાથી મૂળ લેખકે તેનું નામ "પ્રાઇડ-એંડ પ્રેજ્યુડીસ" રાખ્યું છે પરન્તુ ગુજરાતી ભાષામાં એવું એ આકર્ષક નામ રાખી શકાય એમ નહોવાથી ડાર્સી કરતાં પણ વધારે વખત વાચકોના મન આગળ ખડી રહેતી ઇલિઝાબેથને દર્શાને "વહેમી વનિતા" એવું નામ અત્રે યોજયું છે.

વાર્ત્તાનો સાર નીચે મુજબ છેઃ—મિ. બેનેટ લૉંગબર્ન ખાતે પોતાની સ્રી અને પાંચ પુત્રીઓ સાથે રહે છે. સૌથી મોટી છોકરી જેઇન બધીઓમાં ખૂબસુરત છે અને ઘણી સહૃદયી તેમજ સારા સ્વભાવની છે. બીજી છોકરી ઇલિઝાબેથ પણ સુન્દરતામાં કમ નથી એટલું જ નહીં પણ બધી છોકરીઓમાં તે સૌથી વધારે

બુદ્ધિવાન છે. બિંગ્લે નામનો એક પૈસાદાર તેમની પાડોશમાં આવીને વસે છે. તે જેઈન સાથે પ્યારમાં પડે છે. બિંગ્લેને ડાર્સી નામનો એક દોસ્તદાર હતો પણ તે બહુ મગરૂર આસામી હતો. લૅાગબર્નનાં ગામડીઆં ઉપર તેને તિરસ્કાર હતો, જેથી એકવાર તે એટલે સુધી બોલી ગયલો કે, ઇલિઝાબેથ મારી સાથે નાચ કરવા લાયક નથી. ઇલિઝાબેથ આ હકિકત સાંભળી ગઇ, તેથી ડાર્સી માટે તેના મનમાં કંટાળો જામી ગયો. એ પછી ઉપલાં જુવાનીઆંઓને વારંવાર એકઠાં મળવાનું થતું. ડાર્સી એકવાર તો કહેતાં શું કહી ગયો કે, ઇલિઝાબેથ પોતાની સાથે નાચવા લાયક નથી, પણ પછીથી તેનું દિલ તેણીના તરફ ખેંચાવા લાગ્યું. એમ છતાં યે મગરૂરી ! ઇલિઝાબેથ કરતાં પોતે ઉંચા ગુણોવાળો છે, એ મગરૂર ભાવ તેનામાં કાયમ રહ્યો. ઇલિઝાબેથની માતા અને બહેનો માટે તેને નાપસંદગી જ હતી તેથી તેની સાથે પરણુતાં તે અટકયો એટલું જ નહીં પણ બિંગ્લેને લંડનમાં પોતાની પાસે બોલાવીને તેને જેઇનનાથી વિખૂટો પાડવા યત્ન કરવા લાગ્યો. બિંગ્લેને ડાર્સી લંડનમાંથી લૅાગબર્ન પાછો ન આવવા દેતાં, જેઇન ગૂંચવાઇ અને તેના હ્રુદયને ધક્કો લાગ્યો.

દરમ્યાન વિકહામ નામનો એક જુવાન લશ્કરી અમલદાર ઇલિઝાબેથ અને તેની બહેનોની ઓળખાણમાં આવ્યો. ઇલિઝા-બેથ સાથે તેને વાતચિત માટે ઘણી તક મળી. દરમ્યાન તેણે ડાર્સી વિરૂદ્ધ ઘણી વાતો કહી અને પોતાને ડાર્સીએ એક ઘાતકી અન્યાય કર્યાનું કહ્યું. ડાર્સીના બાપને ત્યાં વિકહામનો બાપ મેને-જર હતો. ડાર્સીનો બાપ વિકહામને ચહાતો હતો અને વિક-

હામ અને ડાર્સી એક જ ગામમાં, એક જ રીતે ઉછર્યા હતા. ડાર્સીના બાપે મરતી વખતે વસિયત નામામાં વિકહામને ધર્મ શિક્ષકની જગ્યા આપવા ફરમાવેલું પણ—ડાર્સીએ તે વસિયત-નામાની શરતોનો એવો અર્થ કર્યો કે વિકહામે ઉડાઉપણું અને ગેરહાપણુને લીધે એ જગ્યાનો હક્ક ગૂમાવ્યો છે, જેથી તેને એ જગ્યા ના મળી. આ મતલબની હકિકત વિકહામે ઇલિઝાબેથને કહ્યાથી ઇલિઝાબેથની ડાર્સી સામેની લાગણીમાં વધારો થયો.

ઇલિઝાબેથનો એક પિત્રાઇ ભાઇ કોલિન્સ નામે હતો. તે એક મૂર્ખ માણુસ હતો. મિ. બેનેટને કોઇ પુત્ર ન હોવાથી તેમના મરણબાદ કોલિન્સ તેમની મિલ્કતનો વારસ થવાનો હતો. આથી તેને લાગ્યું કે, બેનેટ કુટુમ્બની કોઇ છોકરી પરણું તો ઠીક. આથી તે લૉંગબર્ન આવીને રહે છે. તે કોઇને ગમતો નથી. તે ઇલિઝાબેથને લગનની માગણી કરે છે. ઇલિઝાબેથ ચોખ્ખી ના પાડે છે. તેની માતા તેથી ગુસ્સે થાય છે. મિ. બેનેટ ખુશી થાય છે. આ પછી કોલિન્સ ઇલિઝાબેથની એક સહીપણી શાર્લોટી લ્યુકાસ સાથે પરણે છે. કોલિન્સ હન્સફોર્ડ નામના ગામડાનો ધર્મશિક્ષક છે; અને એ ગામડાની મુલાકાતે, ઇલિઝાબેથની સહીપણી, ઇલિઝાબેથને બોલાવે છે. તેણી જાય છે. અહીં વળી મિ. ડાર્સીની મુલાકાત થાય છે. એક દિવસ જયારે તે એકલી હતી ત્યારે ડાર્સીએ આવીને ઇલિઝાબેથ આગળ લગ્નની માગણી કરી. ઇલિઝાબેથના મનમાં, ડાર્સીના પોતાને વિષેનાં વેણ સાં-ભળ્યા પછી અને વિકહામે કહેલી અન્યાયવાળી હકિકત પછી, ડાર્સી ખરાબ માણુસ છે એવો વહેમ ઠસી ગયો હોવાથી તેણી

ડાસીને ધુત્કારી કાઢે છે; એટલું જ નહીં પણ તેને મગરૂર હોવાનો સીધો ટાંણો મારે છે. જેઇન અને બિંગ્લેનાં મનમાં અંટસ પેદા કરાવનાર તરીકે તેને ગુન્હેગાર ઠરાવે છે અને વિકહામ તરફ ઘાતકી રીતે વર્ત્યાનું તેના ઉપર આળ મૂકે છે. ડાર્સી અજાયબ થાય છે અને તે વખતે તો ચૂપકીદી ધારણ કરીને જતો રહે છે. બીજે દિવસે તે તેણીને જાતે મળીને એક લાંબો કાગળ આપી જાય છે આ કાગળમાં તે ખુલાસાઓ કરે છે કેઃ—હું એમ માનતો હતો કે જેઇન બિંગ્લેને ચહાતી નથી, આથી મેં તેમને છૂટા પાડયાં છે. વિક્હામ માટે તે જૂદી જ વિગત રજૂ કરે છે. તે મુજબ, વિક્હામ એક લુચ્ચો માણસ છે અને પોતે સારો માણસ છે. પહેલાં તો તે આ વાત માનતી નથી પણ જ્યારે તેણી શાન્ત પડે છે ત્યારે તેને ડાર્સી ખરો લાગે છે. આ વખત પછી ઇલિઝાબેથનો સ્વભાવ ફેરવાઇ જાય છે. ડાર્સી સામેનો પોતાનો વહેમ તે ભાંગી નાખે છે.

એકાદ માસ પછી ઇલિઝાબેથ પોતાની કાકી મિસિસ ગાર્ડીનર સાથે મુસાફરી કરતી હતી તે વખતે તેઓ ડાર્સીની મિલ્કત આગળ આવી પહોંચે છે, જ્યાં ડાર્સીનો મેળાપ થાય છે. તે બધાં તરફ ઘણા વિનયથી વાત કરવા લાગ્યો અને બીજે દિન પોતાને ત્યાં આવવા તેણે સૌને ઈજન દીધું. બિંગ્લે પણ ત્યાં આવ્યો હતો. ઇલિઝાબેથે જોયું કે, હજુ પણ ડાર્સી પોતાની તરફ પ્રેમ ધરાવે છે તેમજ બિંગ્લેનો જેઇન ઉપર પણ વહાલ છે. તેને આથી સંતોષ ઉપજે છે. એટલામાં જેઇનનો તેના ઉપર કાગળ આવે છે. તેમાં એવી માઠી ખબર લખી છે કે, વિક્હામ

આપણી નાની બહેન લિડિયા સાથે ન્હાસી ગયો છે; આથી કુટુંબ શરમિંદગીમાં મૂકાયું છે. જેઇનને ઇલિઝાબેથને ઘર તરફ આવવા તે કાગળમાં સૂચના કરી છે. ઇલિઝાબેથ બહુ ગુસ્સે થઇ. તે કાગળ વાંચીને મિસિસ ગાર્ડીનરને તે ખબર કહેવા બહાર દોડી જતી હતી ત્યાં ડાર્સી મળ્યો. તેણે બધી વિગત તેને કહી અને એ પછી તે પોતાને ઘેર લૉંગબર્ન ગઇ. એ વેળા મિ. બેનેટ લિડિયાની તપાસ કરવા લંડન ગયેલા હતા અને લિડિયાનો કાંઇ પત્તો લાગ્યો નહતો. થોડાક દિન પછી મિ. બેનેટ ફત્તેહમંદ થયા વિના પાછા ફર્યા. બધાંયે દિલગીર જ રહ્યાં. છેવટે મિસિસ ગાર્ડીનરનો એક કાગળ આવે છે. તેમાં ખબર આપેલી કે લિડિયા અને વિક્હામનો પત્તો મળ્યો છે અને વિક્હામ લિડિયાને પરણવા રાજી છે—શરત એ કરે છે કે તેને પહેરામણીમાં સારી રકમ આપવી. વળી ઇલિઝાબેથને એમ પણ જણાય છે કે—એ બધું ગોઠવનાર ડાર્સી હતો. તેણે તેમને બેને શોધી કાઢીને વિકહામને પૈસા આપ્યા હતા અને તેને લિડિયાને પરણવાની ફરજ પાડી હતી. આથી ઇલિઝાબેથ ડાર્સીને પોતાના કુટુંબને નામોશીમાંથી બચાવનાર ગણીને તેની આભારી બની. હવે ડાર્સીની રીતભાત તેને બહુ ગમી; પણ તે જાણતી ન હતી કે ડાર્સી પોતાને હવે ચાહે છે કે નહીં ? તેની શંકાઓનું સમાધાન તુર્તજ થાય છે. થોડાક દિવસ પછી, બિંગ્લે લૉંગબર્નમાં આવે છે; ડાર્સી પણ તેની સાથે છે. બિંગ્લે પોતાની વ્હાલસોઇ રીતિ જેઇન તરફ ચાલુ રાખે છે અને તેણીને લગ્નની માગણી કરતાં તેનો સ્વીકાર થાય છે. ડાર્સીને ઇલિઝાબેથને પોતાનો પ્રેમ બતાવવાના થોડાક જ પ્રસંગ મળે છે.

થોડાક દિન પછી તેઓ જયારે એકઠાં એકલાં ફરવા જાય છે ત્યારે ઇલિઝાબેથ ડાર્સી આગળ પોતાના કુટુમ્બ પ્રત્યેની તેની સેવાનાં વખાણ કરે છે અને તેનો આભાર માને છે. ડાર્સી કહે છે કે—એ બધું મેં તમારી ખાતર કર્યું છે. પ્રેમ આખરે જીતે છે અને સંતોષ પામેલી ઇલિઝાબેથ આગળ લાગ જોઇ ડાર્સી તેણીને કરગરતાં તે તેને સ્વીકારે છે. બન્ને પરણવા રાજી થાય છે. મિ. બેનેટ આ ત્રણે લગ્નને સંમતિ આપે છે અને મિસિસ બેનેટ પોતાની ત્રણ છોકરીઓ સારે ઠેકાણે પડી અને પરણી તેથી ખુશી થાય છે. વાર્ત્તાપ્રસંગ અહીં પૂરો થાય છે.

---

## વાર્ત્તાનાં મુખ્ય પાત્રો અને તેમના ગુણદોષ.

૧. ઇલિઝાબેથ—વાર્ત્તાની મુખ્ય નાયિકા ઇલિઝાબેથજ છે. તેનો વહેમ અને ડાર્સીની મગરૂરી—એ બે દુર્ગુણોને લીધે વાર્ત્તાનું નામ મૂળ સ્ત્રી-લેખકે એ બે દુર્ગુણોનું આપ્યું છે; જયારે ગુજરાતીમાં વધારે બંધબેસ્તું થઇ પડે એવું, ઇલિઝાબેથના દુર્ગુણ ઉપરથી, નામ આપ્યું છે. આખી વાર્ત્તામાં એ એક ખાસ ખૂબી ભરેલો અભ્યાસ થઇ પડે છે કે ઇલિઝાબેથ વહેમને લીધે ડાર્સીના વિનય અને બીજા સદ્ગુણો તરફ કેવી આંધળી બની જાય છે. ઇલિઝાબેથ જેવી મજબૂત મનની, તરતજ લાગણીથી દોરાઇ જાય એવી છોકરીઓમાં આ એક કુદરતી દુર્ગુણ હોય છે. ડાર્સી પૈસાદાર હતો પણ પોતાના મજબૂત મન આગળ ઇલિઝાબેથે તેના

પૈસાની દરકાર કરી નહીં અને તેનાં લગ્નને મંજુરી આપી નહીં. પોતે એક આસામીને જયારે ખરેખર મનથી ધિઃકારે ત્યારે પૈસા ખાતર તેને પરણવું—એ ઘણુંજ કઢંગું છે આ એક મુખ્ય ગુણ તે આપણી આગળ રજૂ કરે છે. તેને પુરતી સ્વમાનવાળી અને ઠરેલ છોકરી ગણી શકાય. તે ઉપરાંત રમુજી અને ઉચ્ચ ભાવનાઓવાળી પણ તે છે. તે ડાર્સીને ધિઃક્કારે છે છતાંયે તેની સાથે હરે છે ફરે છે અને નાચે છે તથા રમુજમાં બધી વાતો ઉડાવે છે, એ તેણી-નો પોતાના મન ઉપરનો કાબુ બતાવે છે. મોટા માણસથી તેણી ખોટી રીતે દબાઇ જતી નહતી એ લેડી કેથેરિન સાથેના તેણીના પ્રસંગ ઉપરથી આપણે જોઈ શકીએ છીએ. મિ. બેનેટની તે એક સૌથી વહાલી છોકરી હતી તેનું કારણ તે બુદ્ધિમાં સૌ કરતાં ચઢીઆતી હોવાનું હતું. આખરે તેણી પોતાની એજ બુદ્ધિથી ખરી વહેમ વિગતો સમજતાં વહેમ તજી દે છે, એ તેના સ્વભાવમાં રહેલું ઉત્તમપણું સાબિત કરે છે.

૨. ડાર્સી—આ વાર્ત્તામાં બીજું અગત્યનું પાત્ર ડાર્સી છે. વાર્ત્તાની શરૂઆતમાં તે મગરૂર માણસ જણાય છે. તે પોતાનેજ હોંશિયાર અને બીજાંને ભોટ ધારે છે. બિન ઓળખીતાંઓ સાથે તે ભેળાતો નથી અને તેમના તરફ વારંવાર અસભ્ય બને છે. પણ જયારથી તેના દિલમાં ઇલિઝાબેથ માટે પ્રેમનું બીજ રોપાય છે ત્યારથી તેનામાં ફેરફારની શરૂઆત થાય છે. જોકે તે ઇલિઝાબેથ અને તેનાં કુટુંબીઓને પોતાની પદવી જેવાં ગણતો નથી તોપણ ઇલિઝાબેથ તરફનો પ્રેમ તેને તેની મગરૂરી તજાવે છે; પણ તે છતાંયે પોતાની મગરૂરી તજતાં તેને આકરૂં લાગતું

હોવાથી જયારે ઇલિઝાબેથ આગળ તે પહેલીવાર લગ્નની માગણી કરે છે ત્યારે કહી બતાવે છે—આપણો સંબંધ અજુગતો તો છેજ એનો ઇશારો કર્યા વિના મારાથી રહેવાતું નથી. પણ તેની આંખ ત્યારેજ ખુલે છે કે જયારે ઇલિઝાબેથ તેની માગણીને ઠોકરે મારે છે. તેની મગરૂરીનો રૂનો ઢગલો ધસી પડે છે અને તેને પસ્તાવો થાય છે. અહીંથી તેની નાઉમેદી તેને લાગી આવે છે અને એમ છતાં હૃદયથી પોતે ભલા સ્વભાવનો હોવાને લીધે મગરૂરીનાં પડળ દૂર થતાં, તે ઇલિઝાબેથનો પ્રેમ પાછો જીતવા તેના ઉપર સારી છાપ પાડે છે. છેવટે તેનો દુર્ગુણ જતો રહેતાં, ઇલિઝાબેથ સાથે તે પરણે છે અને એક સારા સ્વભાવના માણસ તરીકે તે ગણાય છે.

૩. જેઈન—ખૂબસુરત અને મોહક રીતભાતવાળી આ બાળા, કોઇપણ જાતના હૃદયના આઘાત સહન કરી શકતી નથી. તે કદિપણ કોઇનું બૂરૂં ઇચ્છતી નથી એ તેના ગુણની એક ખરે-ખરી ખૂબી છે. દરેકની ઉપર તે વિશ્વાસ રાખે છે. મિસ બિંગ્લે અથવા તો વિકહામ કે જે ખરેખર ખરાબ હતાં તેઓને પણ તે ખરાબ ગણતી નથી. તે કોઇમાં ઠપકાપાત્રતા જોતી નથી.

૪. બિંગ્લે—સારા સ્વભાવવાળું આ પાત્ર, પૈસાદાર મા ણસો જીવનને સુખી બનાવવા કેવા યત્ન કરે છે તેના દૃષ્ટાંતરૂપ છે. પોતાના કરતાં બીજાઓ ઉપર તે વધારે વિશ્વાસ રાખે છે. તેના સ્વભાવની ખરાબ બાજુ એકજ હતી. તે એ કે ડાર્સી ઉપર તે આંધળો વિશ્વાસ રાખતો, જેથી તેને ડાર્સીના ફંદમાં એક વેળા ફસાવું પડયું છે. તે માયાળુ માણસ છે અને પૈસાદાર છતાં સાદો અને મળતાવડો છે; એ તેનું ઉમદાપણું બતાવે છે.

૫. મિ. બેનેટ—મિ. બેનેટ ઘણો બાહોશ અને વિદ્વાન્ માણસ છે. ચોપડીઓનું વાંચન તેને બહુ ગમે છે. સ્વભાવ ટીખળી છે. પણ તેની મૂર્ખ સ્ત્રીથી તેનું જીવન કંટાળાભર્યું બનેલું છે. પોતે ટીખળી હોવાથી વારંવાર પોતાની સ્ત્રીની ખૂબ મજાક કરીને તેને ચીઢવતો રહે છે. તેનો એક દુર્ગણ એ છે કે પોતાનાં છોકરાં તરફ તેની કાળજી નથી. એનું પરિણામ એ આવે છે કે લિડિયા એક સ્વચ્છંદી છોકરી બની ગઇ હોવાથી વિકૂહામ સાથે ન્હાસી જાય છે અને તેનું કુટુંબ નામોશીની હાલતમાં આવી આવી પડે છે.

૬. મિસિસ બેનેટ—આ બાઇ સામાનો આદર સત્કાર કરવામાં બહુ ખંતીલી છે. તેના જીવનનો હેતુ પૈસાદાર જમાઇઓ શોધવામાં છે—પછી ભલે તેઓ બુદ્ધિ કે ગુણોમાં ગમે તેવા હોય. નાની નાની અડચણો આવી પડતાં આ બાઇ બહુ ગભરાઇ જાય છે. તે ઠરેલ સ્ત્રી નથી. જરાક મૂર્ખ પણ છે; અને મેલાવડાઓમાં અક્કલ વિનાની વાતોથી તથા રીતભાતથી તે પોતાને વારંવાર હાંસી પાત્ર બનાવી મૂકે છે. અમુક નવી ખબર મેળવવા અને રજનું ગજ કરવામાં તે બહુ ઉત્સુક રહે છે.

૭. મિ. કોલિન્સ—આ વાર્તામાં તે એક બડો મૂર્ખ માણસ છે બિનકેળવાયલા પિતાના પુત્ર તરીકે નાનપણમાં સખ્તાઈમાં ઉછરેલો હોવાને લીધે તેનો સ્વભાવ, મોટપણામાં અચાનક સારી જગ્યા મળવાથી મૂર્ખ બની જાય છે. તે કોઇ કળાઓમાં પ્રવીણ નથી. વારંવાર મૂર્ખાઈ ભરેલાં કામ કરીને માફી માગવી એ તેના સ્વભાવની મુખ્ય રીત છે. તે ભારે ખુશામતીઓ છે.

# વહેમી વનિતા.

## પ્રકરણ ૧.

એ જગજાહેર રીતે સ્વીકારાયલું સત્ય છે કે—એક કુંવારો માણુસ જેની પાસે પુષ્કળ પૈસો હોય તેને એક પત્નીની જરૂર હોવી જોઇએ.

એવા માણુસની લાગણીઓ અથવા અભિપ્રાયો ગમે તેટલાં થોડાં જાણીતાં હોય તોપણ કોઇની પડોશમાં તે રહેવા જતાં પ્રથમથીજ આ સત્ય આસપાસ રહેતાં કુટુમ્બોનાં મનમાં એટલું બધું સચોટ ઠસાવવામાં આવે છે કે, તેમની છોકરીઓમાંની કોઇ એક અથવા બીજીના હકદાર માલિક તરીકે તેને ગણુવામાં આવે છે.

"મારા વહાલા મિ. બેનેટ" તેની પત્નીએ એક દિવસ તેને પૂછયું, "તમે સાંભળ્યું છે કે આખરે નેધરફિલ્ડ બાગ ભાડે આપવામાં આવ્યો છે?"

મિ. બેનેટે જવાબ આપ્યો કે મેં સાંભળ્યું નથી.

"પણુ તે અપાયો છે," તે બાઇએ વળતો જવાબ આપ્યો; "કારણુ મિસિસ લૉંગ હમણુાંજ અહિં આવી હતી અને તેણે એ બાબતમાં મને બધુંયે કહ્યું."

મિ. બેનેટે કાંઇ જવાબ આપ્યો નહીં.

"તમે એ જાણુવા માગતા નથી કે તે કોણે લીધો છે?"

તેની સ્ત્રી આતુરતાથી બુમ પાડી ઉઠી.

"તું જ મને કહેવા માગે છે, તો મને તે સાંભળવામાં કાંઇ હરકત નથી."

આ પુરતું નિમન્ત્રણ હતું.

"કેમ નહીં, મારા વહાલા, તમારે જાણવું જોઇએ કે, મિસિસ લોંગ કહે છે કે–નેધરફિલ્ડ, ઇંગ્લાંડના ઉત્તર ભાગમાંના એક મોટી મિલ્કતવાળા યુવાન માણસે ભાડે લીધો છે; તે સોમવારે ચાર ઘોડાની બગીમાં બેસીને એ મકાન જોવા આવ્યો હતો અને તે જોતાં એટલો બધો ખુશ થઇ ગયો હતો કે–તેણે તરતજ મિ. મોરિસ સાથે સાટું કરી દીધું. મિચેલમસ પહેલાં તો તે એ મકાનમાં રહેવા આવવાનો છે, અને તેના જ કેટલાક નોકરો તો આવતા અઠવાડીઆની આખરે જ એ મકાનમાં રહેવા આવવાના છે."

"તેનું નામ શું છે?"

"બિંગ્લે"

"તે પરણેલો છે કે કુંવારો?"

"વાહ, કુંવારો, મારા વહાલા, ખરેખર! પુષ્કળ પૈસાવાળો કુંવારો માણુસ, ચાર કે પાંચ હઝારની વરસ દહાડાની આવકવાળો. આપણી છોકરીઓ માટે આ કેવી સુંદર બાબત છે?"

"એમ કેમ? એમાં તેમને શું લાગેવળગે?"

"મારા વહાલા મિ. બેનેટ," તેની પત્નીએ ઉત્તર દીધો, "તમે આવા કંટાળો આપનારા કેમ થઇ પડો છો? તમારે જાણવું જો-

ઇચ્છે કે આપણી છોકરીઓમાંની એકને તે પરણે એ બાબતનો હું વિચાર કરૂં છું."

"અહીં વસવામાં શું તેનો એ પ્રપચ છે?"

"પ્રપંચ! છટ, એવું તમે કહી જ કેમ શકો? પણ એ ઘણું બનવા જોગ છે કે—એકાદ સાથે તે પ્રેમમાં પડી જાય અને આથી જેવો તે અહીં આવે કે તરતજ તમે તેની મુલાકાતે જજો."

"મને તે માટે કાંઇયે પ્રસંગ જણાતો નથી. તું છોકરીઓ સાથે જજે અને ગમે તે છોકરીને પરણવા માટે તે પસંદ કરે તો તેને હું મારી અંતઃકરણપૂર્વક સંમતિની ખાત્રી આપનારી એક ચિઠ્ઠીમાં થોડીક લીંટીઓ લખીને તારી સાથે મોકલીશ. એમ છતાં મારી નાની લિઝિના સંબંધમાં હું એકાદ સારો શબ્દ લખીશ."

"તમે એવું કાંઇ નહી કરો એમ હું ઇચ્છું છું. બીજીઓના કરતાં લિઝિ જરાકે સારી નથી; અને મને ખાત્રી છે કે—જેન કરતાં તે અડધીયે રૂપાળી નથી; અથવા લિાડયા કરતાં અર્ધા ભાગનીયે સારા સ્વભાવની નથી. એમ છતાંયે તમે હમેશાં તેને જ પસંદગી આપતા રહો છો."

"તેમનામાં ભલામણ કરવા જેવો કશોયે ગુણ નથી," તેણે જવાબ દીધો "બીજી છોકરીઓની પેઠે તે બધીયે મૂર્ખ અને અજ્ઞાન છે, પણ લિઝિમાં તેની બ્હેનો કરતાં કાંઇક વધારે ચપળતા છે."

"મિ. બેનેટ, તમારાં પોતાનાં છોકરાંનું આવી રીતે તમે ભુંડું શી રીતે બોલી શકો! મને ચીઢવવામાં તમે મોજ માણો છો. મારા નબળા તંતુઓની તમને જરાકે દયા નથી."

"તું ભૂલ કરે છે, મારી વહાલી. તારા તંતુઓ માટે મને ઉંચા પ્રકારનું માન છે. તે મારા જૂના દોસ્તદાર છે. ઓછામાંઓછાં ગયાં વીશ વર્ષથી મેં તને સંભાળપૂર્વક તેમને સંભારતી સાંભળી છે.

"હા ! મને કેવું દુઃખ થાય છે, તેની તમને ખબરે નથી."

"પણ મને આશા છે કે—તને તે મટી જશે અને આપણી પડોશમાં ચાર હજારની વાર્ષિકઆવકવાળા જુવાન માણુસો આવશે, તેમને જોવાને તું જીવીશ."

"જ્યાં સુધી તમે તેમની મુલાકાત લેશો નહીં ત્યાં સુધી, એવા વીશ જણુ આવે તોયે આપણુને તે નકામા છે"

"ખાત્રી રાખજે, મારી વહાલી, કે જ્યારે એવા વીશ આવશે ત્યારે બધાઓની હું મુલાકાત લઇશ. !"

હાજર જવાબ, ટકોરદાર મજાક, એકલસૂરાપણું અને લોભ—એમના એક એવા વિચિત્ર મિશ્રણુરૂપ મિ. બેનેટ હતો કે તેના સ્વભાવથી વાકેફ થવા માટે તેની પત્નીને ૩૩ વર્ષનો અનુભવ પણ ઓછો થઇ પડયો હતો. તેનું મન ખીલવા માટે ઘણું કઠણ હતું. તે ઓછી સમજશક્તિવાળી, થોડી માહિતીવાળી અને અચોક્કસ સ્વભાવની સ્ત્રી હતી. જ્યારે તેને અસંતોષ થતો ત્યારે તેના તંતુઓ ઉપર અસર થતી હોય એમ તે કલ્પી લેતી. તેના જીવનનો ઉદ્દેશ તેની છોકરીઓને પરણાવી દેવાનો હતો; તેની રાહત મુલાકાત અને ખબરોમાં હતી.



## પ્રકરણુ ૨.

---

જેઓએ મિ. બિંગ્લેની મુલાકાત લીધી, તેઓમાં મિ. બેનેટ સૌથી વહેલો હતો. તેની મુલાકાત લેવાનો તેણે હમેશાં વિચાર કરી રાખ્યો હતો, જો કે હમેશાં છેવટ સુધી તેની વહુને તે ખાત્રી આ-પતો કે હું જઇશ નહીં; અને મુલાકાતે જઇ આવ્યો તે પછીની સાંજે પણુ તેની સ્ત્રીને એ બાબતની ખબર નહતી.

થોડાક દિનમાં મિ. બિંગ્લેએ મિ. બેનેટને વળતી મુલાકાત આપી, અને તેની સાથે તે તેના પુસ્તકાલયમાં આશરે દશ મિનિટ સુધી વાતચિત કરતો બેઠો. જે યુવાન બાળાઓના રૂપનાં તેણે ઘણાં વખાણુ સાંભળ્યાં હતાં તેમની ઝાંખી કરવાની તક પોતાને મળે એવી તેણે આશાઓ રાખી હતી પણુ તેણે માત્ર તેમના પિતાને જ જોયો. બાળાઓ કાંઇક વધારે ભાગ્યશાળી હતી, કારણુ ઉપલી બારીમાંથી તેમને એ ચોક્કસ જોઇ લેવાનો લાભ મળ્યો કે—તેણે ભૂરો કોટ પહેર્યો હતો અને તે એક કાળા ઘોડા ઉપર સ્વાર થયો હતો.

એ પછી તરત તેને જમવા માટે નોતરૂં દેવામાં આવ્યું અને મિસિસ બેનેટે પોતાના ગૃહકાર્યને માન આપે એવા પ્રકારની કેટલીક યોજનાઓ ક્યારનીયે ઘડી મૂકી હતી, તે વખતે એવો જવાબ આ-વ્યો કે જેથી તે બધીએ મુલત્વી રાખવી પડી. બીજે દિવસે મિ. બિંગ્લેને શહેરમાં જવાની ફરજ પડનાર હતી અને પરિણામે નિમ-ન્ત્રણુ વગેરેનું માન સ્વીકારવાને તે અશક્ત હતો.

મિસિસ બેનેટ તદ્દન નિરાશ થઇ ગઈ. હર્ટફર્ડશાયરમાં આવ્યા

પછી તરત જ તેને શહેરમાં એવું તે શું કામ હોઇ શકે તેનું તે અનુમાન કરી શકી નહીં; અને તેને બ્હીક લાગી કે—રખેને તે એક જગ્યાથી બીજી જગ્યાએ હમેશાં નાશભાગ કરતો રહેશે અને નેધરફિલ્ડમાં તેણે રહેવું જોઇએ તે પ્રમાણે રહેશે નહીં. લેડી લ્યુકાસે તેના મગજમાં એ વિચાર મૂકીને તેની બ્હીકને શાન્ત પાડી કે—તે માત્ર નાચના મેળાવડા માટે ઘણા પરોણાઓને નિમંત્રણ કરવા માટે જ લંડન ગયો છે, અને એ પછી તરત જ એવી ઉડતી વાત સંભળાઇ કે—મિ. બિંગ્લે સંમેલન માટે પોતાની સાથે બાર સન્નારીઓ અને સાત ગૃહસ્થોને લાવવાનો છે. સ્ત્રીઓની આવડી મોટી સંખ્યાની વાત સાંભળીને છોકરીઓને ચિન્તા ઉપજી પણ નાચના મેળાવડાને આગલે દિવસે તેમને એ સાંભળીને રાહત મળી કે—બારને બદલે તે લંડનથી માત્ર છ સ્ત્રીઓને જ લાવ્યો છે—તેની પાંચ બહેનો અને એક કાકાની છોકરી. અને જ્યારે એ મંડળીએ મેળાવડાના દિવાનખાનામાં પ્રવેશ કર્યો ત્યારે તો બધાં મળીને પાંચ જ જણ જણાયાં—મિ. બિંગ્લે, તેની બે બહેનો, તેની મોટી બહેનનો પતિ અને એક બીજો યુવાન ગૃહસ્થ.

મિ. બિંગ્લે દેખાવડો અને ગૃહસ્થ જેવો જણાતો હતો; તેનો ચહેરો મનોરંજક હતો અને તેની રીતભાત સાદી અને દુઃખ નહીં ઉપજાવનારી હતી. તેની બહેનો ચોક્કસ ઢબના રીતિરિવાજના દેખાવવાળી સુન્દર સ્ત્રીઓ હતી. તેનો બનેવી, મિ. હર્સ્ટ એક ખરેખરા ગૃહસ્થ જેવો દેખાતો હતો; પણ તેના મિત્ર મિ. ડાર્સીએ પોતાનાં દેખાવડા, ઉંચા બાંધાથી, સુન્દર અંગોથી અને ઉમદા દેખાવથી દિવાનખાનામાંનાં સૌનું ધ્યાન તરતજ ખેંચી લીધું અને તેના પ્રવેશ

પછી પાંચ ક્ષણની અંદર એવી વાત સામાન્ય રીતે ફેલાઇ રહી કે-તેનું વાર્ષિક ઉત્પન્ન દશ હજારનું છે. પુરુષોએ તેને એક સુન્દર દેખાવના પુરુષ તરીકે જાહેર કર્યો, પ્રમદાઓએ તેને મિ. બિંગ્લે કરતાં પણ ઘણો વધારે સ્વરૂપવાન જણાવ્યો અને લગભગ અર્ધી સાંજ સુધી તેના તરફ દરેક જણ ઘણાં વખાણની નજરથી જોતું હતું પણ તે પછી તેની રીતભાતે એવો કંટાળો ઉપજાવ્યો કે જેથી તેની લોકપ્રીતિની ભરતી અવળી દિશામાં વળી. કારણ તે ગુમાની તરીકે, સહચાર ન કરી શકાય એવો અને રીઝાવી ના શકાય એવો માલૂમ પડયો અને એ પછી ડર્બીશાયરમાંની તેની મોટી ધનસંપત્તિ આપીયે-તેને મળવા ઇચ્છતાં મન અચકાય એવો અત્યંત નાપસંદ ચ્હેરાવાળો બનાવતાં અને તેના મિત્ર સાથે સરખાવવાને અયોગ્ય બનાવતા-બચાવી શકી નહીં. ગૃહસ્થોની ઓછી સંખ્યાને લીધે ઇલિઝાબેથ બેનેટને બે નાચ વખતે બેસી જવાની ફરજ પડી હતી અને એ વખતના થોડા ભાગ દરમ્યાન, જ્યારે મી. બિંગ્લે નાચમાંથી થોડીક ક્ષણ માટે છૂટો થઇને તેના મિત્ર મિ. ડાર્સી પાસે તેને નાચમાં જોડાવા દબાણ કરવા આવ્યો, ત્યારે તે બન્ને વચ્ચે ચાલતી વાત ઇલિઝાબેથથી સાંભળી શકાય એટલે દૂર મિ. ડાર્સી ઉભો હતો.

"ચાલ ડાર્સી," તેણે કહ્યું, મારે તને નાચમાં સામેલ કરવો જોઇએ. આમ મૂર્ખાઇભરેલી રીતે તને એકલો ઉભો રહેલો જોતાં મને તિરસ્કાર આવે છે. તું નાચે એ જ ઘણું બહેતર થઇ પડશે."

"ખરેખર હું નહીં નાચું. જ્યાં સુધી હું મારી ભાગીદારણ

સાથે ખાસ કરીને પરિચિત ન હોઉં ત્યાં સુધી હું નૃત્યને કેવું ધિઃ-ક્કારૂં છું તે તું જાણે છે. આવા સમેલનમાં તે નહીં ટેકો આપવા જોગ જ થઇ પડશે. તારી બહેનો રોકાયલી છે અને આ દિવાન-ખાનામાં એવી કોઇ બીજી સ્ત્રી નથી કે જેની સાથે ઉભા રહેવું, એ મને શિક્ષારૂપ થઇ નહીં પડે."

"એક રાજ માટે પણ હું તારા જેવો મક્કમ થઇશ નહીં !" બિંગ્લે એ કહ્યું, "મારી કીર્તિના સોગંદ ! આજ સાંજની માફક મારી જિંદગીમાં હું કદિ આટલી બધી ખુશમિજાજી છોકરીઓને મળ્યો નહતો અને તેમાંની કેટલીક તો તું જુએ છે કે, અસાધારણ રીતે ખુબસુરત છે."

"તું આ દિવાનખાનામાં માત્ર એક જ ખુબસુરત છોકરી સાથે નૃત્ય કરે છે," મિ. ડાર્સીએ સૌથી મોટી મિસ બેનેટ સામે જોઇને કહ્યું.

"ઓહ ! એના જેવી સૌથી વધુ મનોહર સુન્દરી મેં કદિ જોઇ નથી ! પણ તારી પાછળ તરત જ તેની બહેનોમાંની જે એક બેઠી છે, તે ઘણી સુન્દર છે અને હું હિમ્મતથી કહું છું કે તે ઘણા સારા સ્વભાવની છે. મારી ભાગીદારણને તેની સાથે તારો પરિચય કરાવવાને કહેવા દે."

"તું કયી વિષે કહેવા માગે છે !" અને પાછું વાળીને તેણે થોડીક ક્ષણ સુધી ઇલિઝાબેથ તરફ જોયું. જ્યારે તેની આંખેઆંખ મળી ત્યારે તેણે પોતાની નીચે ઢળા દીધી અને ઠંડાપણાથી કહ્યું; "તે કાંઇક ઠીક છે, પણ મને લલચાવવા પુરતી તે મનોહર નથી; અને બીજા માણસોથી જેમની દરકાર નથી લેવાતી એવી જુવના

સ્ત્રીઓને પરિણામી લાભ આપવા માટે હાલ તુર્ત હું ખુશ મિજાજમાં નથી. તારી ભાગીદારણ પાસે તું પાછો જાય અને તેનાં મંદ હાસ્યની મોજ ચાખે, એ તારે માટે વધુ બહેતર છે, કારણ તું મારી સાથે તારો વખત નકામો ગુમાવે છે."

મિ. બિંગ્લે તેની સલાહને અનુવર્ત્યો. મિ. ડાર્સી બહાર ચાલ્યો ગયો; અને ઇલિઝાબેથને તેના પ્રતિ જરાકે સહૃદયતાભરી લાગણી રહી નહીં. એમ છતાં તેણે એ વાત પોતાની સખાઓને ઘણી મોજ સાથે કહી; કારણ તેનો સ્વભાવ મશ્કરો અને રમતિયાળ હતો અને કાંઇપણ હાંસીપાત્ર હોય તેમાં તે મઝા લેતી.

## પ્રકરણ ૩.

મિ. બિંગ્લેને તેના પિતા તરફથી લગભગ ૧ લાખ પૌંડની રકમનો વારસો મળ્યો હતો. તેનો પિતા એકાદ મિલ્કત વેચાતી લેવાનો ઇરાદો રાખતો હતો, પણ તેમ કરવાને જીવ્યો નહીં. મિ. બિંગ્લેને એવો જ વિચાર ઉપજ્યો હતો અને કેટલીકવાર તેણે પોતાના દેશમાં તે માટે પસંદગી કરી હતી પણ હવે જ્યારે તેને એક સારૂં મકાન મળ્યું હતું અને લશ્કરી નોકરીથી જમિન મેળવવાની રૂઢિને લગતી મિલ્કતની સ્વતંત્રતા તેને મળી હતી ત્યારે તેના સ્વભાવના મોજીલાપણાથી જેઓ બહુ જ સારી રીતે પરિચિત હતા તેઓમાંના ઘણાકને શંકા હતી કે—પોતાના બાકીના દિવસો તે નેધરફિલ્ડ ખાતે જ વીતાવશે કે કેમ અને પોતાની પછીના વારસદારો માટે જ તે ખરીદવાનું રાખશે કે કેમ ?

તેની અને ડાર્સીની વચ્ચે, જોકે સ્વભાવમાં ઘણોજ વિરોધ હતો તે છતાં પણ, અત્યંત ગાઢ મૈત્રિ હતી.

લૉંગબર્નથી થોડુંક ચાલીને જવા જેટલા અન્તરમાં એક એવું કુટુમ્બ વસતું હતું, જેની સાથે બેનેટ કુટુમ્બ ખાસ કરીને હળી ગયું હતું. સર વિલિયમ લ્યુકાસ પહેલાં મેરિટનમાં વેપાર કરતો હતો, જ્યાં તેણે ઠીક પૈસો પેદા કર્યો હતો અને પોતે મેયર હતો તે દરમ્યાન રાજાને માનપત્ર આપવાથી તેને 'નાઇટહુડ'નું ઉંચું માન મળ્યું હતું. આ માને કદાચ ઘણી જ મજબૂત અસર કરી હતી. તેનાથી તેને પોતાના ધંધા પ્રત્યે અને નાના બજારવાળા ગામમાંના તેના મકાન પ્રત્યે તિરસ્કાર ઉપજ્યો હતો, અને તે બન્નેથી છૂટો થઇને મેરિટનથી આશરે એકાદ માઇલ દૂર આવેલા એક મકાનમાં તે પોતાના કુટુંબ સાથે રહેવા ગયો; એ સમય પછી તે મકાનને તેણે લ્યુકાસ લૉજ એવું નામ આપ્યું અને ત્યાં તે તેની પોતાની અગત્યના વિચાર ઘણી સારી રીતે કરી શક્યો તથા પોતાના ધંધાની ગડભાંગમાં પડયા વિના તે આખી દુનિયા તરફ વિવેકી થવામાં જ માત્ર ધ્યાન આપવા લાગ્યો. કારણ જો કે તે પદવીમાં ઉંચે ચઢયો હતો પણ તેથી તે નકામો થઈ પડયો નહીં; ઉલ્ટો તે દરેક જણ તરફ ઘણું ધ્યાન આપવા લાગ્યો. સ્વભાવે ખીજાય નહીં એવો, સૌ સાથે હળી જનારો અને કોઇનું પણ ભલું કરનારો હોવાથી સેંટ જેમ્સ મહેલમાં તેનો પરિચય કરાવવામાં આવતાં તે બધાયે સાથે મિલનસાર બની ગયો હતો.

લેડી લ્યુકાસ એક ઘણા સારા સ્વભાવની બાઇ હતી, જો કે તે મિસિસ બેનેટની એક કિંમતી પાડોશણ થવા માટે બહુ હોશિયાર

ન હતી. તેમને ઘણાં છોકરાં હતાં. તેમાં સૌથી મોટી છોકરી એક સમજુ અને બુદ્ધિશાળી યુવતી હતી. તે આશરે ૨૭ વર્ષની હતી અને ઇલિઝાબેથની ખાસ સહીપણી હતી.

લ્યુકાસ કુટુમ્બ અને બેનેટ કુટુમ્બની છોકરીઓ નાચના એક મેળાવડામાં એકઠી મળીને વાતોચિતો કરે એ ઘણું જરૂરનું હતું અને મેળાવડાને બીજે દિને લ્યુકાસ કુટુમ્બની છોકરીઓ લૉંગબ. ર્નમાં નવી જૂની સાંભળવા અને કહેવા આવી પહોંચી.

" તેં સાંજ સારી રીતે શરૂ કરી, શાર્લોટી " મિસિસ બેનેટે મિસ લ્યુકાસને આત્મસંયમભર્યા વિવેકથી કહ્યું, " મિ. બિંગ્લેએ તને જ પહેલી પસંદ કરી હતી. "

" હા, પણ તે તેની બીજી ભાગીદારણને વધુ પસંદ કરતો જણાતો હતો. "

" ઓહ્! તું જેન વિષે કહે છે, હું ધારૂં છું. કારણ તે તેની સાથે બે વખત નાચ્યો હતો. ખરેખર એમ જ જણાતું હતું કે તે તેને વખાણતો હોય—ચોક્કસ, હું તો લગાર એમ માનું છુ કે તે તેને વખાણતો હતો જ મેં તે સંબંધી કાંઇ સાંભળ્યું પણ ખરૂં—પણ મી. રોબિન્સન વિષે હું ભાગ્યે જ કશું જાણું છું. "

" મેં તેની અને મિ. રોબિન્સનની વચ્ચેની જે વાત સાંભળી લીધી તેનો કદાચ તમે ઉલ્લેખ કરતાં હશો. મેં તમને એ નથી કહી ? મિ. રોબિન્સને તેને પૂછેલું કે આપણા મેરિટનના મેલાવડા તેને ગમ્યા કે નહીં તથા દિવાનખાનામાં ઘણી સુન્દર સ્ત્રીઓ હતી એમ તે ધારતો હતો કે નહીં અને સૌથી વિશેષ સ્વરૂપવતી તે કોને ધારતો હતો ? આ છેલ્લા પ્રશ્નનો તેણે એવો ઉત્તર આપેલો કે " ઓહ્! વિના શક મિ. બેનેટની સૌથી મોટી છોકરી; એ મુદ્દા

ઉપર બે અભિપ્રાય હોઇ શકે જ નહીં."

"મારા શબ્દ ઉપર આધાર રાખ!–ખરેખર, તે ઘણો સારો નિશ્ચય થયલો–તેથી એમ જણાય છે કે જાણે–પણ, તેમ છતાંયે, તુ જાણે છે કે તે બધુંયે નિરર્થક નીવડે.

"ઇલિઝા, મારી સાંભળેલી વાતો તારી વાતો કરતાં વધારે ફરજાજે હેતુ સાધનારી હતી," શાર્લોટીએ કહ્યું, "મિ. ડાર્સી તેના મિત્રની માફક વાતચિત માટે સારો પાત્ર નથી, ખઇ કે નહીં? બિચારી ઇલિઝા! માત્ર કંઇક ઠીક લેખાઇ!"

"હું તને વિનતિ કરૂં છું કે–લિઝિના મગજમાં એ વાત ના ઉતારીશ. તેના ખરાબ વર્તનથી તે ચીઢાઇ જશે, કારણ તે એવો નાપસંદ માણસ છે કે તે કોઇને ચહાય એ તદ્દન કમનસિબી થઇ પડશે."

"જો હું મિ. ડાર્સીના જેટલો શ્રીમંત હોત," લ્યુકાસ કુટુમ્બનો એક નાનો છોકરો જે ત્યાં આવી પહોંચ્યો, તે બોલ્યો, "તો હું કેટલો ગર્વિષ્ટ છું તેની હું દરકાર પણ કરૂં નહીં. હું શિકારી કુતરાઓનું એક જૂથ રાખું અને દરરોજ દારૂની એક બાટલી પીધા કરૂં."

"ત્યારે તો તારે પીવો જોઇએ તેના કરતાં તું વધારે પીતો હોઇશ," મિસિસ બેનેટે કહ્યું, "અને જો હું તને પીતી જોઉં તો હું તરતજ તારી બાટલી છીનવી લઉં."

તે છોકરાએ વાંધો લીધો કે તમારે ના લેવી જોઇએ, તેણીએ જાહેર કરવાનું ચાલુજ રાખ્યું કે હું લઈ લઇશ અને આ રકઝક મુલાકાત પુરી થઈ ત્યાં સુધી ચાલ્યા કરી.

## પ્રકરણ ૪.

પોતાની બહેન તરફ મિ. બિંગ્લે ધ્યાન આપતો તે જોવામાં ઇલિઝાબેથ રોકાઇ હતી પણ તે પોતે જ તેના મિત્રનાં નયનમાં કંઈક રસના વિષય રૂપ થઈ પડી હતી તેની તેને લગારે શંકા ઉપજી નહતી. મી. ડાર્સીએ શરૂઆતમાં તેને સુન્દર તરીકે લગારે કબુલ કરી નહતી, નાચના મેલાવડામાં તે તેના તરફ વખાણુની લાગણી વિના જોઇ રહ્યો હતો; અને જ્યારે તેઓ બીજીવાર મળ્યાં ત્યારે માત્ર ટીકા માટે તેણે તેના પ્રત્યે જોયું હતું. પણ તેણે પોતાના મનમાં તથા પોતાના મિત્રો આગળ જેવું એ કબુલ કર્યું કે તેના વદન ઉપર ભાગ્યેજ કંઇ સોહામણાપણું છે ત્યાર પછી તરતજ તેને લાગ્યું કે તેણીની કાળી આંખોના મનોહર ભાવથી તેણીના ચહેરા ઉપર અસાધારણ રીતની ચંચલતા જણાતી હતી. આ શોધ પછી તે આવી જ બીજી એકસરખી હાર આપનારી શોધો કરી શક્યો. તેણીના ઘાટમાં સંપૂર્ણ સમતાની નિષ્ફળતા હતી એમ તેણે બારિક નજરે એક કરતાં વધુ વખત નિહાળ્યું હતું તેમ છતાં તેને તેની આકૃત ચપલ અને મનોરંજક હોવાનું કબુલ કરવું પડ્યું; અને તેણીની રીતભાત સુધરેલી દુનિયાના લોકોના જેવી નહતી એમ તે ખાત્રીપૂર્વક કહેતો હતો છતાં પણ તે રીતભાતના સરલ રમતિયાળપણામાં તે જકડાઇ ગયો. આ બાબતની તેણીને લગાર પણ ખબર નહતી; તેને મન તે માત્ર એવો જ એક માણસ હતો કે જે ક્યાંયે બીજાના સ્વભાવને અનુકૂળ થઇ પડયો નહતો અને જેણે તેણીને પોતાની સાથે નાચવા પુરતી સુંદર ધારી ન હતી.

તેણીના સંબન્ધમાં કાંઇ વિશેષ જાણવાની તે ઇચ્છા કરવા લાગ્યો અને તેણીની સાથે વાતચિત કરવાના પગલા તરીકે, તેણી બીજાઓ સાથે વાતચિત કરતી હતી ત્યારે તે તેમાં ભળવા લાગ્યો. આથી તેણીનું ધ્યાન તેના પ્રતિ ખેંચાયું. સર વિલિયમ લ્યુકાસને ત્યાં જ્યારે એક મોટો મેલાવડો થયો હતો ત્યારે આ બનાવ બન્યો.

"મી. ડાર્સી એના મનમાં શું સમજે છે?" તેણીએ શાર્લોટીને કહ્યું, "કર્નલ ફોસ્ટર સાથેની મારી વાત તે શા માટે સાંભળતો હતો?"

"આ પ્રશ્ન એવો છે, કે જેનો જવાબ મી. ડાર્સી પોતે જ આપી શકે."

"પણ જો હવેથી તે એવું કાંઇ વધુ વખત કરશે તો હું ખરેખાત તેને ખબર પાડીશ કે તેનો શો ઇરાદો છે તે હું ક્યારનીએ જાણું છું. તેની આંખ મને ઘણી જ કટાક્ષખોર જણાય છે અને જો હું ઉચ્છૃંખલ બનવાની શરૂઆત કરૂં નહીં, તો મને તરતજ તેનાથી જરૂર બ્હીવું પડે."

એ પછી તે જેવો તેમની પાસે આવ્યો તે જ વખતે જો કે તેનો કાંઇ બોલવાનો ઇરાદો હોય એમ જણાતું નહતું છતાંપણ મિસ લ્યુકાસે તેની સખીને એ બાબતમાં તેને કાંઇ કહેવાનું નિમંત્રણ કર્યું, જેથી તરતજ ઇલિઝાબેથને તેમ કરવાની ઉશ્કેરણી થતાં, તે તેના તરફ ફરીને બોલી:

"મી. ડાર્સી, જયારે હું કર્નલ ફોર્સ્ટરને મેરિટન ખાતે નાચનો એક મેલાવડો કરવાને ખીજવતી હતી, ત્યારે તમને શું એ ધારણા

ન હતી કે મે હમણાં જ મારી તબિયત ઘણી ખરાબ છે એમ નહોતું કહ્યું ?"

"ઘણા જુસ્સાથી; પણ એ વિષય જ એવો છે કે જે એક સન્નારીને જુસ્સાવાળી બનાવે છે."

"તમે અમારા તરફ કરડા બનો છો."

"હવે તરતજ તેણીને ખીજવવાનો વખત આવશે" મિસ લ્યુકાસે કહ્યું, "હું થોડીવારમાં પિયાનો ઉઘાડું છું, ઇલિઝા, અને તું જાણે છે તે પછી શું બનશે."

"એક સખી તરીકે તું ઘણી અજબ વ્યકિત છે ! ગમે તેની સમક્ષ અને દરેકની સમક્ષ હું ગાઉં બજાવું એમ તું હમેશાં ઇચ્છે છે. જો મારા ગુમાનીપણાએ સંગીત તરફ વલણ કર્યું હોત તો તું એક અમૂલ્ય સખી થઇ પડત પણ તેમ નથી એટલે જેઓ ઘણા ઉત્તમ ઉસ્તાદોને સાંભળવાની ટેવવાળા છે તેઓ સમક્ષ હું ખરેખર પિયાનો વગાડવા બેસીશ નહીં." એમ છતાં મિસ લ્યુકાસે તેને વારંવાર સમજાવતાં તેણીએ કહ્યું, "બહુ સારૂં, જો એમ થવું જોઇએ તો, થવા દે." અને મી. ડાર્સી તરફ ગંભીર રીતે કટાક્ષ ફેંકીને તે બોલી, "એક સુન્દર જૂની કહેવત છે કે જેનાથી અલબત્ત અહીં આવેલું દરેક જણ જાણીતું છે કે—'તમારૂં રાંધ્યું તમે જ ભોગવી લ્યો'. અને હું મારૂં ધ્યાન મારૂં ગાન ઉત્તમ રીતે ગાવામાં આપીશ."

તેનું સંગીત ખુશકારક હતું, જો કે તે કોઈ રીતે ઉત્તમ નહતું. એક બે ગીત વગાડયા પછી અને કેટલાકે તેને ફરીથી ગાવાને વિનતિ કરી, તેનો તે જવાબ આપી શકે તે પહેલાં તેની બ્હેન

મેરી આતુરતાથી પિયાના ઉપર બેઠી. તે તેમના કુટુમ્બમાં એક ઘણી સાદી છોકરી હોવાને પરિણામે જ્ઞાન અને કલાઓ પ્રાપ્ત કરવા પાછળ સખ્ત મહેનત લેતી હતી, જેથી હમેશાં પોતાની કલા પ્રદર્શિત કરવા તે આતુર રહેતી.

મેરી બુદ્ધિશાલી કિંવા રસિક નહતી; અને જો કે તેનામાં ગુમાની પણું દાખલ થયું હતું તેમ છતાં તેજ રીતે તેના દેખાવમાં ગર્વિષ્ટપણું અને રીતભાતમાં મનનું સાંકડાપણું જણાતું, જે ઉત્તમપણાની ઉંચી કક્ષાએ તે પહોંચી હતી, તેમાં ઘણું નુકશાન પહોંચાડનારાં હતાં. ઇલિઝાબેથ સરળ અને લાગણી વિનાની હોવાથી ઘણા આનંદથી તેને સાંભળવામાં આવી હતી જોકે તે તેના જેવું અર્ધુંએ સારૂં બજાવી શકી નહતી; અને મેરીએ એક લાંબું ગીત ગાયા બાદ જ્યારે તેની નાની બહેનો, જેઓ લ્યુકાસ કુટુમ્બની કેટલીક છોકરીઓ સાથે દિવાનખાનાના એક ખૂણામાં આતુરતાથી નૃત્ય કરવામાં જોડાઇ, તેમની વિનતિથી સ્કોચ અને આઇરિશ ઢબનાં કેટલાંક ગીત ગાયાં ત્યારે તે પ્રશંસા અને આભાર મેળવવા પામી.

મી. ડાર્સી તેમની પાસે જ, બધી વાતચિતમાંથી બહિષ્કૃત થઇને આવી ઢબે સાંજ પસાર કરવા માટે છૂપી રીતે ગુસ્સે થયલો ઉભો હતો અને વિચારોમાં એટલો બધો ગુંથાઇ ગયો હતો કે સર વિલિયમ લ્યુકાસે તેની પાસે આવી નીચે પ્રમાણે વાતચિત શરૂ કરી ત્યાં સુધી તેનું ધ્યાન તેમના તરફ ગયું નહીં.

“જુવાન માણસો માટે આ કેવી આકર્ષક ગમ્મત છે, મિ. ડાર્સી ? એકંદરે લેતાં, નૃત્ય જેવું કશુંયે સુન્દર નથી. સુધરેલા સમા-

જની સૌથી પ્રથમ સારી રીતભાતમાંની એક તરીકે હું તેને લેખું છું."

"ખરેખર, સાહેબ; અને દુનિયાના ઓછા સુધરેલા સમાજોમાં પ્રચલિત થવાનો પણ લાભ તેમાં સમાયલો છે. દરેક જંગલી નાચી શકે છે."

સર વિલિયમે માત્ર મંદ હાસ્ય કરી કહ્યું, "તમારો મિત્ર ઘણા આનન્દથી નૃત્ય કરે છે," તેણે, મિ. બિંગ્લેને મંડળી સાથે ભેળાતો જોઇને થોડી વાર પછી કહ્યું: "અને તમે એ કલામાં પ્રવીણ છો એની મને શંકા નથી, મિ. ડાર્સી."

"સાહેબ, હું ધારૂં છું કે, આપે મને મેરિટન ખાતે નૃત્ય કરતાં જોયો છે."

"હા, ખરેખર, અને એ જોઇને મને કાંઈ ઓછી ખુશાલી ઉપજી નહતી. સેંટ જેમ્સના મહેલમાં તમે ઘણુંખરૂં નૃત્યમાં ભાગ લ્યો છો ?"

"કદિ નહીં, સાહેબ."

"તમે નથી ધારતા કે એ જગ્યાએ તે એક યોગ્ય અભિનન્દન રૂપ પડે ?"

"જો હું તેને ટાળી દઉં તો તે એક એવું અભિનન્દન છે કે જે હું કોઇ જગ્યાએ કદિ આપું નહીં."

"શહેરમાં તમારે એક ઘર છે, એમ હું ધારી લઉં છું."

મિ. ડાર્સીએ સંમતિમાં શિર નમાવ્યું.

"એક વખત શહેરમાં વસવાટ કરવાને મને કેટલાક વિચાર આવ્યા હતા; કારણ મને ઉંચા લોકોમાં ભેળાવાનો શોખ છે; પણ લંડનની આબોહવા લેડી લ્યુકાસને અનુકૂળ આવશે કે કેમ એ બાબતમાં મને કશું તદ્દન નિશ્ચિત લાગ્યું નહીં."

તે પ્રત્યુત્તર મેળવવાની આશામાં થોડીવાર થોભ્યો; પણ તેનો સહયોગી કાંઇ જવાબ વાળવાના ખુશ મિજાજમાં નહતો, અને ઇલિઝાબેથ એ વખતે તેમની તરફ આવતાં તેને એક ઘણુંજ ઉત્તમ કાર્ય કરવાની ઉર્મિ સ્ફુરી આવી અને તેણે તેને બોલાવીને કહ્યું:

"મારી વહાલા મિસ ઇલિઝા, તું શા માટે નૃત્ય કરતી નથી? મિ. ડાર્સી, આ યુવાન સન્નારીને એક ઘણીજ પસંદ થઇ પડે એવી ભાગીદારણ તરીકે તમારી સાથે ઓળખાણ કરાવવાની મને રજા મળવી જોઇએ, જ્યારે આવી એક સુન્દરી તમારી સમક્ષ આવી છે ત્યારે મને ખાત્રી છે કે, તમે નૃત્ય કરવાને ના પાડશો નહીં," અને તેણીનો હાથ લઇને તે મિ. ડાર્સીને આપવા જતો હતો, કે જે જોકે ઘણો જ વિસ્મિત થયો હોવા છતાં પણ તે સ્વીકારવાને નાખુશ નહતો, તે વખતે તેણીએ તે તરતજ પાછો ખેંચી લીધો અને સર વિલિયમને કંઇક ગૂંચવણુથી કહ્યું,

"ખરેખર, સાહેબ, નૃત્ય કરવાની મારી જરાકે મરજી નથી. હું આપને વિનંતિ કરૂં છું કે આ તરફ હું એક સાથીની માગણી કરવા માટે આવી છું એમ આપ ધારી લેશો નહીં."

મિ. ડાર્સીએ, ગંભીર હક્કદારપણાથી, તેણીના હાથનુ માન મેળવવા વિનતિ કરી પણ વ્યર્થ. ઇલિઝાબેથ મક્કમ જ રહી અને સર વિલિયમ તેને સમજાવવાનો પ્રયત્ન કરતાં તેની ધારણાને

બિલ્કુલ ડગમગાવી શક્યા નહીં.

"મિસ ઇલિઝા, તું નૃત્યમાં એટલી બધી પ્રવીણ છે કે તારૂં નૃત્ય જોવાના સુખની મને ના પાડવામાં તું ક્રૂર બને છે અને જોકે આ ગૃહસ્થ સામાન્ય રીતે આ ગમ્મતને પસંદ કરતા નથી તોપણ મને ખાત્રી છે કે આપણને અર્ધાએક કલાક માટે આભારી કરવામાં તેમને કાંઇ વાંધો હોઈ શકે નહીં."

'મિ. ડાર્સી ઘણાજ વિનયી છે,' ઇલિઝાએથે મંદ હાસ્ય કરતાં કહ્યું.

"તે ખરેખર તેવાજ છે, પણ લાલચ સંબંધી વિચારતાં, મારી વહાલી મિસ ઇલિઝા, આપણે તેમના વિનયીપણા પ્રત્યે અજાયબ થઇ શકીએ નહીં કારણ એવા સાથી માટે કોણ વાંધો લે?"

ઇલિઝાએથે વક્રદષ્ટિપાત કર્યો અને ત્યાંથી જતી રહી. તેણે ના પાડયાથી તે ગૃહસ્થને કાંઇ ખોટું લાગ્યું ન હતું અને તેના સંબંધમાં તે કાંઇક ખુશમિજાજથી વિચાર કરતો હતો એટલામાં મિસ બિંગ્લેએ તેને બોલાવ્યો–

"તમારા સ્વપ્નાવસ્થાના વિષયની હું અટકળ કરી શકું છું."

"મારે કલ્પના કરવી ના જોઇએ."

"તમે એવો વિચાર કરો છો કે આવી રીતે–આવી મંડળીમાં ઘણી સાંજ ગાળવી એ કેટલું બધું નહીં સહન કરી શકાય એવું થઇ પડશે; અને ખરેખર હું તમારા અભિપ્રાયને તદ્દન મળતી છું, હું આવી રીતે કદિ વધુ ત્રાસ પામી ન હતી! અરસજ્ઞતા અને વળી ઘોંઘાટ–ગુણોનું અછત અને છતાં આ બધાયે લોકોની

આત્મ–ઉપયોગિતા ! તેમના વિષે તમારી કરડી ટીકાઓ સાંભળ-વાને હુ શું આપી શકું ? "

"તમારૂં ધારવું તદ્દન ખોટું છે, હું તમને ખાત્રી આપું છું. મારૂં મન વધુ પસંદ પડતી બાબત ઉપર રોકાયું હતું. એક સુંદર સ્ત્રીના વદનમાંનાં મનોહર નેત્રની જોડી કેટલી બધી મીઠાશ વરસાવી શકે તે વિષે હું ક્યારનો વિચાર કરૂં છું."

મિસ બિંગ્લેએ તરતજ તેના ચહેરા તરફ નજર ઠારી અને એવી ઇચ્છા કરી કે–કઇ સ્ત્રીને આવી ધારણાઓ સ્ફુરાવવાનું માન મળ્યું હતું તે પોતાને કહેવામાં આવે. મિ. ડાર્સીએ ઘણીજ હિમ્મત-થી જવાબ દીધો.

"મિસ ઇલિઝાબેથ બેનેટ."

'મિસ ઇલિઝાબેથ બેનેટ !' મિસ બિંગ્લેએ એ નામ ફરીથી ઉચ્ચાર્યું, "હું તદ્દન અજાયબ થઇ છું. તે વળી આવી પ્રિયપાત્ર ક્યારની બની છે ? અને મહેરબાની કરીને કહો, તમને આનંદ મળે એવી ઇચ્છા મારે ક્યારે જાહેર કરવી ?"

"આ તે જ પ્રશ્ન છે જે તમે મને પૂછો એમ હું ધારતો હતો. એક સ્ત્રીની કલ્પનાશક્તિ ઘણી ઝડપ ભરેલી હોય છે; તે એક ક્ષણુમાં પ્રશંસામાંથી પ્રેમમાં કૂદકો મારે છે અને પ્રેમમાંથી લગ્નમાં. હુ જાણુતો હતો જ કે તમે મારા માટે આનંદ જ પ્રદર્શિત કરશો."

"નહી, જો તમે તે સંબંધમાં એટલા બધા ગંભીર હો તો હું એ બાબત તદ્દન ચોક્કસ થયલીજ ગણીશ. ખરેખર, તમને એક

દેખાવડી સાસુ મળશે અને અલબત્ત, તે હમેશાં તમારી સાથે પેમ્બર્લી ખાતે રહેશે.”

જ્યારે તે આ પ્રમાણે તેની સાથે ગમ્મત કરતી હતી ત્યારે તે બિલકુલ નિષ્કાળજીથી તેને સાંભળતો હતો અને તેની શાંતિથી જેવી તેણી સંતોષ પામી કે બધું સહિસલામત છે, તેવી જ તેની મશ્કરી લાંબી ચાલી.

---

## પ્રકરણ ૫.

---

મિ. બેનેટની મિલ્કત આશરે બે હઝારની વાર્ષિક ઉત્પન્નની જમીનમાં જ કેવળ સમાતી હતી અને તે તેની છોકરીઓને કમનસિબે પુરૂષ વારસને અભાવે એક દૂરના સગાને નામે ચઢાવવામાં આવી હતી; અને તેમની માતાની મિલ્કત જીંદગીમાં તેની સ્થિતિ માટે જો કે પુરતી હતી તોપણ મિ. બેનેટની સંપત્તિની ખોટ તે પુરી પાડી શકે તેટલી ન હતી. તેનો પિતા મેરિટનમાં એક ધારાશાસ્ત્રી થઇ ગયો હતો અને પોતાની પાછળ ૪ હઝાર પૌંડ મૂકી ગયો હતો.

તેની એક બહેન હતી તે મિ. ફિલિપ્સ નામના એક ગૃહસ્થને પરણી હતી કે જે તેના પિતાનો ગુમાસ્તો હતો અને તેના ધંધાનો તે વારસદાર બન્યો હતો અને તેનો એક ભાઇ વેપારની એક આબરૂદાર શાખામાં લંડન ખાતે ઠરીઠામ થયો હતો.

લૉંગબર્ન ગામડું મેરિટનથી માત્ર એક માઇલ દૂર હતું. તે જુવાન બાળાઓ માટે એક સગવડ ભર્યું અંતર હતું. તેઓ વારંવાર

અડવાડીઆમાં ત્રણ ચાર વખત તેમની કાકીને મળવા જવા અને રસ્તામાં આવતી એક કાપડીઆની દુકાને ખરીદી કરવા જવાને લલચાતી હતી. કુટુમ્બની બે સૌથી નાની છોકરીઓ, કેથેરીન અને લિડિયા, ખાસ કરીને આ કામ માટે વારંવાર જતી આવતી હતી. તેમનાં મન તેમની બહેનો કરતાં વધુ ખુલ્લાં હતાં અને જ્યારે કાંઇ કામ કરવાનું રહેતું નહી ત્યારે તેમના સવારના વખતમાં મેરિટન સુધી ચાલતાં જવું તેમજ સાંજની કંઇ નવાજુની મેળવવી, એ તેમને ચોક્કસ મોજ થઇ પડતી અને ગામડાંમાં સામાન્ય રીતે કાંઇ પણ નવાજુની હોય નહીં તોયે પણ તેઓ તેમની કાકી પાસે કાંઇ પણ ખબર કઢાવવાને યત્ન કરતી. હાલમાં ખરેખર પડોશમાં આવી પહોંચેલી એક લશ્કરી ટુકડીને લીધે તેમને ખબરો અને મઝા બન્ને સારી રીતે મળતાં હતાં. તે ટુકડી આખો શિયાળો ત્યાં ગાળવાની હતી અને મેરિટન તેમનું મુખ્ય મથક હતું.

મિસિસ ફિલિપ્સને ત્યાં તેમની મુલાકાત ઘણીજ રસભરી ખબરો આપનારી થઈ પડતી. દરરોજ અમલદારોનાં નામ અને તેમના સંબંધ વિશે કંઇનું કંઇ જાણતાં જાણે તેમના જ્ઞાનમાં વધારો થતો. તેમની છાવણી ઘણો વખત છુપી રહી નહીં અને આખરે તેઓ અમલદારોને પોતાને ઓળખવા લાગી. મિ. ફિલિપ્સ તે બધાને મળી આવતો અને આથી તેની ભત્રીજીઓને અગાઉ નહીં જણાયલી સગવડનું કારણ મળ્યું. તેઓ અમલદારો શિવાય બીજા કશાની વાત કરતી નહીં અને મિ. બિંગ્લેની મોટી સંપત્તિ જેનું નામ દેતાં તેમની માતાને ઉત્સાહ મળતો તે જ્યારે એક વાવટો લઇ જનારા અમલદારના સૈનિકોના નામ ગણાવવામાં આવતાં ત્યારે તેમની ( તે છોકરીઓની ) નજરમાં નકામી જણાતી.

આ વિષય સંબંધમાં તેમના ઉમળકા એક દિવસ સાંભળ્યા બાદ મિ. બેનેટે તેમને ઠંડે પેટે કહ્યું, "આ બધા ઉપરથી તમારી વાતચિતની ઢબ ઉપરથી હું એ સાર ઉપજાવી કાઢું છું કે—તમે આ ગામડામાંની સૌથી મૂર્ખમાં મૂર્ખ છોકરીઓમાંની બે છો. કેટલાક વખતથી તો મને તે માટે શંકા હતી પણ હવે હું તે જ નિર્ણય ઉપર આવ્યો છું."

મિસિસ બેનેટ આનો જવાબ આપવા જતી હતી એટલામાં પગીએ આવીને મિસ બિંગ્લેની એક ચીઠ્ઠી આપ્યાથી તે અટકી ગઇ. તે નેધરફીલ્ડથી મોકલવામાં આવી હતી અને નોકર જવાબની વાટ જોતો ઉભો રહ્યો. મિસિસ બેનેટની આંખો ખુશાલીથી ચમકી ઉઠી અને જ્યારે તેની છોકરી તે ચીઠ્ઠી વાંચતી હતી ત્યારે તે આતુરતાથી કહેવા લાગી, "વારૂ જેન, એ કોના તરફથી આવી છે! એ શા માટે લખેલી છે? તેમાં શું લખ્યું છે? વારૂ જેન ઉતાવળ કર તો અને કહી દે ને શું છે? ઝટ કરને મારી વહાલી?"

"મિસ બિંગ્લે તરફથી આવી છે," જેને કહ્યું અને મોટે સાદે તે વાંચવા લાગી:

"મારી વહાલી સખી, લુઇઝા અને મારી સાથે જો આજે તું જમવા આવવા જેટલી માયાળુ નહીં થાઉં તો આપણા બાકીના જીવનમાં આપણે એક બીજાને ધિઃકારવાના ભયમાં આવી પડીશું; કારણ બે સ્ત્રીઓ વચ્ચેની આખા દિવસની ગુફતેગોનો કદીપણ ટંટા વિના અંત આવે નહીં. આ ચિઠ્ઠી મળ્યા પછી તારાથી જેમ બને તેમ ઉતાવળી આવી પહોંચજે. મારા ભાઈ અને બીજા ગૃહસ્થો અમલદારો સાથે જમવાના છે—સદાની તારી, કેરોલિન બિંગ્લે."

"અમલદારો સાથે!" લિડિયા બોલી ઉઠી, "મારી કાકીએ મને એ ન કહ્યું તેથી હું અજબ થાઉં છું.

"જમવાનું!" મિસિસ બેનટે કહ્યું, "એ ઘણું કમનસિબ છે."

"હું ગાડી લઇ જાઉં?" જેને કહ્યું.

"ના, મારી વહાલી, તું ઘોડેસ્વાર થઇને જાય એ બહેતર છે; કારણ વખતે વરસાદ પડશે, એમ લાગે છે અને એ પછી તું આખી રાત ત્યાં જ રહેજે."

ઇલિઝાબેથે કહ્યું, "જો તમને એની ખાત્રી હોય કે તેઓ તેને પાછી ઘેર મોકલશે નહીં તો આ એક સારી યુક્તિ થઇ પડશે."

"ઓહ! પણ પુરૂષોને તો મેરિટન જવા માટે મિ. બિંગ્લેની ગાડી કામ લાગશે અને હર્સ્ટ કુટુમ્બ કને તેમના પોતાના ઘોડા નથી.

"મને તો બંધ ગાડીમાં જવું વધારે ઠીક લાગે છે."

"પણ, મારી વહાલી, મને ખાત્રી છે કે—તારા પિતા ઘોડાઓ ફાજલ પાડી શકે તેમ નથી. તેમનો ખેતરમાં ખપ પડશે. ખરૂં કે નહીં મિ. બેનેટ?"

"મને તે મળી શકે છે તેના કરતાંયે તેમની ખેતરમાં ઘણી વધુ વખત જરૂર પડે છે."

"પણ જો આજે તેમની તમને જરૂર હોય તો મારી બાનો હેતુ સરશે," ઇલિઝાબેથે કહ્યું.

"આખરે તેણીએ પોતાના પિતા પાસેથી એ કબુલ કરાવ્યું કે—ઘોડા કામમાં હતાં; આથી જેનને એક ઘોડા ઉપર બેસીને જવાની ફરજ પડી અને તેની માતા, એક ખરાબ હવાવાળા દિવસનાં ચિહ્ન

વિષે વાત કરતી અને મનમાં ઘણી મલકાતી તેને બારણા સુધી વળાવવા ગઇ. તેની આશાઓ પુરી પડી. જેન બહુ દૂર ગઇ હશે નહીં એટલામાં તો ભારે વરસાદ તુટી પડયો. તેની બહેનોને તેણીને માટે ચિન્તા ઉપજી પણ તેની માતા ખુશી થઇ. વરસાદ આખી સાંજ સુધી જરાકે ખાંચો પાડયા વિના પડયા જ કર્યો. જેન નક્કી પાછી આવી શકી નહીં.

"ખરેખર, આ એક મારો સુભાગી વિચાર હતો !" મિસિસ બેનટે એક કરતાં વધુ વખત આમ કહ્યું, જાણે કે—વરસાદ પાડવાનું માન તેણીને પોતાનેજ બધું ઘટતું હતું. એમ છતાં બીજા દિવસની સવાર સુધી પોતાની યુક્તિના સર્વ સુખથી તે માહિત ન હતી. સવારનો નાસ્તો પુરો થયો હતો એટલામાં નેધરફિલ્ડથી એક નોકરે આવીને ઇલિઝાબેથ ઉપરની નીચે મુજબ લખાયલી ચિઠ્ઠી આપી:—

"મારી સૌથી વહાલી લિઝિ, આજ સવારે હું ઘણી અસ્વસ્થ જણાઉં છું અને તે હું ધારૂં છું કે—ગઇ કાલે ભીંજાઇ ગઇ તેને લીધે છે. મારા માયાળુ મિત્રો જ્યાં સુધી હું સાજી ન થાઉં ત્યાં સુધી મને ઘેર પાછી ફરવા દેવાની દાદ સાંભળતા નથી. તેઓ વળી મને મિ. જોન્સને મળવાને વારંવાર કહ્યા કરે છે; આથી જો તે મને મળવા આવ્યો હતો એમ તું સાંભળે તો ગભરાઇ જતી નહીં અને માત્ર ચોરીઆ તથા માથું દુઃખવા શિવાય મને બીજું કાંઇ વધારે થયું નથી. તારી જ ઇત્યાદિ."

"વારૂ મારી વહાલી," ઇલિઝાબેથ જ્યાર ચિઠ્ઠી મોટે સાદે વાંચી રહી ત્યારે મિ. બેનટે કહ્યું, "જો મારી છોકરી ઘણી ભયંકર માંદગીમાં સપડાય—જો તે મરી જાય તો એ જાણવું આશ્વા-

સન ભરેલું થઇ પડશે કે તે બધું મિ. બિંગ્લેને મેળવવા માટે હતું અને તમારી આજ્ઞા મુજબ હતું."

"આહ! તેના મરવાની મને જરાકે બીક નથી. જરાક સરખી નજીવી શરદીથી લોકો મરી જતા નથી. તેની બહુ સારી સંભાળ લેવાશે. જ્યાં સુધી તે ત્યાં રહેશે ત્યાં સુધી બધુંયે ઠીક ઠીક જ છે. જો મને ગાડી આપો તો હું પોતે ત્યાં જઇને તેને મળીશ."

ઇલિઝાબેથ ખરેખરી ચિંતાતુર બની હોવાથી, ગાડી ન મળે તોયે પણ તેણે જેન પાસે જવાનો નિશ્ચય કર્યો હતો; અને તેને ઘોડેસ્વારી આવડતી નહોતી તેથી ચાલતાં જવું એ જ તેને માટે ઉપાય હતો. તેણે પોતાનો નિર્ણય જાહેર કર્યો.

તેની માતા બોલી ઉઠી, "આ આખા ધુળવાળા રસ્તામાં જવાનો વિચાર કરવા જેવી મૂર્ખ તુ થાય છે શા માટે! જ્યારે તું ત્યાં જઇ પહોંચશે ત્યારે તું જોવાલાયક પણ રહેશે નહીં!"

"હું જેનને જોવા યોગ્ય તો સારી રીતે રહીશ—એ જ મારી આખર ઇચ્છા છે."

તેના પિતાએ કહ્યું, "લિઝિ ઘોડા મંગાવવા માટે શું મને આ ટકોર કરવામાં આવી છે?"

"ખરેખર નહીં જ. ચાલતા જવાનું ટાળવાની મારી ઇચ્છા નથી. જ્યારે કોઇનો વિચાર જ થાય ત્યારે એ અંતર કંઇ વિસાતમાં નથી; માત્ર ત્રણ જ માઇલ્સ. જમવા વખતે તો હું પાછી આવી પહોંચીશ."

મેરીએ કહ્યું: "તારી પરોપકારની ચપળતા હું વખાણું છું;

પણ લાગણીની દરેક સ્ફુરણા બુદ્ધિમત્તાથી દોરાવી જોઇએ; અને મારા અભિપ્રાય પ્રમાણે, જરૂરતના પ્રમાણમાં જ હમેશાં મહેનત લેવાવી જોઇએ."

કેથેરિન અને લિડિયાએ કહ્યું: "અમે મેરિટન સુધી તમારી સાથે આવીશું." ઇલિઝાબેથે તેમના સંગાથનો સ્વીકાર કર્યો અને તે ત્રણે જુવાન છોકરીઓ સાથે સાથેજ જવા નીકળી.

તેઓ રસ્તામાં જતાં હતાં તે વખતે લિડિયાએ કહ્યું:—"જો આપણે ઉતાવળ કરીશું તો કેપ્ટન કાર્ટર જતો રહેશે તે પહેલાં તેને થોડો વખત પણ મળી શકીશું."

મેરિટન ખાતે તેઓ વિખૂટાં પડયાં; તે બે નાની છોકરીઓ એક અમલદારની વહુના મકાનમાં ગઇ અને ઇલિઝાબેથે આગળ ચાલવા માંડયું. તે ઉતાવળાં પગલાં ભરતી ખેતરોનાં ખેતરો ઓળંગવા લાગી, વાડો કુદવા લાગી, નાનાં તળાવડાં ઘણી જ આતુર ચપળતાથી તરવા લાગી; એમ કરતાં આખરે થાકી ગયલાં ધુંટણ, ગંદાં મોજાં અને મહેનતની ગરમીને લીધે ચળકતા મ્હોં સાથે તે મકાન આગળ આવી પહોંચી.

તેને નાસ્તાના ઓરડામાં લઇ જવામાં આવી, જયાં જેન શિવાય બધાં એકઠાં થયાં હતાં અને તેના દેખાવથી ત્યાં ઘણીજ અજાયબી પથરાઇ રહી. આવી ખરાબ હવામાં સવારના પહોરમાં તે પોતે ત્રણ માઇલ ચાલીને આવી, એ મિસિસ હર્સ્ટ અને મિસ બિંગ્લેને લગભગ ન માની શકાય એવું લાગ્યું અને ઇલિઝાબેથ સમજી ગઇ કે તે માટે તેઓ તેને ધિક્કારતાં હતાં. એમ છતાં તેઓએ તેને વિ

નયથી આવકાર આપ્યો અને તેમના ભાઇની રીતભાતમાં વિનય કરતાં કાંઈક વધારે લાગણી જણાતી હતી. સૌ ઘણી મજાક અને માયાળુતા બતાવવા લાગ્યાં. મિ. ડાર્સી બહુ થોડું બોલ્યો અને મિ. હર્સ્ટ બિલકુલ કાંઇ બોલ્યો નહીં. જે કસરતથી તેણીના ચહેરાને તેજસ્વિતા મળી હતી તેની પ્રશંસામાં અને તે એકલી અહીં આવી તે માટે વાજબી પ્રસંગ હતો કે નહી તેની શંકામાં, મિ. ડાર્સીનું મન વહેંચાઇ ગયું. મિ. હર્સ્ટ માત્ર તેના નાસ્તાનો જ વિચાર કરી રહ્યો હતો.

તેની બહેનની તબિયતની તેણે પૂછેલી ખબર અંતરનો જવાબ સારી રીતે અપાયો નહીં. મિસ બેનેટ ખરાબ રીતે ઉંઘી હતી અને જોકે જાગી હતી પણ તેને ઘણો તાવ આવેલો હતો અને તેનો ઓરડો છોડી શકે એવી સારી હતી નહીં. ઇલિઝાબેથને તરત જ ત્યાં લઈ જવામાં આવી તેથી તે ખુશી થઇ અને જેન, જેણે પોતાની ચિઠ્ઠીમાં આવી મુલાકાત માટે પોતે કેવી તલસતી હતી તે જણાવવા જતાં અગવડ અને ગભરાટ ઉપજશે એ ભયથી કાંઇ લખ્યું નહતું તે તેના આવવાથી ખુશી થઇ, એમ છતાં તે બહુ વાતચિત કરી શકે તેવી સ્થિતિમાં નહતી અને જ્યારે મિસ બિંગ્લે તેમને બેને એકલાં મૂકીને ત્યાંથી ગઇ ત્યારે જે અસાધારણ માયાળુતાથી તેની સારવાર કરવામાં આવી હતી તે માટે આભારની લાગણીઓ શિવાય બીજું કહેવાનો તે થોડો જ યત્ન કરી શકી. ઇલિઝાબેથે ચુપકીદીથી તેની સારવાર કરવા માંડી.

જ્યારે નાસ્તો પુરો થયો ત્યારે બિંગ્લેની બહેનો ત્યાં આવી અને ઇલિઝાબેથે જ્યારે જોયું કે—તેઓ જેન માટે કેટલોબધો વહાલ

અને સમભાવ દાખવતા હતાં ત્યારે તેમને તે ચહાવા લાગી. ગાંધી વૈદ્ય આવ્યો અને દર્દીને તપાસીને તેના કથન ઉપરથી સમજી શકાય એમ તેણે કહ્યું કે, તેને ઘણી શરદી લાગી છે અને તેની સારવાર બહુ સારી રીતે કરવી; તેણે તેને ઉંઘી જવાની સલાહ આપી અને તેને કેટલાક ઉકાળા આપવા કબુલ કર્યું. તેની સલાહનો તરતજ અમલ થયો; કારણ તાવનાં ચિહ્ન વધુ જણાવા લાગ્યાં અને તેનું માથું બહુજ દુખવા માંડયું. ઇલિઝાબેથે એક ક્ષણ પણ તેનો ઓરડો છોડયો નહીં અને બીજી સ્ત્રીઓ પણ બહુવાર ગેરહાજર રહી નહીં; પુરૂષો બહાર ગયલા હોવાથી ખરી રીતે જોતાં તેઓને બીજે કયાંયે કાંઇ કરવાનું નહતું.

ઘડીઆળમાં જ્યારે ત્રણ વાગ્યા ત્યારે ઇલિઝાબેથને લાગ્યું કે, મારે જવું જોઇએ અને ઘણી નાખુશીથી તેણે એમ કહ્યુ. મિસ બિંગ્લેએ તેને પોતાની ગાડી આપવા કહ્યું અને તેમાં જવાને માત્ર જરાકજ દબાણની તેને જરૂર હતી, એ વખતે જેને તેનાથી વિખૂટાં પડવા માટે એવી લાગણી બતાવી કે મિસ બિંગ્લેને પોતાની ગાડી આપવાનો વિચાર ફેરવીને હાલ તુર્ત તો નેધરફિલ્ડમાં રહેવાને તેને નિમન્ત્રણ કરવાની ફરજ પડી. ઇલિઝાબેથે ઘણાજ આભાર સાથે તે નિમન્ત્રણનો સ્વીકાર કર્યો અને લૉંગબર્ન ખાતે તેના કુટુમ્બને તેના અહીં રહેવાની ખબર આપવા અને તેનાં લુગડાં લાવવા માટે એક નોકરને મોકલવામાં આવ્યો.



## પ્રકરણ ૬.

ઇલિઝાબેથે રાતનો ઘણો ભાગ તેની બહેનના ઓરડામાં ગાળ્યો અને સવારમાં મિ. બિંગ્લેએ જે એક નોકરડીને વહેલી મોકલીને ખબર અંતર પૂછાવી તેને તથા થોડીકવાર પછી તેની બહેનની સંભાળ લેવા જે બે સુંદર સ્ત્રીઓએ આવીને ખબર પૂછી તેમને સારો જવાબ આપવા તે ખુશીથી શક્તિમાન થઇ. આમ તબિયત સુધરતી હોવા છતાં પણ તેણે લૅાગબર્ન ખાતે એક ચિઠ્ઠી લખી મોકલવા અને તેની માતાને જેનની મુલાકાત લઇ, તેની સ્થિતિ સંબંધમાં પોતાનું મન મનાવવા વિનતી કરી. ચિઠ્ઠી એકદમ મોકલવામાં આવી અને તેમાં તરતજ તેના કહેવા પ્રમાણે લખવામાં આવ્યું. મિસિસ બેનેટ પોતાની બે નાની છોકરીઓ સાથે, નાસ્તો કરી રહ્યા પછી, તરતજ નેધરફિલ્ડ ખાતે આવી પહોંચી.

મિસસિ બેનેટે જો જેનને ઘણીજ ભયભરી હાલતમાં જોઇ હોત તો તેને ઘણું જ દુઃખ ઉપજત પણ તેને જોયા પછી તેની માંદગી ગભરાટ ઉપજાવનારી નથી એમ તેને સંતોષ થવાથી, તે તરત જ સાજી થાય એવી તેને ઇચ્છા નહતી, કારણ તે તંદુરસ્તી પાછી મેળવે તો કદાચ તેને નેધરફિલ્ડ ખાતેથી જવું પડે; આથી તેની છોકરીએ તેને ઘેર લઇ જવાની કરેલી સૂચના તરફ તેણે ધ્યાન આપ્યું નહી અને ગાંધીવૈદ્ય જે તે અરસામાં ત્યાં આવી પહોંચ્યો તેણે પણ તેમ કરવું સલાહકારક લેખ્યું નહીં. જેન સાથે થોડોક વખત બેઠા બાદ, મિસ બિંગ્લેએ આવીને નિમન્ત્રણ કર્યાથી મા અને ત્રણે

પુત્રીઓ નાસ્તાના દિવાનખાનામાં તેની સાથે ગઇ. બિંગ્લેએ તેમની મુલાકાત લેતાં એવી આશા દર્શાવી કે-મિસિસ બેનેટે પોતાની પુત્રીને ઘણીજ ખરાબ હાલતમાં ધારી લીધી હોય તેવી ખરાબ જોઇ નથી.

તેણીએ જવાબ આપ્યો, "ખરેખર, મેં તેવીજ જોઇ છે, સાહેબ, તે એટલીબધી માંદી છે કે-તેને અહીંથી લઇ જઇ શકાય નહીં. મિ. જોન્સ કહે છે કે-અમારે તેને લઇ જવાનો વિચાર ન કરવો જોઇએ. આથી તમારી માયાળુતા ઉપર થોડોક વધુ વખત તરાપ નાંખીશું."

બિંગ્લેએ કહ્યું, " લઇ જવાનો તો વિચાર જ કરવાનો નથી. મને ખાત્રી છે કે-મારી બહેન તેને ખસેડવાની વાત તો સાંભળશે જ નહીં. "

મિસ બિંગ્લેએ ઠંડી સભ્યતાથી કહ્યું: " બાનુ, તમે વિશ્વાસ રાખજો કે-મિસ બેનેટ જયાં સુધી અમારી સાથે રહેશે ત્યાં સુધી તેણીની દરેક પ્રકારની બની શકતી સંભાળ લેવાશે. "

મિસિસ બેનેટ સાભાર સ્વીકારનો વરસાદ વરસાવી દીધો.

---

## પ્રકરણ ૭.

---

જ્યારે સ્ત્રીઓ જમ્યા પછી વિખરાઇ ગઇ ત્યારે ઇલિઝાબેથ તેની બહેન પાસે દોડી ગઇ અને તેનો શરદીથી સારી રીતે બચાવ કરેલો જોઇને તેને દિવાનખાનામાં સંભાળથી લઇ આવી. ત્યાં તેની બે સખીઓએ હર્ષના ઘણા ઉદ્‌ગારથી તેને આવકાર આપ્યો; અને

પુરૂષો બહારથી આવી પહોંચ્યા તે પહેલાંના એક કલાક દરમ્યાન તેઓને આટલી બધી હળી ગયલી ઇલિઝાબેથે કદિ પણ જોઇ નહતી. વાતચિત કરવાની તેમની શક્તિ અગત્યની હતી. તેઓ કોઇ રમત ગમતના ખેલને ચોક્કસપણે વર્ણવી શકતી; કોઇ નાનો પ્રસંગ ગમ્મતથી ચીતરી શકતી; અને પોતાના ઓળખીતાને બહુ ઉત્સાહથી મશ્કેરીમાં ઉડાવતી.

પણ જ્યારે પુરુષો આવ્યા ત્યારે જેન મુખ્ય વિષય તરીકે રહી નહીં–મિસ બિંગ્લેની આંખો ક્ષણે ક્ષણે ડાર્સી તરફ ઢળતી અને થોડાંક ડગલાં તે આગળ ચાલ્યો તે પહેલાં તે તેને કાંઇ કહેવા માગતી હતી. તે સિદ્ધો મિસ બેનેટને વિનયી અભિનન્દન આપીને તેની સાથે વાત કરવા લાગ્યો; મિ. હર્સ્ટે પણ તેને જરાક નમન કર્યું; અને કહ્યું હું ઘણો ખુશી થયો છું; પણ બિંગ્લેની સલામમાં પુષ્કળ લાગણી અને ઉત્સાહ જણાયાં. તે આનન્દ અને દરકારથી ભરપૂર હતો પહેલો અર્ધો કલાક આગ ગોઠવવામાં વીત્યો, એ બ્હીકથી કે રખેને ઓરડાની ફેરબદલીથી તેણી દુઃખી થાય અને તેની ઇચ્છાથી તે ચૂલાની બીજી બાજુ તરફ હઠી, એટલા માટે કે બારણા આગળથી તેણી દૂર રહે. એ પછી તે તેની પાસે બેઠો અને બીજા કોઇની સાથે તેણે થોડી જ વાતો કરી. ઇલિઝાબેથે, સામેના ખૂણામાં પોતે કામ કરતી હતી ત્યાંથી આ બધું ઘણા હર્ષથી નિહાળ્યું.

જ્યારે બધાં ચ્હા પી રહ્યાં ત્યારે મિ. હર્સ્ટે પોતાની સાળીને પત્તાં રમવાના ટેબલની યાદ આપી પણ તે વ્યર્થ નીવડી. તેણીએ ખાનગી રીતે એવી ખબર મેળવી હતી કે—મિ. ડાર્સીને પત્તાં રમવાં પસંદ નથી; અને જ્યારે મિ. હર્સ્ટે ખુલ્લી રીતે એ વાત

કાઢી ત્યારે તે નકારવામાં આવી. : તેણીએ તેને ખાત્રી આપી કે–કોઇની રમવાની મરજી નથી અને આખું મંડળ આ બાબતમાં ચૂપકીદી ધારણ કરી રહ્યું, એ ઉપરથી તેણીની વાતને ટેકો મળ્યો હોય એમ જણાયું. આથી મિ. હર્સ્ટને કાંઇ કરવાનું રહ્યું નહીં એટલે તેણે એક સોફા પોતાની પાસે ખેંચ્યો અને તેમાં તે ઉંઘી ગયો. ડાર્સીએ એક પુસ્તક હાથમાં લીધું; મિસ બિંગ્લેએ પણ તેમ જ કર્યું અને મિસિસ હર્સ્ટ ખાસ કરીને પોતાની બંગડીઓ અને વીંટીઓ સાથે રમવામાં રોકાઇ રહીને થોડી થોડી વારે મિસ બેનેટ સાથેની પોતાના ભાઇની વાતચિતમાં ભળી.

મિ. ડાર્સી પોતાના પુસ્તકમાં કેટલે સુધી વાંચતો હતો તે તરફ મિસ બિંગ્લેનું ધ્યાન, પોતાનું પુસ્તક વાંચતાં વાંચતાં ખેંચાતું હતું અને તે વારંવાર કાંતો કાંઇ ખુલાસો પૂછતી અગર તો તેના પાના તરફ જોતી; એમ છતાં તે તેને વાતચિતમાં ભેળવવામાં ફતેહમંદ થઇ શકી નહી; તે માત્ર તેના પ્રશ્નનો જવાબ આપતો અને આગળ વાંચવું જારી રાખતો. આખરે જ્યારે પોતાના પુસ્તકમાં રસ લેવાના યત્નમાં તે તદ્દન થાકી ગઇ, કે જે પુસ્તક મિ. ડાર્સીના પુસ્તકનો બીજો ભાગ હોવાથીજ તેણે પસંદ કર્યું હતું ત્યારે તેણે મોટું બગાસું ખાધું અને કહ્યું, "એક સાંજ આવી રીતે પસાર કરવી, એ કેટલું બધું ખુશનુમા છે! હું કહું છું કે બધુંયે જોતાં, વાંચવા જેવી મોજ બીજી કાંઇ નથી! એક પુસ્તક કરતાં બીજી કોઇ બાબતથી કોઇ માણસ કેટલો બધો વહેલો કંટાળી જાય છે! જ્યારે મારૂં પોતાનું ઘર થશે, ત્યારે જો હું એક ઉત્તમ પુસ્તકાલય નહીં રાખું તો મને ઘણું દુઃખ થશે,"
કોઇએ કાંઇ જવાબ આપ્યો નહીં, ત્યારે તેણે ફરીથી બગાસું

ખાધું; પોતાની ચોપડી આઘી ફેંકી દીધી અને કોઇક મઝાની શોધમાં તેણે તે ઓરડામાં આસપાસ નજર ફેરવી; એટલામાં મિસ બેનેટ આગળ તેનો ભાઈ નાચના મેળાવડા સંબંધી કાંઇ કહે છે એવું સાંભળીને તે એકાએક તેના તરફ ફરી અને બોલી:

"સાથે સાથે, ચાર્લ્સ, તું નેધરફિલ્ડ ખાતે નાચનો એક મેલાવડો કરવાનો ખરેખર ગંભીર રીતે વિચાર કરી રહ્યો છે કે? તો હું તને સલાહ આપું છું કે—તું એ સંબંધમાં નિર્ણય કરી લે તે પહેલાં અહીંની મંડળીની ઇચ્છાઓ જાણી લેજે; નાચનો મેળાવડો આપણામાંના કેટલાકને આનંદ કરતાં લગાર શિક્ષારૂપ થઇ પડશે. એવા જો કેટલાક અહીં નહીં હોય તો હું મોટી ભૂલ કરતી હોઈશ."

તેનો ભાઇ બુમ પાડી ઉઠયો, "જો તું ડાર્સી વિષે કહેવા ધારતી હોય તો, મેલાવડો શરૂ થાય તે પહેલાં, તેને ફાવે તો ગોદડામાં મ્હોં ઘાલીને સુઇ જાય—પણ મેલાવડા વિષે તો હું કહીશ કે તે એક નક્કી થઇ ચૂકેલી બાબત છે, અને નિકોલ્સ જેવો સફેદ સેરવો પુરતા પ્રમાણમાં બનાવી રહેશે તેવોજ હું મેલાવડાના નિમંત્રણનાં કાર્ડ ફેરવીશ."

તે બોલી: "જો નાચના મેલાવડાનાં કામ જૂદીજ રીત ઉપર ચલાવવામાં આવતાં હોય તો હું તે ખાસ વધુ પસંદ કરૂં, પણ એવા સંમેલનની હમેશ મુજબની કાર્યવાહીમાં ન સહન થઇ શકે એવું કાંઇક કંટાળો આપનારૂં તત્વ હોય છે. જો નાચને બદલે એ દિવસની ખાસ બાબત વાતચીત ઠરાવવામાં આવે તો ખરેખર તે વધારે સારૂં થઇ પડશે."

"બહુજ સારૂ, મારી વહાલી કેરોલિન, હું હિમ્મતપૂર્વક કહું છું; પણ તે નાચના મેલાવડાને લગતી બાબત થઇ પડશે નહીં."

મિસ બિંગ્લેએ કાંઇ જવાબ આપ્યો નહીં અને ત્યાર પછી તરતજ તે ઉભી થઇ અને દિવાનખાનામાં આમ તેમ ફરવા લાગી. તેની આકૃતિ સુન્દર હતી અને તેની ચાલ ઘણી સારી હતી; પણુ ડાર્સી, જેનું ધ્યાન ખેંચવાના ઇરાદાથી આ બધું થતું હતું તે હજી પણુ ન જીતી શકાય તેની રીતે વાંચનમાં ગુંથાઇ રહ્યો હતો. પોતાની લાગણીઓની નિરાશામાં તેણીએ એક વધુ યત્ન કરી જોવાનો નિશ્ચય કર્યો અને ઇલિઝાબેથ તરફ કરીને તેણી બોલીઃ " મિસ ઇલિઝા બેનેટ, તને મારા દાખલાનું અનુકરણુ કરવા અને આ ખંડમાં અહીંતહીં આંટા મારવા હું વિનતિ કરૂં છું—હું તને ખાત્રી આપું છું કે—આટલા લાંબા વખત સુધી એકજ પ્રકારે બેસી રહ્યા પછી તેમ કરવામાં ઘણો આનંદ મળે છે."

ઇલિઝાબેથ આશ્ચર્યચકિત થઇ, પણુ તેણે તેમ કરવાનું તરતજ કબુલ કર્યું. મિસ બિંગ્લે પોતાની સભ્યતાના ખરેખરા ઉદ્દેશમાં કાંઇ ઓછી ફતેહમંદ ઉતરી નહી, મિ. ડાર્સીએ ઉંચી નજર કરી. આ દિશામાં જેવી રીતે ઇલિઝાબેથને નવાઇ લાગી હતી તેવીજ રીતે તેનું પણ નવાઇભરી રીતે ધ્યાન ખેંચાયું અને પરિણામે તેણે પુસ્તક બંધ કર્યું. તેજ વખતે તેને તેમની સાથે જોડાવાને નિમન્ત્રણુ કરવામાં આવ્યું પણુ તેણે ના પાડી અને કહ્યું કેઃ " દિવાનખાનામાં સાથે સાથે ફરવાનું પસંદ કરવાના તમારા બે ઇરાદા હોય એમ હું કલ્પના કરૂં છું અને મારા ભેળાવાથી એમાંના કોઇ પણ ઇરાદામાં હું આડો આવ્યો લેખાઇશ."

" તે શું ધારતો હશે? હું એ જાણુવાને બહુ ઉત્સુક છું." ઇલિઝાબેથે પૂછ્યું, " અને તેના કહેવાનો અર્થ તું સમજી શકી કે નહી?"

"જરાકે નહીં" મિસ બિંગ્લે બોલી; "પણ મારૂં કહેવું માનજે, તે આપણા તરફ સખ્ત થવા માગે છે અને તેને નિરાશ કરવાનો આપણા માટે સૌથી વધુ નક્કી માર્ગ, એ સંબંધમાં તેને કાંઇ પણ નહીં પૂછવાનો છે."

એમ છતાં મિસ બિંગ્લે મિ. ડાર્સીને કોઈ પણ બાબતમાં નિ-રાશ કરવા અશક્ત હતી અને તેથી તેની પાસેથી એ ઉદ્દેશો સંબં-ધમાં ખુલાસો માગવા તે પ્રવૃત્ત થઇ.

તેને જેવી બોલવા માટે છૂટ મળી કે તરતજ તેણે કહ્યું, "મને તે ખુલાસો આપવા માટે જરીકે વાંધો નથી. તમે આજની સાંજ ગાળવાની આ રીત એટલા માટે પસંદ કરી લાગે છે કે કાંતો તમે બે એક બીજામાં વિશ્વાસ ધરાવો છો અને કંઇક ખાનગી બાબતની તમારે ચર્ચા કરવાની છે; અથવા તો તમને એવી ખાત્રી છે કે—ચાલ-વાથી તમારી આકૃતિઓ તમને વધુ સુન્દર લાગે છે—જો પહેલું કારણ હોય તો તમારી ઇચ્છા હશે તો હું સંપૂર્ણ મરજીથી તમારી સાથે જોડાઇશ અને જો બીજું હોય તો દેવતા પાસે બેસીને હું તમને વધુ સારી રીતે વખાણી શકીશ."

"ઓહ્ ! કેવું આઘાત કરનારૂં !" મિસ બિંગ્લે બુમ પાડી ઉઠી, "આવું ધિઃક્કાર ઉપજાવે એવું મેં કદિ સાંભળ્યું નથી. આવું બોલવા માટે આપણે તેને કેવી રીતે શિક્ષા કરીશું ?"

"જો તારી ઇચ્છા હશે તો એના જેવું કાંઇયે સહેલું નથી." ઇલિઝાબેથે કહ્યું, "આપણે બધાં એક બીજાને ધિઃક્કારીને શિક્ષા કરી શકીએ. તેને ચીઢવ—તેને હાંસીમાં ઉડાવ—તું તેની એક મિત્ર છો એટલે કેમ કરવું એ તું જાણતી હોવીજ જોઇએ."

"પણ હું મારા પોતાના સોગંદ ખાઇને કહું છું કે—હું તે જાણતી નથી. હું તને ખાત્રી આપું છું કે-મારા સંબંધે મને હજી સુધી તે શિખવ્યું નથી. શાન્ત સ્વભાવવાળાને અને સમયસૂચકને તે ખીજવી શકાય! ના, ના—મને લાગે છે કે આપણને તે એ બાબતમાં જ ભોંઠાં પાડશે અને મશ્કરી સબંધમાં તો કોઇ વિષય વિના ઠઠ્ઠો કરવો એ કામમાં, જો તને ઠીક લાગે તો, આપણે પડીને આપણને પોતાને મૂર્ખ ઠરાવીશું નહીં. મિ. ડાર્સી એથી પોતાના મનમાં ખુશી થાય ખરો."

"મિ. ડાર્સી કાંઈ મશ્કરી કરવા જેવું માણસ નથી" ઇલિઝાબેથે કહ્યું, "એ એક અસાધારણ લાભ છે અને તે અસાધારણજ છે; કારણ એવી ઘણી ઓળખાણો કરવામાં મને પોતાને ઘણો ગેરલાભ થશે. હું મશ્કરી બહુજ પસંદ કરૂં છું."

તે બોલ્યો: "મિસ બિંગ્લેએ મને વધુ માન આપ્યું છે. સૌથી વધુ ડહાપણભર્યું અને ઉમદા કામ, જે માણસના જીવનનો પ્રથમ ઉદ્દેશ મશ્કરી હોય, તેનાથી હાંસીપાત્ર ઠરાવાય છે."

"ખરેખર," ઇલિઝાબેથે કહ્યું, "એવા માણસો હોય છે ખરા પણ હું ધારૂં છું કે તેઓમાંની હું એક નથી. હું ધારૂં છું કે જે ડહાપણ ભરેલું અને સારૂં હોય તેને હું ઠઠ્ઠામાં ગણી કાઢતી નથી. મૂર્ખાઈભરી અને અર્થ વિનાની બાબતો, વાઇદંડપણાંની અને અસંબદ્ધતાની બાબતો તરફ મારૂં તેવી રીતે ધ્યાન જાય છે. હું કબુલ કરૂં છું કે—જ્યારે જ્યારે મારાથી બની શકે ત્યારે તેમની મશ્કરી કરૂં છું—પણ એ બાબતો, હું ધારૂં છું કે—એવો છે કે જે ચોક્કસ તમારામાં નથી."

"કદાચ કોઇનાથી તે બની શકે નહીં. પણ મનની આ જાતની નિર્બળતાઓ કે જે વારંવાર દૃઢ માન્યતાને પણ હાંસીપાત્ર બનાવે છે, તેનાથી દૂર રહેવાના મારી જીંદગીમાં હું મહાવરો પાડતો આવ્યો છું."

"જેમકે—અછકલાપણું અને મિથ્યાભિમાન."

"હા, અછકલાપણું એ ખરેખર એક નબળાઇ છે. પણ અભિમાન—જ્યાં મનનું ખરેખરૂં સર્વોપરિપણું હોય છે ત્યાં અભિમાન હમેશાં સારી નિયમિતતામાં રહેશે."

ઇલિઝાબેથેને હસવું આવ્યું, જે છૂપાવવા તેણે આડું જોયું.

"તારી મિ. ડાર્સીની પરીક્ષા પૂરી થઇ છે, એમ હું ધારી લઉં છું," મિસ બિંગ્લેએ કહ્યું, "અને મહેરબાની કરીને કહે, તેનું પરિણામ શું આવ્યું છે?"

"હું સંપૂર્ણ રીતે સંતોષ પામી છું કે—મિ. ડાર્સીમાં કાંઇ ખામી નથી. જે છે તે છૂપાવ્યા વિના તેઓ કબુલ કરે છે."

"ના," ડાર્સીએ કહ્યું, "મેં એવું કાંઇ કબુલ કર્યું નથી. મારામાં ઘણી ખામીઓ છે પણ, હું ધારૂં છું કે, તે સમજશક્તિને લગતી નથી. મારા સ્વભાવ માટે હું જામીનગિરી આપવા હિમ્મત કરતો નથી. હું માનું છું કે હું બીજાના કહેવાને બહુજ ઓછો તાબે થાઉં છું. ખરેખર જગત્‌ની સગવડ માટે હું બહુ ઓછી અનુકૂળતા વાળા સ્વભાવનો છું. બીજાઓની મૂર્ખાઇ અને દુર્ગુણો, હું, મારે ભૂલવા જોઇએ તેમ તરતજ ભૂલી શકતો નથી અથવા તો મારી સામેના તેમનાં અપમાન પણ નથી ભૂલી જતો. તેઓનાં મન પીગળાવવાના દરેક યત્ન માટે મારી લાગણીઓ અહીં તહીં ઉછળી રહેતી

નથી. મારો સ્વભાવ, કદાચને, ક્રોધી ગણાય—હું એવો છું કે, મારો અભિપ્રાય એક વાર ગયો, તે સદાને માટે ગયોજ."

"ખરેખર તેજ એક નિષ્ફળતા છે!" ઇલિઝાબેથ બોલી ઉઠી, 'ન જીરવી શકાય એવો ગુસ્સો એ ચારિત્રમાં એક ખોડ છે. પણ તમે તમારી ખામી બહુ સારી રીતે [illegible] કરી છે. ખરેખર હું તમારી મશ્કરી કરી શકતા નથી. [illegible] સલામત છો.

"અને તમારી ખામી દરેકને તિરસ્કારવાની વૃત્તિ—એ છે."

"અને તમારી" ડાર્સીએ હસીને જવાબ આપ્યો, "તેમને કપટભાવે ગેરસમજમાં ફેરવી નાંખવાની છે."

"આપણે હવે થોડું સંગીત કરીએ." જે વાતચિતમાં તેનો ભાગ નહતો, તેનાથી કંટાળતા મિસ બિંગ્લે બોલી, "લુઇઝા, મિ. હર્સ્ટને જગાડવામાં તને કાંઇ વાંધો હશે નહીં, ખરૂંને?"

તેની બહેને તેમાં જરાકે વાંધો લીધો નહીં અને પિયાનો ઉઘાડવામાં આવ્યો. અને ડાર્સી થોડીક ક્ષણ વિચારમાં લીન થયા બાદ, તે માટે દિલગીર નહતો. ઇલિઝાબેથ તરફ અત્યંત ધ્યાન આપવાના ભયથી તે ડરવા લાગ્યો.

---

## પ્રકરણ ૮.

---

બે બહેનોએ મસલત કરીને નક્કી કર્યા પ્રમાણે બીજે દિન સવારે ઇલિઝાબેથે તેની માતાને એક પત્ર લખી વિનતિ કરી કે—એ દિવસે ગમે ત્યારે અમારે માટે ગાડી મોકલી આપવી.

રવિવારે, સવારની પ્રાર્થના થયા પછી, બધાંએ ઇચ્છતાં હતાં તે મુજબ, વિદાયગિરી થઇ. મિસ બિંગ્લેની ઇલિઝાબેથ પ્રત્યેની સભ્યતા આખરે ઘણીજ ઝડપથી વધી ગઇ તેમજ જેન પ્રત્યેનો તેનો પ્રેમ પણ વધ્યો; અને જ્યારે તેઓ વિખુટાં પડયાં ત્યારે તેણીએ જેનને લૉંગબર્ગ અથવા તો નેધરફિલ્ડ ખાતે પોતાને મળતાં રહેવાથી વારંવાર આનંદ ઉપજશે એવી ખાત્રી આપ્યા બાદ અને તેને ઘણાજ વહાલથી ભેટયા બાદ ઇલિઝાબેથ સાથે હસ્તમિલન પણ કર્યું. ઇલિઝાબેથે ઘણાજ ખુશ મિજાજથી આખી મંડળીની રજા લીધી.

તેમની માતાએ ઘરમાં તેમને ઘણા પ્રેમપૂર્વક આવકાર આપ્યો નહીં. તેઓના આવવા માટે મિસિસ બેનેટે અજાયબી બતાવી અને આટલી બધી તકલીફ આપવામાં તેમણે ખોટું કર્યું, એવો વિચાર જણાવી, એવી ખાત્રી બતાવી કે જેનને જરૂર ફરીથી શરદી લાગી હશે–પણ તેમનો પિતા જો કે આનંદના ઉદ્દગાર કાઢવામાં બહુ થોડું બોલતો હતો તોપણ ખરેખરી રીતે તેમને જોઇને તે ઘણો ખુશી થયો હતો; કુટુંબ મંડળમાં તેમની અગત્ય તેને ખાસ લાગી હતી. જ્યારે બધાં એકઠાં થતાં ત્યારે જેન અને ઇલિઝાબેથની ગેરહાજરીથી સાંજની વાતચિતમાં જુસ્સાનો ઘણો ભાગ અને લગભગ બધી અક્કલ ગુમ થયલાં જણાતાં હતાં.

બીજે દિન સવારે જ્યારે તેઓ નાસ્તો કરવા બેઠાં ત્યારે મિ. બેનેટે પોતાની પત્નીને કહ્યું, ‘ હું આશા રાખું છું, મારી વહાલી, કે તેં આજે સારા જમણની વરદી આપી હશે, કારણ આપણા કુટુમ્બ મંડળમાં આજે એક વધારાનું માણસ આવે એમ ધારવાનું મને કારણ છે. ”

"તમે શું કહેવા માગો છો, મારા વહાલા ? મને ખાત્રી છે કે—શાર્લોટી લ્યુકાસ કદાચને મળવા આવે તે શિવાય બીજું કોઈ મળવા આવે એની મને ખબર નથી—ને હું ધારૂં છું કે, મારાં જમણ તેને માટે તો સારાં જ છે. હું નથી માનતી કે—તે પોતાને ઘેર વારંવાર એવાં જોતી હોય."

"જે માણસને માટે હું કહું છું તે એક સદ્‌ગૃહસ્થ અને અને અજાણ્યો છે."

આથી સર્વસામાન્ય અજાયબી ઉત્પન્ન થઈ રહી; અને તેની વહુ તથા તેની પાંચ છોકરીઓ તરફથી તરતજ આતુરતાથી તેને પ્રશ્નો પૂછાવાનું માન મળ્યું. તેમની ઉત્સુકતા માટે કેટલોક વખત મોજ મેળવ્યા બાદ તેણે આ પ્રમાણે ખુલાસો કર્યો—

"એક મહિના ઉપર મને આ પત્ર મળ્યો હતો અને એક પખવાડીઆ ઉપર મેં તેને જવાબ આપ્યો હતો; કારણ તે બાબતને મેં કંઇક નાજુક તરીકે વહેલું ધ્યાન આપવા જોગ લેખી હતી. તે મારા પિત્રાઇ મી. કોલિન્સ તરફનો છે. જે, જ્યારે હું મરણ પામું ત્યારે જેવી તેની મરજી થાય કે તરતજ આ ઘરમાથી તમને બધાને તગડી મૂકે."

"ઓ ! મારા વહાલા" તેની પત્ની બોલી, "એનો તમને ઇશારો કરતા સાંભળવાનું હું સહન કરી શકતી નથી એ તિરસ્કાર-પાત્ર માણસની વાત મહેરબાની કરીને કરશો નહી. હું ધારૂં છું કે—દુનિયામાં એ એક સૌથી વધુ મુશ્કેલ બાબત છે કે—તમારી મિલ્કત તમારાં છોકરાંને બદલે બીજાંને વારસામાં મળે; અને મને ખાત્રી

છે કે, જો તમારી જગ્યાએ હું હોઉં તો લાંબા વખત પહેલાં તેના સંબંધમાં કાંઇક પણ બાજું કરવા મેં પ્રયત્ન કર્યો હોત.

જેન અને ઇલિઝાબેથે વારસાનું સ્વરૂપ સમજાવવા પ્રયત્ન કર્યા. પહેલાં પણ તેમણે વારંવાર એવા યત્ન કર્યા હતા પણ તે એક એવો વિષય હતો કે જે મિસિસ બેનેટની સમજશક્તિની બહારનો હતો અને પોતાની મિલ્કત પાંચ છોકરીઓના કુટુમ્બ કરતાં એક માણસ, જેના વિષે કાંઇ જાણવાને પોતાને દરકાર નહતી તેને આપી દેવાનું નક્કી કરવાના ઘાતકીપણા સામે સખ્તપણે બખાળા પાડવાનું મિસિસ બેનેટે ચાલુ રાખ્યું.

મિ. બેનેટે કહ્યું, "ખરેખર, તે એક ઘણીજ ખરાબ બાબત છે; લૉંગબર્નનો વારસો મેળવવાના અપરાધમાંથી મિ. કોલિન્સને કાંઇપણ મુક્ત કરી શકે નહીં. પણ જો તું તેનો કાગળ સાંભળશે, તો પોતાને સમજાવવાની તેની રીતભાતથી કદાચને તારૂં મન કાંઇક નરમ બનશે."

"નહીં, મને ખાત્રી છે કે હું તેવી નહીં થાઉં; અને હું ધારૂં છું કે—તમને લખવું એજ કાંઇ નહીં તો તેને માટે ઘણું ઉદ્ધત અને ઘણું ઢોંગીલું હતું. હું એવા ખોટા મિત્રોને ધિઃક્કારૂં છું. શા માટે તેના બાપે અગાઉ કર્યું હતું તેમ તમારી સાથે વઢવાઢ કરીને તે દૂર રહી શક્યો નહીં ?"

"શા માટે, ખરેખર, તેના મગજમાં, તું સાંભળશે તેમ, કંઇક માન ભરેલી આનાકાનીનો વિચાર આવ્યો હતો એમ જણાય છે ખરૂં."

હન્સફૉર્ડ વેસ્ટરહામ પાસે, કેન્ટ,
૧૫ મી ઑક્ટોબર.

"વહાલા સાહેબ,

"આપની અને મારા મર્હુમ માનવંત પિતાની વચ્ચે રહેલો મતભેદ મને હરરોજ ઘણીજ અશાન્તિ આપતો હતો અને જ્યારથી તેમને ગુમાવી બેસવાની કમનસીબી મારા ઉપર પડી છે ત્યારથી ઘણી વખત એ ટંટો હોલવવા મેં ઇચ્છા રાખી છે; પણ કેટલાક વખત-થી મારી પોતાની શંકાઓથી હું પાછો પડ્યો છું એવી બ્હીકથી કે જે કોઇની સાથે હમેશાં તેમને મતભેદવાળા રહેવું પસંદ હતું તેની સાથે હળીમળીને ચાલવું, એ રખેને મારા માટે તેમની યાદ-ગિરીને માન નહીં આપવા જેવું જણાશે.—"જુઓ મિસિસ એનેટ, આમ છે"—મારૂં મન, એમ છતાંયે, એ વિષય ઉપર હવે દૃઢ નિશ્ચયવાળું બન્યું છે, કારણ ઇસ્ટર ખાતે મનના સમતોલપણા માટે શિક્ષણ મેળવ્યા પછી, સર લ્યુઇસ ડી બરોનાં વિધવા રાઇટ ઑન-રેબલ લેડી કેથેરિન ડી બરો, ના મુરબ્બીપણાથી પંકાવા માટે હું ભાગ્યશાળી બન્યો છું. તેમના મનની ઉદારતા અને પરોપકાર-પણાથી તેમણે મને તેમના ગામડાની શાળાના ધર્માધ્યક્ષ ઉપરીનું કિંમતી મકાન આપવાનું પસંદ કર્યું છે, જ્યાં તે માનવંત સન્નારી-ના આભારભર્યાં માનથી નમનતાઇથી રહેવાનો અને ઇંગ્લાંડના દેવળ તરફથી નક્કી કરવામાં આવેલાં ધાર્મિક કાર્ય કરવાને હમેશાં તૈયાર રહેવાનો મારો અંતઃકરણપૂર્વક પ્રયાસ થશે. વળી એક પાદરી તરીકે મારી લાગવગ નીચેનાં કુટુમ્બોમાં શાન્તિનો આશિર્વાદ સ્થાપ-વાની અને વધારવાની મને મારા ફરજ લાગે છે; અને એ કાર-ણોથી હું ઘણો ખુશી થાઉં છું કે—મારી સારાં કામકાજ કરવાની

હાલની સ્થિતિ ઘણી ભલામણુ કરવા જોગ છે અને લૉંગબર્નની મિલકતના હવે પછીના વારસ તરીકે હું છું. એ બનાવને તમારા તરફથી મહેરબાનીની રાહે ગનીમત ગણવામાં આવશે અને અર્પણ કરવામાં આવતો શાંતિનો પવિત્ર છોડવો નહીં સ્વીકારવા તરફ તમે દોરાશો નહીં. તમારી માયાળુ પુત્રીઓની લાગણી દુઃખવવાના સાધન તરીકે હોવા શિવાય હું બીજી કોઇ રીતે લાગતો વળગતો થઇ શકું નહી અને તે માટે માફી માગવાની રજા લઉં છું તેમજ તેમને દરેક જાતનું બની શકતું વળતર આપવા હું તૈયાર છું એની તમને ખાત્રી આપું છું—પણ તે સબંધી હવે પછી જણાવીશ. જો તમને તમારા મકાનમાં મને આવકાર આપવાને કાંઇ વાંધો ન હોય તો તા. ૧૭ મી નવેમ્બરને સોમવારે ૪ વાગે તમારી અને કુટુમ્બની સેવામાં હાજર થવાનો સંતોષ મેળવવા આવવાને હું દરખાસ્ત કરૂં છું અને તે પછીના શનિવારના સતવારીઆ સુધી તમારી આગતાસ્વાગતામાં હું કદાચ અંતરાય રૂપ થઇશ. હું કાંઈ પણ અગવડ વિના તેમ કરી શકુ એમ છું, કારણુ લેડી કેથેરિન રવિવારે મારી પ્રાસંગિક ગેરહાજરીમાં, તે દિનને માટે કોઇ બીજા પાદરીને મારી ફરજ બજાવવા માટે નીમું તો કાંઇ વાંધો લે એવાં નથી—હું છું, વહાલા સાહેબ, તમારાં પત્ની અને પુત્રીઓને માનભર્યાં અભિનન્દન આપતો તમારો શુભેચ્છક અને મિત્ર. —વિલિયમ કોલિન્સ"

મિ. બેનેટે કાગળની ગડી વાળતાં વાળતાં કહ્યું, "ત્યારે, ચાર વાગે આ સુલેહ કરાવનાર સદ્‌ગૃહસ્થના આવવા પહોચવાની આપણે આશા રાખીએ. મારા શબ્દ ઉપર ખાત્રી રાખજો કે તે એક ઘણોજ સહૃદયી અને વિનયી જુવાનીઓ જણાય છે અને મને

શંકા નથી કે ખાસ કરીને જો લેડી કેથેરિન તેને ફરીથી આપણે ત્યાં આવવા દેવામાં વાંધો નહીં લે તો તે એક કિંમતી ઓળખાણ વાળો સાબિત થશે."

"છોકરીઓ માટે તે જે કહે છે તેમાં, એમ છતાંયે, કાંઇક લાગણી રહેલી છે અને જો તે તેમને કાંઇ બદલો આપવાની ઇચ્છા રાખતો હશે તો તેને નિરાશ કરવા જેવી વ્યક્તિ હું થઇશ નહીં.

જેને કહ્યું, "જો કે તે કઈ રીતે અમને અમારો માગતો બદલો આપવાનું ધારી શકે છે એની કલ્પના કરવી એ મુશ્કેલ છે, છતાં એ ઇચ્છા ખરેખર તેને માન આપનારી છે."

ઇલિઝાબેથ ખાસ કરીને લેડી કેથેરિન તરફના તેના અસાધારણ માન માટે અને જ્યારે જ્યારે તેની મરજીમાં આવે ત્યારે તેના ગામવાળાઓને ખ્રિસ્તિ પંથમાં લેવાની ધાર્મિક ક્રિયા કરવાની, તેમને પરણવાની અને તેમને દાટવાની તેની માયાળુ ઇચ્છા માટે ચકિત થઇ.

તેણે કહ્યું, "તે એક વિચિત્ર આસામી હોવો જોઇએ. હું તેના વિચારો સમજી શકતી નથી. તેની શૈલીમાં કાંઇક પણ ઘણું આત્મસંતોષપણું રહેલું છે—અને વારસામાં તે હવે પછી ગણાવાનો છે, તે માટે માફી માગીને તે શું ધારતો હશે?—આપણે નથી ધારતાં કે જો તેનાથી બની શકે તો તેમાં તે કાંઇ અટકાવ મૂકી શકે—સાહેબ, શું તે એક સમજણો માણસ હોઇ શકે?"

"ના, મારી વહાલી; હું નથી ધારતો. તેને તદ્દન વિરૂદ્ધ જાતનો જોવાની મેં ઘણી ઘણી આશાઓ રાખી છે. તેના કાગળમાં નીચાપણું અને પોતાનાં બણુગાં ફૂંકવાની ટેવનું મિશ્રણ જણાઇ આવે છે અને તેની તે સારી કબુલાત આપે છે. હું તેને મળવાને આતુર છું."

મેરીએ કહ્યું, "લખાણના મારા દષ્ટિબિન્દુથી તેનો કાગળ મને ખામીવાળો જણાતો નથી. સમાધાનના છોડવાનો તેનો વિચાર જો કે આખોયે નવીન નથી તો પણ તે સારી રીતે સમજાવવામાં આવ્યો છે."

કેથેરીન અને લિડિયાને તે કાગળ અથવા તો તેનો લખનાર કોઇ પણ અંશે રસભર્યા થઇ પડયાં નહીં. તેમનો પિત્રાઇભાઈ કાળો કોટ પહેરીને આવે એ ઘણું અશક્ય હતું અને હાલ કેટલાંક અઠવાડીયાંથી કોઇ માણસને બીજા કોઇ રંગનો કોટ પહેરીને પોતાની મુલાકાતે આવેલો તેમણે જોયો નહતો. તેમની માતાના સંબંધમાં કહીએ તો મિ, કોલિન્સના કાગળથી તેની ખરાબ લાગણીનો ઘણો ભાગ દૂર થયો હતો અને તે તેને આવકાર આપવા માટે એવી શાંતિથી તૈયારી કરતી હતી કે જે જોઇને તેનો વર અને છોકરીઓ અજાયબ થઈ.

મિ. કોલિન્સ સમયપાલક હતો અને ઠરાવેલા વખતે તે આવી પહોંચતાં આખા કુટુમ્બે તેને ઘણાજ વિનયથી આવકાર આપ્યો. મિ. બેનેટે ખરેખર થોડી જ વાતચીત કરી; પણ સ્ત્રીઓ તો વાતો કરવાને પુરતી તૈયાર હતી અને મિ. કોલિન્સને ઉત્તેજનની જરૂર પણ ન જણાઇ અને તે પોતે ચૂપ રહેવા માગતો પણ ન જણાયો. તે ઉંચો, ભારેખમ દેખાવનો પચીશ વર્ષનો જુવાન પુરૂષ હતો. તેનો દેખાવ ગંભીર અને ભવ્ય હતો અને તેની રીતભાત ઘણી જ ચોક્કસ હતી. તેને બેઠે બહુ વાર ન થઇ એટલામાં તો મિસિસ બેનેટને પુત્રીઓનો આવો સુંદર પરિવાર હોવા માટે મુબારકબાદી આપી તેણે કહ્યું, "મેં તેમના સૌન્દર્યનાં ઘણા વખાણ

સાંભળ્યાં હતાં પણ આ દાખલામાં સત્ય આગળ કીર્તિ ઝાંખી પડી ગઇ છે." તે વિશેષમાં બોલ્યો, "તે બધીએ ઘટના સમયમાં સારે ઠેર પરણે એવું જોવાની તમારી ઇચ્છામાં મને જરાકે શંકા નથી." તેની વાત સાંભળનારાંમાંની કેટલીકને આ સ્ત્રી—બહુમાનતા કંઇ ઘણી રૂચિકર થઈ પડી નહીં; પણ મિસિસ બેનેટ જે કદિ મુબારકબાદી માટે તકરાર કરતી નહતી, તેણે ઘણી જ ઝડપથી જવાબ આપ્યો, "મને ખાત્રી છે કે તમે ઘણા માયાળુ છો; અને હું અંતઃકરણ-પૂર્વક ઘણુંજ ઇચ્છું છું—કે તે ખરૂં પડે; કારણ, નહીંતર તેઓ ઘણી લાચાર બની જશે. કેટલીક બાબતો એવી જ વિચિત્ર રીતે નક્કી થાય છે.

"કદાચ તમે આ મિલ્કતના વારસા વિષે આ ઇશારો કરતાં હશો."

"આહ! સાહેબ, ખરેખર તેમજ છે. તમારે કબુલ કરવું જોઇએ કે મારી બિચારી છોકરીઓ માટે તે એક દુઃખ ઉપજાવનારી બાબત છે. હું તમારો વાંક કાઢતી નથી; કારણ આવાં બાબતો, હું જાણું છું કે, દુનિયામાં બધીએ નસિબ સંજોગની જ હોય છે. કોઇનેયે એની ખબર નથી કે જ્યારે એક વખત એક મિલ્કતનો વારસદાર ન હોય ત્યારે તેનું કામકાજ કેવી રીતે ચાલશે?"

"બાનુ, મારી સુન્દર બહેનોને કેવી વિપત્તિ પડશે તે હું સારી પેઠે જાણું છું; અને જો હું સીધો અને લાંબી નજર વાળો થવા સાવધાન થયો હોત તો હું એ વિષયમાં તમને બહુ કહી શકયો હોત પણ હું એ યુવાન બાળાઓને ખાત્રી આપી શકું કે હું તેમને વખાણવાને તૈયાર થઇને આવ્યો છું. અત્યારે હું વધારે કહેતો નથી; પણ, કદાચ, જ્યારે આપણે વધુ સારી રીતે પરિચયવાળાં થઇશું."

જમવા વખત થઇ છે, એવું કહેવામાં આવ્યાથી તેની વાત-ચિતમાં ભંગાણ પડયું; અને છોકરીઓ એક બીજા સામે જોઇને હસવા લાગી. તેઓનેજ માત્ર મિ. કોલિન્સે વખાણી હતી એમ નહતું. દીવાનખાનું, જમવાનો ખંડ, અને તેનું બધું રાચરચીલું તપાસી તપાસીને તે વખાણતો હતો. દરેક વસ્તુનાં વખાણથી મિસિસ બેનેટના હૃદયમાં લાગણી ઉપજી હોત પણ તેમ ન થયું તેનું કારણ તે બધુંએ કોલિન્સે પોતાની ભવિષ્યની મિલ્કત તરીકેના દૃષ્ટિબિન્દુથી વખાણ્યું હોય એવો ભયંકર વહેમ તેણીને ઉપજ્યો હતો. જમણ પણ, જ્યારે તેનો વખત આવ્યો ત્યારે, ઘણુંજ વખાણવામાં આવ્યું અને તેણે એ જાણવાની વિનંતિ કરી કે મારી આ સુન્દર બહેનોમાંથી કોણે આવું સરસ રાંધ્યું છે? પણ અહીં મિસિસ બેનેટે તેની ભૂલ ભાંગી ને કંઇક તુંડ મિજાજથી ખાત્રી આપી કે—અમે એક સારો રસોઇઓ રાખવાને સશક્ત છીએ અને મારી છોકરીઓને રસોડામાં કાંઇએ કામકાજ કરવાનું હોતું નથી. તેણે આ ઉપરથી મિસિસ બેનેટને ખોટું લાગ્યું હોય તો માફ કરવા જણાવ્યું. નરમાશભર્યા સ્વરે તેણીએ જાહેર કર્યું કે—મને જરાકે ખોટું લાગ્યું નથી; એમ છતાં પણ લગભગ ૦ા કલાક સુધી તેણે માફી માગવાનું ચાલુ રાખ્યું.

## પ્રકરણ ૯.

જમતાં જમતાં મિ. બેનેટ ભાગ્યેજ કાંઇ બોલ્યો હશે; પણ જ્યારે નોકરો જતા રહ્યા, ત્યારે પોતાના મહેમાન સાથે કંઇ વાત કરવાનો વખત તેણે વાજબી ધાર્યો અને આથી તેણે એવો એક

વિષય છેડયો કે જેમાં તે ઝળકી ઉઠશે એવી તેને આશા હતી; કારણ તેની આશ્રયદાયિનીને મેળવવામાં તે ભાગ્યશાળી જણાયો હતો. લેડી કેથેરિન ડી બર્ગે તેની ઇચ્છાઓ અને તેની સગવડો પુરી કરવા પછળ આપેલું ધ્યાન ઘણું નોંધવા જોગ જણાયું. મિ. બેનેટ આના કરતાં વધુ સારો વિષય પસંદ કરી શક્યો હોત નહીં મિ. કોલિન્સ લેડી કેથેરિનનાં વખાણ મુક્તકંઠે કરવા લાગ્યો. હમેશની તેની ધાર્મિક ભાષણ કરવાની ઢબ કરતાં આ વિષયમાં તે વધુ જુસ્સાથી બોલવા લાગ્યો અને ઘણીજ ઉપયોગિતા-વાળા દેખાવથી તેણે જાહેર કર્યું કે-" ઉંચી પદવીનાં માણસોમાં આવી રીતભાત-આવી વાણીની મીઠાશ અને આવી સભ્યતા કે જે લેડી કેથેરિનમાં મેં અનુભવ્યાં છે, તે મારી જીંદગીમાં મેં કોઇનામાં જોયાં નથી. તેમની સમક્ષ મેં હમણાં જે બે ધાર્મિક ભાષણો કરવાનું માન મેળવ્યું હતું તે બન્ને તેમણે પસાર કરવાની મહેરબાની દાખવી હતી. વળી રોઝિંગ્ઝ ખાતે બે વખત તેમણે મને જમવાનું નિમન્ત્રણ કર્યું હતુ અને ગયા જ શનિવારે સાંજે તેમને ત્યાં પત્તાંની રમત-માં એક ચોથા રમનાર તરીકે તેમણે મને બોલાવ્યો હતો. જે ઘણાં માણસોને હું ઓળખું છું તેઓ લેડી કેથેરિનને અભિમાની ગણે છે પણ મેં તો તેમનામાં વાણીની મીઠાશ શિવાય બીજું કંઇ જોયું નથી. બીજા કોઇ ગૃહસ્થ સાથે તેઓ જે રીતે વાતચિત કરે છે, તેવીજ રીતે મારી સાથે વાતચિત કરતાં જોયાં છે; પડોશના લોકોમાં હું ભેળાઉં તે માટે તેમણે જરાકે વાંધો લીધો નથી; એટલું જ નહીં પણ એક બે અઠવાડિયાં સુધી મારા સંબન્ધીઓને મળવા માટે પ્રસંગોપાત હું ગામડું છોડું તો પણ વાંધો દર્શાવ્યો નથી.

તેમણે મને મારાથી બની શકે એટલાં વહેલાં લગ્ન કરી દેવાના પણ મને સલાહ આપી હતી, એજ શરતે કે હું બહુ વિવેકથી પત્નીની પસંદગી કરૂં અને મારા રંક ઘરની એક વખત તેમણે જાતે મુલાકાત લઇને હું જે કાંઇ ફેરફાર તેમાં કરાવતો હતો તેને પૂરેપૂરી રીતે સંમતિ આપી હતી અને વળી તેમણે પોતે કાંઇક સૂચનાઓ કરવા—મારા મેડા ઉપરના નાના ઓરડામાં કેટલીક છાજલીઓ મૂકવાની સૂચનાઓ કરવા—મહેરબાની બતાવી હતી.'

"એ બહુ ઘણું યોગ્ય અને સભ્ય હતું, એની મને ખાત્રી છે" મિસિસ બેનેટે કહ્યું, "અને હું હિમ્મતથી કહું છું કે—તે સ્વભાવે ઘણી અનુકૂળ આવે એવી બાઇ છે. મોટા ઘરની સ્ત્રીઓ ઘણું ખરૂં તેમના જેવી ઘણે ભાગે હોતી નથી એ દયા ઉપજાવનારૂં છે. તે તમારી નજદિક જ રહે છે, સાહેબ?"

"જે બાગમાં મારી રંક મઢુલી આવેલી છે તે, તે નામદારના મકાન, રોઝિંગ્ઝ બાગથી માત્ર એક ગલીથી જ છૂટું પડે છે."

"હું ધારૂં છું કે આપે એમ કહ્યું કે તે વિધવા છે, નહીં સાહેબ? તેમને કાંઇ બાળ બચ્ચાં છે કે?"

"તેમને માત્ર એક કુમારિકા છે. તેજ રોઝિંગ્ઝની વારસદારણ છે અને એ મિલ્કત ઘણી વિશાળ છે."

"આહ્!" પોતાનું માથું હલાવતી મિસિસ બેનેટ બોલી ઉઠી, "ત્યારે તો તે ઘણી છોકરીઓ કરતાં વધારે સારી સ્થિતિમાં છે; અને કેવી જાતની જુવાન બાઇ છે તે? તે ખુબસુરત છે કે?"

"ખરેખર તે અત્યંત સ્વરૂપસુંદરી યુવતી છે. લેડી કેથેરિન પોતે જ કહે છે કે, ખરા રૂપની બાબતમાં મિસ ડી. બર્ગ સ્ત્રીજાતિમાં

સૌથી વધુ સુન્દર સ્ત્રી કરતાં પણ ઘણી સર્વોપરિ છે ; કારણ તેનાં અંગો એવાં છે કે જે એક ખાનદાન કુળની યુવતી તરીકે તેને ઓળખાવે છે. કમનસિબે તેનું શરીર માંદલું રહે છે, જેથી ઘણી કલાઓ વધારવામાં તેને અંતરાય પડયો છે. જો તેમ ન હોત તો વધારવામાં તે ચૂકી હોત નહીં; કારણ જે સ્ત્રી તેના શિક્ષણ વિષે દેખરેખ રાખે છે અને જે હજુયે તેમની પાસેનાજ મકાનમાં રહે છે તેણે જ મને તેમ જણાવ્યું છે. પણ તે સ્વભાવે પૂરેપૂરી મિલનસાર છે અને વારંવાર તેની નાની ઘોડાગાડીમાં બેસીને તે મારા રંક ઘર પાસેથી જવા આવવાની મહેરબાની બતાવે છે."

"રાજદરબારમાં તેણીને દાખલ કરવામાં આવી છે કે ? દરબારમાંની સન્નારીઓની નામાવલિમાં તેણીનું નામ હોય એમ મને યાદ નથી."

"તેની તબિયતની અનિયમિત હાલત, કમનસિબે, તેને શહેરમાં જતી અટકાવે છે; અને આને લીધે, મેં પોતે એક દિવસ લેડી કેથેરિનને કહ્યું હતું તેમ, બ્રિટિશ રાજદરબારે તેનું એક સૌથી વધુ ઝળકતું આભૂષણ ગુમાવ્યું છે. તે નામદાર મારા આ વિચારથી ઘણાં ખુશ થયાં હતાં; તમે કલ્પી શકશો કે, દરેક પ્રસંગે સન્નારીઓને હમેશાં પસંદ પડે તેવાં નાનાં નાજુક અભિનન્દન આપવા હું ભાગ્યશાળી થાઉં છું. એક કરતાં વધુ વખત મેં લેડી કેથેરિનને જણાવ્યું છે કે, તેમની ખૂબસુરત પુત્રી એક ડચેસ તરીકે જન્મેલી જણાય છે અને સૌથી વધુ ઉંચી પદવીથી અભિમાની થવાને બદલે તેણી પૂજાશે—આ એવી જાતની નાની બાબતો છે કે જે તે નામદારને પસંદ પડે છે અને એવી જાતની મુબારકબાદી છે કે—જે ખાસ કરીને તેમને અર્પવાને હું બંધાયલો છું એમ હું ધારું છું."

મિ. બેનેટે કહ્યું, "તમે બહુ યોગ્ય રીતે ન્યાય કરો છો અને તમારે માટે એ એક ખુશાલીની બાબત છે કે, તમે સ્ત્રીઓની ખુશામત કરવાની બુદ્ધિ ધરાવો છો. હું તમને પૂછી શકું કે—આ ખુશકારક અભિનન્દનો ક્ષણિક ઉર્મિમાંથી ઉપજે છે કે તમારા અગાઉથી નક્કી કરેલા અભ્યાસના પરિણામ રૂપ છે ?"

"ખાસ કરીને અમુક સમયે જે બનતું હોય છે તેમાંથી તે ઉપજે છે અને જો કે હું કેટલીક વખત સામાન્ય પ્રસંગોએ લાગુ પાડી શકાય એવાં નાનાં સુંદર અભિનન્દનો સ્ફુરાવીને ગોઠવવામાં મારી મેળે મોજ મેળવું છું તો પણ હું હમેશાં બની શકે તે રીતે તેને અભ્યાસ વિનાનો દેખાવ આપતો રહું છું."

મિ. બેનેટની ધારણાઓ સંપૂર્ણ રીતે પુરી પાડી; તેનો પિત્રાઇ ભાઇ જેવો તે ધારતો હતો તેવોજ વિચિત્ર માલુમ પડયો અને તેજ વખતે પોતાનો ચહેરો ઘણોજ મજબુતપણે શાન્ત રાખીને અને પોતાના આનંદમાં કોઇ ભાગીદારની જરૂર જણાવ્યા વિના પ્રસંગોપાત ઇલિઝાબેથ તરફ વક્રદષ્ટિ કરીને તે તેની વાત ઘણીજ આતુરતા ભરેલા આનંદથી સાંભળવા લાગ્યો.

એમ છતાં ચ્હા પીવાની વખતે આ રસનો ઘુંટડો પુરો થયો. અને મી. બેનેટ પોતાના મહેમાનને ફરીથી દિવાનખાનામાં લઇ જતાં ખુશ થયો અને જ્યારે ચ્હા પીવાઇ રહી ત્યારે સ્ત્રીઓ આગળ મોટેથી કાંઇ વાંચવાને તેણે તેને નિમન્ત્રણ કર્યું. મિ કૉલિન્સે તરતજ હા પાડી અને એક ચોપડી તેને આપવામાં આવી; પણ તેને જોતાંજ (કારણ તે એક ફરતી પુસ્તકશાળા તરફથી આવેલી હોય એમ બધુંએ જણાતું હતું), ને ચોંકીને પાછો હઠયો અને માફી માગીને

તેણે વાંધો ઉઠાવ્યો કે—હું કદિ નવલકથાઓ વાંચતો નથી. કિટિ તેના તરફ એકીટશે જોઇ રહી અને લિડિયા બુમ પાડી ઉઠી—બીજી ચોપડીઓ તેને આપવામાં આવી અને કેટલાક વિચાર પછી તેણે "ફોરડીસનાં ધાર્મિક ભાષણો" નું પુસ્તક પસંદ કર્યું. જેવી તે ચોપડી તેણે ઉપાડી કે લિડિયાએ બગાસું ખાધું અને તદ્દન એકજ ઢબની ધાર્મિક ભાષણ આપવાની રીત મુજબ તેણે ત્રણ પાનાં વાંચ્યાં હશે, એટલામાં તેણીએ વચ્ચે બોલીને ભંગ પાડયોઃ

"બા, તમે જાણો છો કે, મારા કાકા ફિલિપ્સ, રિચર્ડને કાઢી મૂકવાની વાત કરતા હતા અને જો તે એમ કરશે તો કર્નલ ફોર્સ્ટર તેને રાખી લેશે. મારી કાકીએ જ મને ગયા શનિવારે આવું કહ્યું છે. કાલે આ બાબતમાં કાંઇ વધારે ખબર જાણવા માટે હું મેરિટન જઇશ અને વળી પૂછી જોઇશ કે મિ. ડેની શહેરમાંથી પાછો ક્યારે આવનાર છે?"

લિડિયાની બે મોટી બહેનોએ તેને મોઢામાં જીભ ઘાલી રાખવાને ધમકાવી; પણ મિ. કોલિન્સ ઘણો ગુસ્સે થયો હોવાથી ચોપડી કોરણે મૂકી દઇને બોલ્યો; "મેં વારંવાર જોયું છે કે જુવાન છોકરીઓ કે જેમના લાભ માટે જ ખાસ ગંભીર ઢબના પુસ્તકો લખાયલાં હોય છે, તે તેમને કેટલાં બધાં ઓછાં રસભર્યાં થઇ પડે છે. હું કબુલ કરૂં છું કે એથી મને અજાયબી ઉપજે છે; કારણ, ખરેખર, શિક્ષણ જેવું તેમને માટે એવું કાંઇ બીજું લાભકારક હોઇ શકે નહીં. પણ મારી નાની બહેનને વધુ વખત સુધી હું એનુંએ નહીં ત્રાસ કરૂં."

બાદ મિ. બેનેટ તરફ ફરીને તેણે શેત્રંજ રમવામાં પોતાને એક હરિફ તરીકે દાખલ કરવા જણાવ્યું. મિ. બેનેટે તેનું નિમન્ત્રણ સ્વીકારીને કહ્યું કે, "છોકરીઓને તેમની પોતાની નકામી મોજ મેળવવા કારણે રાખી એ તમે ઘણું ડહાપણ ભરેલું કામ કર્યું છે." મિસિસ બેનેટ અને તેની છોકરીઓએ લિડિયાના ભંગાણ માટે ઘણીજ સભ્યતાથી માફી માગી અને કબુલાત આપી કે હવેથી એવું નહીં થાય માટે તમે ફરીથી વાચન ચાલુ રાખો; પણ મિ. કોલિન્સે તેમને ખાત્રી આપી કે–"મારી નાની બહેન પ્રત્યે મને કાંઇ માઠું લાગ્યું નથી અને તેની વર્ત્તણુંક અપમાન ભરેલી લેખીને હું કદાપિ તેના તરફ ગુસ્સો નહીં બતાવું." એમ કહ્યા બાદ તે મિ. બેનેટ સાથે એક બીજા ટેબલ ઉપર બેઠો અને શેત્રંજ રમવા તૈયાર થયો.

## પ્રકરણ ૧૦.

મિ. કોલિન્સ અક્કલમંદ માણસ નહોતો અને તેના સ્વભાવની ખામીમાં સુધારો કરવાને શિક્ષણ અથવા સમાજે ઘણી થોડી મદદ આપી હતી; તેની જીંદગીનો ઘણો મોટો ભાગ અશિક્ષિત અને કંજુસ પિતાની દેખરેખ નીચે વીત્યો હતો અને જો કે તેણે એક યુનિવર્સિટીમાં શિક્ષણ મેળવ્યું હતું તો પણ ત્યાં કાંઇ પણ ઉપયોગી ઓળખાણ પાડયા વિના તેણે માત્ર જરૂરી ફી ભર્યા કરી હતી તેના પિતાએ તેને જે દાબથી ઉછેર્યો હતો તેને લીધે મૂળ તેની રીત ભાતમાં ઘણી નમ્રતા આવી હતી. પણ તે કામ ધંધા વિના એકલો રહેતો હોવાથી તેનું નબળું મગજ આત્મ-સંતોષી બની ગયું હોવાને

લીધે તથા શરૂઆતમાં જ અણધારી ઉન્નતિને પરિણામે નીપજતી લાગણીઓને લીધે તેની રીતભાત હવે ઘણે ભાગે સંકુચિત બની ગઇ હતી; જ્યારે હન્સફોર્ડનું મકાન ખાલી હતું ત્યારે અચાનક સારા ભાગ્યે લેડી કેથેરિન ડી બર્ગ આગળ તેની ભલામણ થઈ હતી અને તેણીની ઉંચી પદવી માટે જે માન તે ધરાવતો હતો અને પોતાના મુરબ્બી તરીકે તેણી માટે તે જે પૂજ્યભાવ ધરાવતો હતો તેમાં એક પાદરી તરીકેના પોતાના અધિકાર અને એક ધાર્મિક શિક્ષક તરીકેના પોતાના હક્કને માટે પોતાને વિષે જે ઘણો સારો અભિપ્રાય તે ધરાવતો હતો તેનું મિશ્રણ થતાં, તે ગર્વ, મરેલાની પાયદસ્તની ધાર્મિક ક્રિયામાં નિપૂણ હોવાનો ફાંકો, આત્મ-ઉપયોગિતા અને નમ્રતાનો એકંદરે મિશ્ર સ્વભાવનો બન્યો હતો.

હવે પોતાને એક સારૂં મકાન મળ્યાથી અને ઘણી સારી આવક હોવાથી તે લગ્ન કરવાનો વિચાર કરતો હતો અને લૉંગબર્ન કુટુમ્બ સાથે સમાધાન કરવામાં તેનો હેતુ પત્ની મેળવવાનો હતો કારણ જો તે કુટુમ્બની છોકરીઓ જેવી રીતે સામાન્ય રીતે બહાર કહેવાતું હતું તેવી રીતે સુંદર અને સારા સ્વભાવની માલૂમ પડે તો પોતે તેમાંની એકને પસંદ કરવા ધારતો હતો. તેમના પિતાની મિલ્કતનો વારસદાર બનવાના વળતર તરીકે-બદલા તરીકે તેની આ યોજના હતી અને તે યોજનાને પોતે ઉત્તમ, યોગ્ય અને પસંદગી ભરેલી, અત્યંત ઉદાર તથા પોતાની બાબતમાં નિઃસ્વાર્થી તરીકે ધારતો હતો.

છોકરીઓને જોયા પછી તેની યોજનામાં ફરક પડયો નહીં. મિસ બેનેટના પ્રેમજનક ચહેરાએ તેના અભિપ્રાયને મજબુત કર્યા

અને મોટપણને લીધે તેના સંબંધી જે કાંઇ સપ્નમાં સખ્ત વિચારો હતા તે સ્થાપિત કર્યા. પહેલી સાંજે તેણે પોતાની નક્કી પસંદગી તેણીને માટે કરી. પણ બીજે દિવસે સવારે તેણે વિચાર ફેરવ્યો; કારણ નાસ્તા પહેલાં મિસિસ બેનેટ સાથેની ૦l કલાકની ગુફ્તેગોમાં તેના ઘર વિષે વાત શરૂ થતાં અને લૉંગબર્નમાંથી એક પત્ની મળી શકશે એવી રીતની તેની આશાઓ પુરી થાય એ તરફ તે વાત ઘણા આનંદજનક હાસ્ય અને સામાન્ય ઉત્તેજન વચ્ચે વળતાં, એ જ જેન કે જેના ઉપર તેનું લક્ષ ચોટયું હતું તેની સામે તેને એક ચેતવણી મળી. તેણીએ કહ્યું, "મારી નાની છોકરીઓના સંબંધમાં હું કાંઇ કહેવાનું માથે લઇ શકું નહીં—હું કાંઇ ચોક્સ જવાબ આપી શકું નહીં—પણ હું પસંદગી ભરેલી અસર વિષે કાંઇ જાણતી નથી. મારી સૌથી મોટી છોકરી, મારે અત્યારે જણાવવું જોઇએ કે, તેના માટે ખબર આપવી એ મને જરૂરની લાગે છે કે, તે ઘણા જ થોડા વખતમાં વિવાહિત થનાર છે."

મિ. કોલિન્સને, આથી જેનને બદલે ઇલિઝાબેથ તરફ વિચાર ફેરવવો પડયો અને તે તેણે તરત જ ફેરવ્યો. મિસિસ બેનેટ આગ ચેતાવતી હતી તે વખતે જ તેણે તે વિચાર કર્યો. ઇલિઝાબેથ જેન પછી જન્મ અને રૂપમાં એક સરખી હોવાથી, અલબત્ત, તેની પછી તે પસંદ થઇ.

મિસિસ બેનેટે એ સૂચનાને સાચવી રાખી અને વિશ્વાસ રાખ્યો કે મારી બે છોકરીઓ તરત જ પરણી જશે; અને જે માણસને એ દિવસ વિષે બોલતાં તે પહેલાં સહન કરી શકતી ન હતી તે હવે તેણીની વધુ મહેરબાનીમાં ઉંચો ગણાયો.

લિડિયા મેરિટન ખાતે ચાલતી જવાનો પોતાનો ઇરાદો ભૂલી ગઈ ન હતી. મેરી શિવાય તેની દરેક બહેને તેની સાથે જવાનું કબુલ કર્યું અને મિ. બેનેટ જે મિ. કોલિન્સને દૂર કાઢવા માગતો હતો અને પોતાના પુસ્તકાલયમાં એકલો બેસીને વાંચવા માગતો હતો તેની વિનતિથી મિ. કોલિન્સ પણ તેમની સાથે જવાનો હતો; કારણ પુસ્તકાલયમાં પણ મિ. કોલિન્સ નાસ્તા પછી તેની પાછળ ગયો હતો અને ત્યાં ચોપડીઓના સમૂહમાંની મોટામાં મોટી ચોપડીઓ કાઢી દેખીની રીતે તે વાંચતો હોય એમ બતાવતો હતો પણ ખરી રીતે, મિ બેનેટ સાથે જરાકે અચકાયા વિના હન્સફોર્ડમાંના પોતાના ઘર અને બાગ વિષે વાતો જ કર્યો જતો હતો. આમ કરવાથી મિ. બેનેટને તેના ઉપર ઘણો જ કંટાળો ઉપજયો હતો. પોતાના પુસ્તકાલયમાં તે હમેશાં આરામ અને શાંતિ મેળવવા ખાત્રીબંધ હતો અને તેણે ઇલિઝાબેથને કહ્યું હતું તેમ, ઘરમાંના બીજા દરેક ઓરડામાં મૂર્ખાઇ અને સંકુચિત મનવાળાને મળવાને તૈયાર રહેતો પણ અહીં એ બધાંથી તે સ્વતંત્ર રહેવાને ટેવાયલો હતો. આથી મિ. કોલિન્સને પોતાની છોકરીઓ સાથે જવાનું નિમંત્રણ કરવામાં તેણે તરત જ ઘણી જ સભ્યતા વાપરી હતી; અને મિ. કોલિન્સ ખરી રીતે વાંચનાર કરતાં ફરવા જનાર તરીકે ઘણો વધારે જ યોગ્ય હોવાથી પોતાની મોટી ચોપડી બંધ કરવાને અને જવાને ઘણો ખુશી થયો.

પોતાના સંબંધી ભવ્ય નિરર્થક વાતોમાં અને તેની બહેનોની બ્હારની હાએ હાથી તેઓ મેરિટન પહોંચ્યા ત્યાં સુધી તો વખત પસાર થયો. નાની છોકરીઓનું ધ્યાન એ પછી તેના તરફથી જરાક પણ રોકવાનું રહ્યું નહી. તેમની આંખો રસ્તામાં અમલદારોની શોધમાં

તરત જ અહિં તહીં ભમવા લાગી, અને કોઈ દૂકાનની બારીમાં મૂકેલી કોઇ સુંદર ટોપી અથવા તો નવી જાતના મસલીન શિવાય ખરેખર બીજી કોઇ ચીજ તેમનું ધ્યાન ખેંચતી નહીં.

પણ દરેક બાળાનું ધ્યાન તરત જ એક અગાઉ નહીં દેખવામાં આવેલા પુરૂષ તરફ ગયું. તેનો દેખાવ એક ખરેખરા ગૃહસ્થ જેવો હતો અને તે રસ્તાની એક બાજૂએ તે એક અમલદાર સાથે આવતો હતો. એ અમલદાર તેજ મિ. ડેની હતો, જે લંડનથી પાછો આવનાર હોવાથી લિડિયા તેના વિષે પૂછપરછ કરવા આવી હતી અને તેઓ ત્યાંથી પસાર થયા ત્યારે તેણે નમન કર્યું. તે અજાણ્યાના દેખાવથી બધાએ અજાયબ થયાં. બધાએ અજાયબીથી વિચારવા લાગ્યાં કે—તે કોણ હશે? અને કિટિ અને લિડિયા એ, જો બની શકે તો, તેમના વિષે તપાસ કરી કાઢવાના નિશ્ચયથી રસ્તાની સામી ગલીમાં જતાં જતાં એવું બહાનું કાઢયું કે—સામેની દૂકાનમાંથી કંઇક જોઇએ છે. સુભાગ્યે તેઓ ફરસબંધી ઉપર ચઢયાં એટલામાં તે બે ગૃહસ્થો પાછા ફરીને તે જગ્યાએ જ આવી પહોંચ્યા. મી. ડેનીએ સીદ્ધી તેમની સાથે જ વાતચિત કરવા માંડી અને પોતાના મિત્ર મિ વિકહામ જે તેની સાથે આગલે જ દિવસે શહેરમાંના આવ્યો હતો તેની ઓળખાણ કરાવવાની પરવાનગી માટે વિનતિ કરી અને તેને જણાવતાં ખુશી ઉપજી કે—અમારી લશ્કરી ટુકડીમાં તેણે એક ઓહ્દો સ્વીકાર્યો છે. આ ચોક્કસ જેમ થવું જોઇએ તેમ થયું હતું; કારણ તે જુવાન માણસ પોતાને પૂરેપૂરો મોહક બનાવવા માટે લશ્કરી પોષાક જ માત્ર ઇચ્છતો હતો. તેનો દેખાવ તેની ઇચ્છાની બહુજ તરફદારી કરતો હતો. સૌન્દર્યના બધા ઉત્તમ ભાગ, કાન્તિમાન વદન, શોભીતો આકાર અને ઘણીજ મીઠી વાણી,

તેનામાં હતાં. ઓળખાણ કરાવ્યા બાદ વાતચિતની સુખદાયક ચપળતા તેના તરફથી જણાઇ—એ ચપળતા તેજ સાથે તદ્દન ચોક્કસ અને આડંબર વિનાની હતી; અને આખી મંડળી જે વખતે ઘણી જ અનુકૂળતાથી હજીયે ઉભી ઉભી વાતચિતમાં રોકાઇ હતી તે વખતે ઘોડાનાં પગલાંથી તેમનું ધ્યાન ખેંચાયું અને ડાર્સી તથા બિંગલે રસ્તામાં ઘોડા ઉપર બેસીને આવતા જણાયા. તેમને જોતાં જ એ જૂથમાંની સ્ત્રીઓ અને તે બે ગૃહસ્થો સીદ્ધાં તેમની પાસે ગયાં અને હમેશ મુજબની સભ્યતાથી વાતોએ ચઢયાં. બિંગલે મુખ્ય વાતચિત કરનાર થઇ પડયો અને મિસ બેનેટ મુખ્ય વિષય બની. તેણે કહ્યું, "હું તમારી ખબર અંતર પૂછવા માટે લૉંગબર્ન જતો હતો." મિ૦ ડાર્સીએ નમન કરીને તેને ટેકો આપ્યો અને મિ. ડાર્સી ઇલિઝાબેથ તરફ પોતાની નજર નહીં ઠારવાનો નિશ્ચય કરવાની શરૂઆત કરતો હતો એટલામાં તેની આંખો એકાએક તે અજાણ્યા પુરુષની આંખો સાથે મળી અને તે બન્ને એક બીજા સામે જોતા હતા ત્યારે મેળાપની અસર તદ્દન અજાયબી ઉપજાનારી હતી એવું ઇલિઝાબેથ તેમના ચહેરા ઉપરથી જોવા પામી. બન્નેના ચહેરામાં ફેરફાર થયો, એક સફેદ પૂણી જેવો થઇ ગયો, બીજા ઉપર લાલાશ ધાઇ આવી. મિ. વિકહામે, થોડીક ક્ષણ પછી પોતાની ટોપી ઉંચકી—મિ. ડાર્સીએ તરત જ તેના બદલામાં નમન કરવાની યોજના કરી. આનો અર્થ શો હોઇ શકે?—એ કલ્પવું અશક્ય હતું: એ જાણવાની ઇંતેજારી ન બતાવવી, એ અશક્યહતું. બીજી પળમાં, મિ. બિંગ્લેએ જે બન્યું તે જાણે જોયું પણ નહોય એવો દેખાવ કરીને જવાની રજા લીધી અને પોતાના મિત્ર સાથે ઘોડેસ્વારી આગળ ચલાવી.

મિ. ડેની અને મિ. વિકહામ, મિ. ફિલિપ્સના ઘર સુધી તે જુવાન સ્ત્રીઓને મૂકવા ગયા અને મિસ લિડિયાએ તેમને અંદર આવવાને બહુ કાલાવાલા કર્યા તે છતાં તથા મિ. ફિલિપ્સે પણ પોતાના દિવાનખાનાની બારી ઉઘાડી નાંખીને તેના નિમંત્રણને મોટા જોરશોરથી ટેકો આપ્યો, તે છતાંયે, તેઓ નમન કરીને વિદાય થયા.

મિસિસ ફિલિપ્સ હમેશાં પોતાની ભત્રીજીઓને મળતાં ખુશી થતી; અને બે મોટીઓને થોડા વખતથી તેઓ ગેરહાજર હતી તેને લીધે, તેણે ઘણો આવકાર આપ્યો અને તેઓ પોતાને ઘેર એકાએક પાછી ફરી તે માટે આતુરતાથી અજાયબી બતાવવા લાગી લાગી; કારણ, તેણીએ કહ્યું, "તમારી પોતાની ગાડીમાં બેસીને તમે આવી ન હોવાથી જો મહેલ્લામાંની મિ. જોન્સની દૂકાનના છોકરાને હું મળવા પામી હોત નહીં તથા 'બેનેટ કુટુંબની કન્યાઓ પાછી આવી છે તેથી નેધરફિલ્ડમાં અમારે હવે વધુ દવાઓ મોકલવાની નથી' એમ તે છોકરાએ કહ્યું હોત નહીં, તો હું આ સંબંધ કાંઇયે જાણત નહીં" તે આમ કહેતી હતી તે વખતે જેને મિ. કોલિન્સ સાથે તેણીની ઓળખાણ કરાવ્યાથી તેના તરફ સભ્યતા બતાવવાની ફરજ ઉભી થઇ. તેણીએ તેને ઘણા ઘણા વિનયથી આવકાર આપ્યો, જેનો તેણે તેનાથી પણ વધુ વિનયથી જવાબ આપતાં તેણીની સાથે પોતાને અગાઉનું કાંઇ ઓળખાણ હોવા વિના તેણીને ઘેર પોતે આવ્યો તે માટે માફી માગી; એમ છતાં જે જુવાન બાળાઓએ તેણીની સાથે પોતાનો પરિચય કરાવ્યો તેમની સાથેના સગપણને લીધે આમ આવવું વાજબી હતું એ માટે પોતે આનંદ દર્શાવ્યા વિના રહી શકતો નથી એમ તેણે

જણાવ્યું. વિનયના આટલા બધા વધારેપણાથી મિસિસ ફિલિપ્સ તદ્દન તાજુબ થઇ; પણ એક અજાણ્યા પુરૂષનો વિચાર, બીજા સંબંધી તપાસ અને પુછપરછ કરવાથી તરતજ પુરો થયો. એમ છતાં તેના સંબંધમાં તેની ભત્રીજીઓ અત્યાર પહેલાં જે કાંઇ જાણતી હતી તેટલું જ તેણી તેઓને કહી શકી કે–મિ. ડેની તેને લંડનથી લાવ્યો હતો અને અને...શાયરમાં તેને એક લેફ્ટેનન્ટ તરીકેનો લશ્કરી ઓદ્ધો મળવાનો હતો. તેમનામાંના કેટલાક બીજે દિન ફિલિપ્સ કુટુમ્બ સાથે જમવા આવનાર હતા, અને છોકરીઓની કાકીએ તેમને કબુલાત આપી કે જો લૉંગબર્નનાં કુટુમ્બીઓ એ સાંજે અહીં આવશે તો તમારા કાકા મિ. વિકહામને ત્યાં જઇને તેને પણ જમવાનું નિમન્ત્રણ કરશે. આને સંમતિ અપાઇ અને મિસિસ ફિલિપ્સે ખબર આપી કે પહેલાં તો તમારે લૉટરીની ટિકિટોની સુંદર સગવડ પડતી ધાંધલીઆ રમત રમવાની છે અને તે પછી કંઇક ગરમાગરમ ભોજન તમને મળશે. આવા આનંદની આશા ઘણી ખુશાલી ઉપજાવનારી થઇ પડી અને તેઓ પરસ્પર સારી ઉત્સાહની લાગણીઓ સાથે વિખૂટાં પડયાં. મિ કૉલિન્સે દિવાનખાનામાંથી જતાં જતાં ફરીથી માફી માગવાનું ચાલુ રાખ્યું અને વારંવાર સભ્યતાથી તેને ખાત્રી અપાતી રહી કે—એવી માફી બિલકુલ બિનજરૂરી છે.

તેઓ ઘર તરફ જતાં હતાં ત્યારે ઇલિઝાબેથે પેલા બે ગૃહસ્થો વચ્ચે શું બન્યું હતું તેની કહાણી જેનને કહી; પણ જો કે તેઓ તેમ કરવામાં ખોટા માલુમ પડયા હોત તોયે જેને તે બેમાંના એકનો અથવા બન્નેનો બચાવ કર્યો હોત તેમ છતાં પણ તેમની

એવી વર્તણુક માટે તેની બહેનના કરતાં તે કાંઇ પણ વધુ ખુલાસો કરી શકી નહીં.

મિ. કોલિન્સે પાછા ફર્યા બાદ મિસિસ ફિલિપ્સની રીતભાત અને વિનયનાં વખાણ કરીને મિસિસ બેનેટને ઘણોજ આનંદ ઉપજાવ્યો. તેણે કહ્યું કે—લેડી કેથેરિન અને તેની પુત્રી શિવાય, મેં કદિ પણ આવી વધુ કુશળ સ્ત્રી જોઇ નથી; કારણ તેણે મને બહુજ સભ્યતાથી આવકાર આપ્યો એટલુ જ નહી પણ હું અગાઉ તેમને જરાકે ઓળખતો ન હોવા છતાંયે બીજા દિનની સાંજરે તેમને ત્યાં જમવાના નોતરામાં ખાસ મારૂં નામ દઇને મને દાખલ કર્યો છે. હુ ધારૂં છું કે—તમારી સાથેના સબંધને આ કાંઇક આભારી ગણી શકાય; પરન્તુ તે છતાંયે મારી આખા જિંદગીમાં આટલો બધો મારા પ્રત્યે વિનય મેં કદિ નિહાળ્યો નથી."

## પ્રકરણ ૧૧.

તે જુવાન છોકરીઓની તેમની કાકીને ત્યાંની મુલાકાત માટે વાંધો ન લેવાયાથી અને મિ. કોલિન્સની મુલાકાત દરમ્યાન મિ. અને મિસિસ બેનેટથી માત્ર એક સાંજ માટે છુટા પડવાની તેની નામરજી સામે ઘણોજ મજબુતાઇથી વાંધો ન લેવાયાથી તેને અને તેની પાંચ બહેનોને લઇને ગાડી યોગ્ય વખતે મેરિટન ખાતે જઇ પહોંચી; અને છોકરીઓ દિવાનખાનામાં દાખલ થઇ તે વખતે એ સાંભળીને તેમને આનંદ થયો કે—મિ. વિકહામે તેમના કાકા તરફનું નોતરૂં કબુલ કર્યું છે અને એ વખતે તે ઘરમાં જ હતો.

જ્યારે આ સમાચાર આવ્યા અને તેઓ પોતાની જગ્યાએ બેઠાં ત્યારે મિ. કોલિન્સ પોતાની આસપાસનું બધુ જોવાને અને વખાણવાને છુટો હતો અને તે દિવાનખાનાની લંબાઇ પહોળાઇ અને તેમાંના સરસામાનથી એટલો બધો વિસ્મય પામ્યો કે રોઝિંગ્ઝ ખાતેના ઉનાળાના નાસ્તા માટેના નાના દિવાનખાનામાં પોતે બેઠો છે એમજ લગભગ ધારી લેવાનું પોતાને ઠીક લાગે છે એમ તેણે જાહેર કર્યું. આ સરખામણી પહેલાં તો કોઇને રૂચિભરેલી થઇ પડી નહી પણ જ્યારે મિસિસ ફિલિપ્સ તેનું કહેતું સમજી કે રોઝિંગ્સ એ શું છે અને તેની માલિકણ કોણ છે—જ્યારે તેણીએ લેડી કેથેરિનના માત્ર એક જ દિવાનખાનાનું વર્ણન સાંભળ્યું અને જાણ્યું કે તેણીના ચુલાની આસપાસનો સુંદર ભાગ જ માત્ર ૮૦૦ પૌંડના ખર્ચે બંધાવેલો છે—ત્યારે તે મુબારકબાદીની બધી ખુબી તેણીએ પિછાણી અને તે વખતે રોઝિંગ્ઝની સંભાળ રાખનાર બાઇના ઓરડા સાથેની સરખામણીથી પણ ભાગ્યેજ તેને ગુસ્સો લાગ્યો હોત.

લેડી કેથેરિન અને તેના બંગલાની બધી ભવ્યતાનું વર્ણન તેણી આગળ કરતાં કરતાં વચ્ચે વચ્ચે પોતાની નાનીશી મઢુલીનાં વખાણ અને તેમાં જે સુધારો વધારો કરવામાં આવતો હતો તેને લગતી આડી વાત કાઢતાં, ગૃહસ્થો તેમની પાસે આવી પહોંચ્યા નહીં ત્યાં સુધી તે ઠીક વાતચિતમાં રોકાઇ રહ્યો હતો; અને મિસિસ ફિલિપ્સને તેણે ઘણા ધ્યાનથી સાંભળતી જોઇ. તેણીનો મિ. કોલિન્સની અગત્ય વિષેનો અભિપ્રાય, જે કાંઇ તેણીએ સાંભળ્યું તેથી વધ્યો અને પોતાથી બની શકે એટલા વહેલા વખતમાં પોતાનાં પાડોશીઓને

દરેક નાની સરખી બાબત પણ કહી સંભળાવવાનો નિશ્ચય કરતી તે હતી. છોકરીઓ કે જેઓને તેમના પિત્રાઇ ભાઇની વાતચિત સાંભળવી ગમી નહીં અને જેઓ એક વાજીંત્ર વિના બીજા કશા માટે ઇચ્છા ધરાવતી ન હતી અને છાજલો ઉપરનાં ચીનાઇ વાસણોનાં પોતાનાં દોરેલાં નિષ્કાળજી ભર્યાં ચિત્રો જ જોતી હતી, તેઓને રાહ જોવાનો વખત ઘણો લાંબો લાગ્યો. તે પણ આખરે પુરો થયો. ગૃહસ્થો આવી પહોંચ્યા ખરા અને જ્યારે મિ. વિકહામ દિવાનખાનામાં આવ્યો ત્યારે ઇલિઝાબેથને લાગ્યું કે–એ વખત પહેલાં તેણીએ કોઇ વાર તેને અણુઘટતા માનના થોડાક પણ અંશથી જોયો નહોતો અથવા તો તેના વિષે વિચાર કર્યો નહોતો......શાયરના અમલદારો સામાન્ય રીતે ઘણા માનનીય, ગૃહસ્થોની મંડળી જેવા હતા અને તેમના માંહેલા સૌથી વધુ સારા, આજના મંડળમાં આવેલા હતા; પણ મિ. વિકહામ એ બધાયમાં વ્યક્તિ તરીકે, ચહેરામાં, દેખાવમાં અને ચાલમાં ઉત્તમ હતો અને તે બધા, પહોળો અને જાડો મ્હોંવાળો કાકો ફિલિપ્સ જેનું મ્હોં દારૂ પીધાથી ગંધાતું હતું અને જે તેમની પાછળ તે ખંડમાં આવ્યો, તેના કરતાં વધારે સારા હતા.

મિ. વિકહામ સુખી માણસ હતો કે જેના તરફ લગભગ દરેક સન્નારીની આંખ ઠરતી હતી અને ઇલિઝાબેથ એક સુખી સ્ત્રી હતી કે જેની પાસે આવીને આખરે તે બેઠો અને જે પસંદ પડે એવા રીતે તેણે વાતચિત શરૂ કરી, જો કે તે માત્ર ભીનાશવાળી રાત્રિને વિષે અને વરસાદની ઋતુના સંભવ વિષે હતી તો પણ તેથી તેણીને લાગ્યું કે સૌથી વધુ સામાન્ય, નિરસ અને વારંવાર સંભળાતો વિષય પણ બોલનારની બુદ્ધિથી રસભર્યો બનાવી શકાય છે.

મિ. વિકહામ અને અમલદારો જેવા, સુન્દરીઓનું ધ્યાન ખેંચવા માટે પુરતા હરિફો વચ્ચે મિ. કોલિન્સની કોઇએ દરકાર લીધી નહીં. જુવાન બાળાઓને મન તે કાંઈ વિસાતમાં ન હતો; પણ થોડી થોડીવારે હજી પણ તેનું કહેવું માયાળુપણાથી સાંભળનાર મિસિસ ફિલિપ્સ હતી અને તેની કાળજીથી તેને પુષ્કળ કૉફી અને માખણવાળી ગરમ પૂરીઓ મળ્યાં.

જ્યારે પાનાં રમવા માટે ટેબલો મૂકવામાં આવ્યાં ત્યારે મિસિસ ફિલિપ્સના ઉપકારનો બદલો ચોરંગીની રમતમાં તેની સાથે બેસીને વાળવાની, તેને તક મળી.

તેણે કહ્યું, "અત્યારે હું આ રમત બહુ થોડી જાણું છું પણ મારામાં સુધારા કરવાને હું ઘણો ખુશી થઈશ, કારણ જિંદગીની મારી સ્થિતિમાં-" તેણે રમવાનું કબૂલ કર્યું તેથી મિસિસ ફિલિપ્સે તેનો ઘણો ઉપકાર માન્યો, પણ તેનું કારણ સાંભળવા તે થોભી શકી નહીં.

મિ. વિકહામ ચોરંગીની રમતમાં ભળ્યો નહીં અને તુર્તજ એક બાજા ટેબલ આગળ ઇલિઝાબેથ અને લિડિયા વચ્ચે તેને આનંદથી જગ્યા આપવામાં આવી. પહેલાં તો લિડિયાજ તેને આખો વખત વાતચિતમાં રોકી રાખશે એવો ભય જણાતો, કારણ તે એક ઘણીજ દઢમનની વાતોડીઅણ હતી; પણ તે એવીજ રીતે લૉટરી ટિકટોની ઘણી રસિયણ હતી તેથી એ રમતમાં તરતજ તેને ઘણો રસ પડયો. તે કોઇના ઉપર ધ્યાન નહીં આપીને નાણાં રોકવાને ઘણી આતુર જણાઇ અને ખાસ કરીને પોતે મેળવેલાં ઈનામ માટે બૂમો પાડવા લાગી. રમત તરફ સામાન્ય રીતનું ધ્યાન

આપ્યા બાદ મિ. વિકહામ ઇલિઝાબેથ સાથે વાતચિત કરવાને ફુરસદ મેળવી શકયો અને તેણી તેની વાત સાંભળવાને ઘણી ખુશી હતી. જે વાત તે સાંભળવા માગતી હતી અને તેણીને કહેવામાં આવે એમ ધારી શકી નહીં તે—મિ. ડાર્સી સાથેની તેની ઓળખાણના ઇતિહાસની વાત હતી. એમ છતાં તેની ઉત્સુકતા અચાનક રીતે પુરી પડી. મિ. વિકહામે એ વિષયમાં પોતાની મેળેજ વાત શરૂ કરી. તેણે પ્રશ્ન કર્યો કે, મેરિટનથી નેથરફિલ્ડ કેટલું દૂર હતું અને તેણીનો જવાબ મેળવ્યા બાદ આનાકાનીથી તેણે પૂછ્યું કે, 'મિ. ડાર્સી ત્યાં કેટલા વખતથી રહે છે?'

ઈલિઝાબેથે કહ્યુ, 'આશરે એક મહીનાથી' અને એ પછી એ વિષય પડતો મૂકાય એવી પોતાને ઇચ્છા ન હોવાથી તેણે ઉમેર્યું, "હું ધારૂં છું કે, તે ડર્બીશાયરમાં ઘણી મોટી મિલ્કત-વાળો આસામી છે."

વિકહામે કહ્યું, " હા, તેની મિલ્કત ઘણી મોટી છે. ચોક્ખી દશ હજારની વાર્ષિક આવક. મારા કરતાં આ વિષયમાં તમને અમુક માહિતી આપવા જોગ કોઈ વધુ યોગ્ય માણસ કોઇ મળ્યો નહીં હોય—કારણ, મારા બાળપણથી એક અમુક રીતે તેના કુટુમ્બ સાથે મારો સંબંધ થયલો છે."

ઇલિઝાબેથ અજાયબી બતાવ્યા શિવાય રહી શકી નહીં.

"મિસ બેનેટ, ગઇકાલે અમારા મેળાપની ઘણી ઠંડી રીતભાત જોયા પછી, આવી ચોક્કસ હકિકતથી તમે કદાચને ઘણુંજ અજાયબ થઇ શકો—તમને મિ. ડાર્સી સાથે બહુ સારી રીતે ઓળખાણ થયલી છે?"

ઇલિઝાબેથે કાંઇક જુસ્સાથી કહ્યું, " હું હમેશાં ઇચ્છું તેટલા પુરતીજ થઇ છે—એકજ મકાનમાં મેં તેની સાથે ચાર દિવસ ગાળ્યા છે અને હું તેને ઘણાજ પ્રતિકુળ સ્વભાવનો ધારૂં છું."

વિકહામે કહ્યું, " તે પસંદ પડે એવો અથવા તો બીજા કોઇ સ્વભાવનો છે, એ સંબંધમાં મારો અભિપ્રાય આપવાનો મને હક્ક નથી. મેં તેને લાંબા વખતથી અને ઘણી સારી પેઠે એક ન્યાયી ચૂકાદો આપનાર તરીકે ઓળખેલો છે. નિષ્પક્ષપાત થવું એ મારા માટે અશક્ય છે. પણ હું ધારૂં છુ કે તમારો તેના વિષેનો અભિપ્રાય સામાન્ય રીતે અચંબા ભરેલો થઇ પડશે—અને કદાચ બીજી કોઇ જગ્યાએ આમ તદ્દન મજબૂત રીતે તમે તે દર્શાવશો નહીં. અહીં તમે તમારા પોતાનાજ કુટુમ્બમાં છો."

" મારા શબ્દ ઉપર ભરૂંસો રાખજો, નેધરફિલ્ડ શિવાય, પાડોશના બીજા કોઇ મકાનમાં હું કાંઈ કહું તેના કરતાં હું અહીં વધુ કહેતી નથી. હર્ટફર્ડશાયરમાં તે કોઇને બિલ્કુલ પસંદ પડયો નથી. દરેક જણ તેના ગર્વથી કંટાળી ગયું છે. તમે બીજા કોઈ તરફથી તેના સંબંધી વધુ તરફદારીથી બોલાયલું સાંભળશો નહીં."

થોડીવાર અટકયા પછી વિકહામે કહ્યું; " હું દિલગીર થવાનો ઢોંગ કરી શકું નહીં કે તે અથવા તો બીજો કોઇપણ તેની લાયકાત કરતાં વિશેષપણે વખણાતો નથી; પણ તેના વિષે હું ધારૂં છું કે વારંવાર એમ બનતું નથી. જગત્ તેનો પૈસો અને તેની અગત્યથી અંધ બની જાય છે અથવા તેની ઉંચી અને ગર્વિષ્ટ રીતભાતથી બ્હીની જાય છે અને જેવી રીતે તે પોતાને જોવા પસંદ કરે છે તેવીજ રીતે જુએ છે."



"મારી જરાક ઓળખાણ ઉપરથી, હું તેને એક ખરાબ સ્વભાવના માણસ તરીકે ગણી લઉં."

વિકહામે માત્ર પોતાનું માથું ધુણાવ્યું. બોલવાની બીજી તક મળતાં તેણે કહ્યું, "હું અજાયબી પામું છું કે–આ દેશમાં તે ઘણો વખત રહે એ બનવા જોગ છે કે નહીં!"

"મને તેની કશી ખબર નથી; પણ જયારે હું નેધરફિલ્ડ ખાતે હતી ત્યારે તેના જતા રહેવા સંબંધી મેં કાંઇ સાંભળ્યું ન હતું. તે નજદિકમાં હોવાથી તમારી......શાયરને લગતી યોજનાઓને કાંઇ આંચકો નહીં આવે એવી મને આશા છે."

"અરે! નહીં—મિ. ડાર્સીને લીધે મારે જતા રહેવાનું નથી. જો તે મારાથી દૂર રહેવાની ઇચ્છા રાખતો હોય તો તેણે જવુંજ જોઇએ. અમારા વચ્ચે મિત્રતાભરેલો સંબંધ નથી અને તેને જોતાં હમેશાં મને ઘણું દુઃખ થાય છે, પણ મારે તેનો મેળાપ નહીં કરવાનું કાંઇ કારણ નથી; પરન્તુ આખા જગત્ આગળ હું જે કાંઇ પોકારીને કહી શકું તે–તે જેવો છે તેવો હોવા માટે તેની ઘણી મોટી ગેરવાજબી રીતભાત અને ઘણીજ દુઃખકારક દિલગીરીની લાગણી–છે. મિસબેનેટ, તેનો પિતા, મહુંમ મિ. ડાર્સી, આ દુનિયામાંનો એક સૌથી ઉત્તમ ગૃહસ્થ હતો; અને મારો કોઇ પણ ખરો મિત્ર હોય તો તેજ હતો. મને હજારો કોમળ યાદગિરીઓથી મારા જીવને દુભાવ્યા વિના આ મિ. ડાર્સીના સંગાથમાં હું કદિ રહી શકતો નથી. મારા પ્રત્યેની તેની વર્ત્તણુંક શરમ ભરેલી રહી છે. પણ હું ખરે-ખર માનું છું કે–આશાઓને નિરાશામાં નાખવાના તેના કાર્ય

કરતાં અને તેના પિતાની યાદગિરીને શરમમાં નાંખવા કરતાં તેને કાંઇપણ બાબતમાં અને દરેક બાબતમાં હું માફ કરી શક્યો હોત."

ઇલિઝાબેથને આ વિષયનો રસ વધતો જતો જણાયો અને તે ખરા અંતઃકરણથી તે સાંભળવા લાગી; પણ તેની નાજુકતાથી તે વધુ પૂછપરછ કરતાં અટકી.

મિ. વિકહામ વધુ સામાન્ય વિષય ઉપર બોલવા લાગ્યો. મેરિટન, તેની આસપાસની જગ્યા, લોકો વગેરે, તેણે જે બધું આજ સુધી જોયું હતું તેના કરતાં તેને ઘણાં ખુશકારક લાગવા માંડયાં અને પાછલી બાબતો ઉપર ખાસ કરીને તે નમ્ર પરન્તુ ઘણી બુદ્ધિભરેલી સભ્યતાથી બોલવા લાગ્યો.

તેણે ઉમેર્યું: "ચાલુ સહવાસ અને સારા માણસોની સોબતની આશાને લીધેજ મને......શાયરમાં આવવાની મુખ્ય લાલચ થઇ આવી છે. હું અહીંની લશ્કરી ટુકડીને એક સૌથી વધુ માનવંત અને મિલનસાર ટુકડી તરીકે પીછાનું છું અને મારા મિત્ર ડેનીએ તેમના હાલના રહેઠાણ વિષે અને મેરિટનના લોકોનું તે ટુકડીએ ઘણુંજ ધ્યાન ખેંચ્યું છે તે વિષે તેમજ ઉત્તમ માણસોની ઓળખાણ તેમને થઈ છે તે વિષેના વર્ણનથી મને વધારે લલચાવ્યો છે. હું કબૂલ કરૂં છું કે સહવાસ, એ મારે માટે જરૂરનો છે. હું એક નિરાશ થયેલો માણસ છું અને મારી લાગણીઓ એકાન્ત જીવન સહન કરતી નથી. મારે નોકરી અને સહવાસ મેળવવાંજ જોઇએ. લશ્કરી નોકરી માટે મેં કદિ આકાંક્ષા કરી ન હતી પરન્તુ સંજોગોએ હવે તેનો લાગ ગોઠવી આપ્યો છે.

મારો ધંધો દેવળને લગતોજ હોવો જોઇતો હતો—હું દેવળને માટે જ કેળવાયો હતો અને અત્યારે આપણે જે ગૃહસ્થ વિષે વાતચિત કરીએ છીએ તેની જો ઇચ્છા હોત તો હું એક ધર્મશિક્ષક તરીકેનું અમૂલ્ય જીવન ગાળવા પામ્યો હોત. ”

‘ખરેખર !’

“ હા—મર્હુમ મિ. ડાર્સીએ પોતાના વારસામાં મને ખાસ દાખલ સૌથી સરસ ધર્મશિક્ષકની જગ્યા ખાલી પડતાં તે પછીની નિમણુંક મારી કરી હતી. તે મારા ધર્મપિતા હતા અને મારા તરફ ઘણોજ ચાહ ધરાવતા. તેમના માયાળુપણા માટે હું પુરેપુરો આભાર માની શકું એમ નથી. તેમણે મારા માટે પુરતી જોગવાઇ કરવા ધારી હતી અને તે કરી હોય એમજ ધાર્યું હતું; પણ જયારે ધર્મશિક્ષકની જગ્યા ખાલી પડી ત્યારે તે બીજા કોઇને અપાઈ. ”

ઇલિઝાબેથ બોલી ઉઠી, “ અરે પ્રભુ ! પણ એમ બન્યુ શી રીતે ?– તેમના વસિયતનામા વિરૂદ્ધ વર્ત્તન થાય કેમ ?—શા માટે તમે કાયદાનો આશરો લીધો નહીં ? ”

“ વસિયતનામાની શરતોમાં એવું કાંઇ ચોખ્ખું ન હોતું લખ્યું તેથી કાયદા મારફત કાંઇ મેળવવાની મારા માટે આશા ન હતી. ખાનદાન માણસ શરતોના હેતુમાં શંકા ઉઠાવે નહીં, પણ મિ. ડાર્સીએ શંકા ઉભી કરવાનું પસંદ કર્યું—અથવા એ બાબતને માત્ર અમુક શરતોએજ કરવામાં આવેલી ભલામણ લેખી અને જણાવ્યું કે ઉડાઉપણું, ગેરડહાપણ ભરેલાં કામ —અને ટુંકમાં બધુંએ ખરૂ અથવા કશુંયે નહીં, એ રીતથી મેં મારો બધો હક્ક ગુમાવ્યો હતો. એ ચોક્કસ છે કે, બે વર્ષ

ઉપર ધર્મશિક્ષકની જગ્યા ખાલી પડી હતી. એ વખતે ખરેખર હું તે મેળવવા લાયક ઉમ્મરનો થયો હતો પણ તે છતાં તે એક બીજા માણસને અપાઇ; અને એ પણ નક્કી છે કે, તે ખોવા માટે હું ગેરવ્યાજબી ઠરૂં એવું ખરેખર મેં કાંઈ પણ કર્યું હોય તે માટે હું મને પોતાને અપરાધી ઠરાવી શકું નહીં. મારો મિજાજ ગરમ અને અસાવધ છે અને કોઇવાર તેના સંબંધી અને તેને પોતાને મેં મારો અભિપ્રાય તદ્દન સ્વતંત્ર રીતે કહી દીધો છે. હું કાંઇ પણ ખરાબ બાબત ફરીથી યાદ કરી શકું નહીં; પણ ખરી બાબત એ છે કે, અમે બન્ને ઘણી જૂદી પ્રકૃતિના માણસો છીએ અને તે મને ધિઃક્કારે છે."

"આ ખરેખર લાગણી દુઃખાવનારૂં છે!–તે જાહેર રીતે ધિઃક્કારાવો ઘટે છે."

"અમે એકજ ગામડામાં એકજ બાગમાં જન્મ્યા હતા; અમારી જુવાનીનો મોટો સાથે સાથેજ પસાર થયો હતો—"

"અમે એકજ ઘરના સાથીઓ હતા; એકજ પ્રકારની મોજ મઝાઓ ભોગવી હતી, અને એકજ વડીલની સંભાળનાં બચ્ચાંઓ હતાં. મારાં પિતાએ પોતાના ધંધાની શરૂઆત, તમારા કાકા મિ. ફિલિપ્સ જે ધંધાને આટલું બધું આદરમાન આપે છે તેમાંજ કરી હતી. પરન્તુ તેમણે મર્હુમ મિ. ડાર્સીને ઉપયોગી થવા માટે બધુંયે મૂકી દીધું હતુ અને પેમ્બરલીની મિલ્કતની સંભાળ પાછળ તેમણે પોતાનો બધો વખત ગાળ્યો હતો. મિ. ડાર્સીના તે ઘણાજ અતલગના અને વિશ્વાસુ મિત્ર હોઈને તેમની ઘણી જ પ્રશંસા પામ્યા હતા. મિ. ડાર્સી વારંવાર કબૂલ કરતા કે

મારા પિતાની બાહોશ દેખરેખથી પોતે તેમના ઘણાજ આભાર તળે હતા અને જયારે મારા પિતાના મરણના થોડાકજ વખત પહેલાં મિ. ડાર્સીએ તેમને પોતાની સ્વેચ્છાથી મારા માટે જીવનની જોગવાઇ કરવાનું વચન આપ્યું ત્યારે મને લાગ્યું કે તેના આભારના દેવાને તેઓ જેવી રીતે વાળે છે તેવીજ રીતે તેઓ મારા ઉપરનો પોતાનો પ્રેમ દેખાડે છે. આથી હું સંતોષ પામ્યો હતો."

"મિસ ડાર્સી કેવા સ્વભાવની છોકરી છે ?"

તેણે પોતાનું માથું ધુણાવ્યું–"હું ઇચ્છું કે હું તેને મિલનસાર કહી શકું. ડાર્સી કુટુમ્બમાંના કોઇનું પણ ભૂંડું બોલતાં મને દુઃખ ઉપજે છે; પણ તેણી તેના ભાઇના સ્વભાવને ઘણીજ મળતી છે–ઘણીજ, ઘણીજ મગરૂર તે. બાળક હતી ત્યારે પ્રેમજનક અને પ્રીતિ ઉપજાવનારી હતી અને હું તેને ઘણોજ ગમતો હતો અને મેં કલાકોના કલાકો તેને ખુશી કરવા પાછળ ગાળ્યા છે. પણ હવે મારા મનમાં તેને માટે કાંઈ લાગણી નથી. તે આશરે ૧૫ કે ૧૬ વર્ષની એક ખૂબસુરત છોકરી છે. તેના પિતાના મરણ પછી તે લંડનમાં એક સન્નારી સાથે છે કે જે તેની કેળવણી પાછળ ધ્યાન આપે છે."

પત્તાં રમનારાઓ, એ પછી તરતજ વિખરાયા અને એક બીજા ટેબલ આગળ એકઠા થયા અને મિ. કોલિન્સ પોતાની બહેન ઇલિઝાબેથ અને મિસિસ ફિલિપ્સની વચ્ચે ગોઠવાયો. મિસિસ ફિલિપ્સે રિવાજ મુજબ તેની જીત સંબંધમાં પૂછપરછ કરી.

તેણે કાંઇ એટલી બધી મોટી જીત મેળવી ન હતી. તે દરેકે દરેક દાવમાં હાર્યો હતો; પણ જયારે મિસિસ ફિલિપ્સ તે સંબંધમાં રસપૂર્વક પૂછવા લાગી ત્યારે તેણે ઘણીજ ગંભીરતાથી તેણીને ખાત્રી આપી કે, એ બાબત જરાકે અગત્યની નથી અને હું પૈસાને એક નાચિઝ વસ્તુ ગણું છું. તેણે તેણીને વિનતિ કરી કે તમે પોતે એ સંબંધમાં જરાક પણ ચિન્તાતુર બનશો નહી. ”

તેણે કહ્યું: “ બાનુ, હું સારી રીતે જાણું છું કે જયારે લોકો પત્તાં રમવા બેસે ત્યારે તેઓએ આવી બાબતોમાં નસિબને આધીન થવું જોઇએ—અને સારે નસિબે હું એવા સંજોગોમાં નથી કે પાંચ શિલિંગને હું કાંઇ ગણત્રીમાં લઉં. બેશક એવા ઘણા માણસો છે કે જે આવુંજ કહી શકે નહીં પણ લેડી કેથેરિન ડી બર્ગને ધન્યવાદ ઘટે છે કે, નાની બાબતોમાં મન બાળવાની જરૂરથી હું ઘણો વેગળો મૂકાયો છું. ”

મિ. વિકહામનું ધ્યાન ખેંચાયું અને થોડીક પળ સુધી મિ. કોલિન્સ તરફ જોઇ રહ્યા પછી તેણે ઇલિઝાબેથને ધીમા સ્વરે પૂછયું કે ડી બર્ગના કુટુમ્બ સાથે તમારો આ સગો શું ઘણી સારી રીતે પરિચિત છે ?

તેણીએ જવાબ આપ્યો: “ લેડી કેથેરિન ડી બર્ગે હમણાંજ તેને એક ધર્મશિક્ષકની જગ્યા આપી છે. હું ભાગ્યે જ જાણું છું કે, મિ. કોલિન્સ તરફ પહેલવહેલું તેણીનું ધ્યાન કોણે ખેંચ્યું હશે; પણ ચોક્કસ તે તેણીને લાંબા વખતથી તો ઓળખતો નથી જ. ”

"અલબત્ત, તમે એ જાણતાં હશો કે, લેડી કેથેરિન ડી બર્ગ અને લેડી એની ડાર્સી, એ બે બહેનો હતી. પરિણામે તેણી હાલના મિ. ડાર્સીની કાકી થાય છે."

"ના, ખરેખર, હું એ નથી જાણતી—લેડી કેથેરિનનાં સંબંધીઓ વિષે હું બિલકુલ કશું જાણતી નથી. ગયા પરમ દિવસ પહેલાં હું તેણીની હયાતી વિષે કાંઇ જાણતી નહોતી."

"તેની છોકરી, મિસ ડી બર્ગને એક ઘણી મોટી મિલ્કત મળશે અને એમ માનવામાં આવે છે કે, તે અને તેણીનો પિત્રાઇ ભાઇ પોતાની બન્ને મિલ્કતો જોડી દેશે."

આ ખબરથી ઇલિઝાબેથને હસવું આવ્યું; કારણ તેણીને બિચારી મિસ બિંગ્લે વિષે વિચાર આવ્યો. ખરેખર, તેણીનું બધું ધ્યાન નકામું થઇ પડશે અને ડાર્સીની બહેન માટે તેનો પ્રેમ નકામો અને ખોટો થઇ પડશે અને જો ડાર્સી બીજાને પરણવા માટે અત્યાર પહેલાં બંધાઇ ચૂકયો હશે, તો ડાર્સી માટેની તેણીની પ્રશંસા નકામી થઇ પડશે.

તે બોલી: "મિ. કોલિન્સ લેડી કેથેરિન અને તેમની પુત્રી એ બન્નેનાં ઘણાં વખાણ કરે છે; પણ તે બાઇ વિષે તેણે કહેલી અમુક વાતો ઉપરથી મને શક જાય છે કે, પોતા ઉપરના ઉપકારથી તે ખોટો અભિપ્રાય આપવામાં દોરાઇ જાય છે અને તે તેની મુરબ્બી હોવા છતાં પણ એક મગરૂર અને સાંકડા મનની બાઈ છે."

વિકહામે જવાબ આપ્યો: "તે ઘણે અંશે આ બે દુર્ગુણો-વાળી છે એમ હું માનું છું. ઘણાં વર્ષોથી મેં તેને જોઇ નથી

પણ મને યાદ છે કે, તેણી મને કદિ પણ ગમતી ન હતી અને તેની રીતભાત પોતાનું ધાર્યુંજ કરાવવાના સ્વભાવની અને ઉદ્ધત હતી. તે ઘણી બુદ્ધિશાળી અને ચબરાક છે, એવું લોકોમાં કહેવાય છે પણ હું તો એમ માનું છું કે, તેની શક્તિઓ, તે કેટલેક અંશે પોતાની ઉંચી કીર્તિ અને પૈસાને લીધે, કેટલેક અંશે બેહુકમી રીતભાતને લીધે અને બાકીની પોતાના ભત્રીજાની મગરૂરીને લીધે મેળવી શકી છે, કે જે ભત્રિજો એવુંજ પસંદ કરે છે કે, જે કોઇનો તેની સાથે સંબંધ થાય તે દરેકે પહેલા વર્ગની સમજદારીજ ધરાવવી જોઇએ. ”

ઇલિઝાબેથે કબૂલ કર્યું કે, આ સંબંધમાં તેણે ઘણું વિચારશીલ વર્ણન આપ્યું હતું અને જયાં સુધી જમવાનો વખત થયો ન હતો અને પત્તાંની રમત બંધ પડી ન હતી ત્યાં સુધી આ બે જણાંએ એક બીજા સાથે સંતોષભરી રીતે વાતચિત કર્યા કરી અને જમવાનો વખત થતાંજ, મિ. વિકહામ તરફ ધ્યાન આપવાને બીજી સ્ત્રીઓથી બની શકે તે માટે તે તેનાથી વિખૂટી પડી. મિ. ફિલિપ્સના જમણવારના મેળાવડાના ઘોંઘાટમાં કંઈ વાતચિત થઈ શકે એમ ન હતું, પરંતુ વિકહામની રીતભાતથી દરેક જણને તે રૂચિકર થઈ પડયો. તે જે કાંઇ કહેતો તે સારી રીતેજ કહેતો અને જે કાંઈ કરતો તે ખૂબીબંધ કરતો. ઇલિઝાબેથ પોતાના મગજમાં તેના સંબંધી વિચારો સાથેજ વિદાય થઇ. મિ. વિકહામ શિવાય બીજી કશી બાબતોનો તેને વિચાર સુઝતો ન હતો અને ઘરને રસ્તે જતાં આખો વખત તેણે કહેલી વાતોજ તેણીને યાદ આવ્યાં કરી; પણ તેનું નામ સુદ્ધાંત યાદ કરવાનો

સમય તેને મળયો નહીં; કારણુ લિડિયા કે મિ. કોલિન્સ બેમાંથી એકકેએ એકકે વખત પોતાના મ્હોંમાં જીભ ઘાલી નહીં. લિડિયા વારેઘડીએ લૉટરીની ટિકિટો વિષે, પોતે ખોયલી માછલી વિષે અને પોતે જીતેલી માછલી વિષે વાત કાઢયા કરતી હતી અને તેમની ગાડી લૉંગબર્ન નિવાસ આગળ ઉભી રહી તે પહેલાં મિ. કોલિન્સ પોતે ઇચ્છતો હતો તેના કરતાં તેને ઘણું કહેવાનું હતું. તે મિ. અને મિસિસ ફિલિપ્સની સભ્યતાનાં વખાણુ કરવા લાગ્યો: પત્તાંની રમત દરમ્યાન પોતે ખોયેલા પૈસાની પોતાને જરાકે પરવા નથી, એમ કહેવા લાગ્યો; જમણુની વાનીઓની બધી રકાબીઓનાં વર્ણન આપવા લાગ્યો. અને વારંવાર પોતાની બહેનોને કહેવા લાગ્યો કે, "ગાડીમાં બેસવામાં હું તમને ગીર્દી કરતો હોઉં એવો મને ભય રહે છે."

---

## પ્રકરણ ૧૨.

---

ઇલિઝાબેથે બીજે દિવસે મિ. વિકહામ અને પોતાને જે વાતચિત થઈ હતી તે જેઇનને કહી સંભળાવી. જેઇને અચંબાની લાગણી સાથે તે સાંભળી—તે સમજી શકી નહીં કે, મિ. ડાર્સી મિ. બિંગ્લેની દિલસોજી માટે આવો નાલાયક કેમ બની શકે તે માનવું કે કેમ? અને તેમ છતાં, વિકહામ જેવા પ્રેમ ઉપજાવનારા દેખાવના જુવાન માણસની વાતના સાચાપણામાં શંકા લાવવી, એ તેનો સ્વભાવ નહોતો. આવી બિનમહેરબાની ખરે-

ખર તેને ભોગવવી પડી હોય એ બનવા જોગ બાબત તેની નાજુક લાગણીઓ ઉશ્કેરવા પુરતી હતી; અને આથી કાંઇપણ કરવાનું રહ્યું નહતું—માત્ર બન્નેનું સારૂં ઇચ્છવું, દરેકની વર્ત્તણુકનો બચાવ કરવો અને જે કાંઇ બીજી રીતે સમજાવી શકાય નહીં તેને અકસ્માત અથવા ભૂલ તરીકે લેખવી, એજ બાકી હતું.

એક ઝાડી કે જયાં આ વાતચિત થઇ ત્યાં જે કેટલીક વ્યક્તિઓ વિષે તેઓ વાત કરતી હતી તેઓના આવવાથી તે બન્ને સન્નારીઓને ત્યાંથી જવું પડયું: મિ. બિંગ્લે અને તેની બહેનો, ઘણા વખતથી ઇંતેજારી ઉપજાવી રહેલી નેધરફિલ્ડ ખાતેની નાચપાર્ટી આવતા મંગળવારે ઠરાવેલી હોવાનું અંગત ઇજન આપવા માટે ત્યાં આવી પહોંચ્યાં. તે બે સ્ત્રીઓ પોતાની વહાલી સખીને એકવાર ફરીથી જોતાં ખુશી થઇ—કહેવા લાગી કે આપણને મળ્યાને એક જમાનો વહી ગયો અને પોતાની સાથે વિયોગ થયા પછી તેણી શું કરતી હતી, એ બાબતમાં વારંવાર પૂછપરછ કરવા લાગી. કુટુમ્બનાં બીજાં માણસો તરફ તેમણે ઘણું થોડું ધ્યાન આપ્યું, મિસિસ બેનેટને બની શકે તેમ તેઓ વિસરી ગઇ, ઇલિઝાબેથ સાથે ઝાઝું બોલી નહીં અને બીજાંઓ સંબંધી કાંઇયે પૂછ્યું નહીં. તેઓ પોતાની જગ્યાએથી એવી ચપળતાથી ઉઠી કે તેમના ભાઇને અચંબો ઉપજયો અને જાણે મિસિસ બેનેટ સાથેની સભ્યતા ભરેલી વાતોચિતો ટાળવાને આતુર હોય તેમ તેઓ ઉતાવળ કરી તરતજ ત્યાંથી જતી રહી.

નેધરફિલ્ડ ખાતેના નાચના મેલાવડાની આશા, કુટુમ્બની દરેક સ્ત્રીને ઘણોજ આનન્દ ઉપજાવનારી થઇ પડી. મિસિસ બેને

ટને એમ માનવામાં મોજ મળી કે મારી મોટી છોકરીને મુબાર-કબાદી આપવા માટે તે મેલાવડો થનાર છે અને નિમંત્રણના રિવાજવાળા કાર્ડને બદલે મિ. બિંગ્લેએ પોતે તેને નોતરૂં દીધું તેથી તે મનમાં ને મનમાં ફૂલાવા લાગી. જેઈન એવી કલ્પના કરવા લાગી કે પોતાની બે સખીઓની સોબતમાં અને તેમના ભાઇ તરફથી પોતાની તરફ અપાતા ધ્યાનમાં તે એક સુખી સાંજ થઇ પડશે અને ઇલિઝાબેથને એ વિચારતાં ખુશી ઉપજી કે હું મિ. વિકહામ સાથે ઘણી વખત નૃત્ય કરીશ અને મિ. ડાર્સીના દેખાવ અને વર્તનમાં બધુંયે સાબિત થતું જણાઈ આવશે. કેથેરિન અને લિડિયાએ જે ધારણા રાખી તે માત્ર કોઇ એક બનાવ અથવા કોઇ અમુકજ પુરૂષ ઉપર ઓછી આધાર રાખતી હતી, કારણ, તેઓ દરેક, ઇલિઝાબેથની પેઠે, મિ. વિકહામ સાથે અર્ધી સાંજ સુધીનો ઇરાદો રાખતી હતી પરંતુ તેમને સંતોષ આપી શકે તેવો તે કોઇપણ રીતે એકજ ભાગીદાર નહતો અને એક નાચનો મેલાવડો તો કોઇ પણ રીતે નાચવા માટેનોજ મેલાવડો હતો. અને મેરી પણ, પોતાના કુટુમ્બને ખાત્રી આપી શકી કે મને તે મેલાવડા માટે જરાકે અરૂચિ નથી.

તે કહેવા લાગીઃ “ જયાં સુધી દરરોજ મારો સવારનો વખત હું મારી ઇચ્છા મુજબ ગાળી શકું ત્યાં સુધી તે પુરતો છે—પ્રસંગોપાત સાંજની ગમ્મતોમાં ભેળાવું એમાં કાંઇ ભોગ આ-પવા જેવું નથી એમ હું ધારૂં છું. સમાજનો આપણાં બધાં ઉપર હક્ક છે; અને હું જાહેર કરૂં છું કે જેઓ આરામ અને આનંદના અમુક કલાક દરેકને માટે ઇચ્છવાજોગ લેખે છે તેઓમાંની હું એક છું. ”

ઈલિઝાબેથનો ઉત્સાહ આ વખતે એટલો બધો વધી ગયો હતો કે, તે મિ. કોલિન્સ સાથે જરૂર વિના વારંવાર બોલતી નહતી તોપણ, તેને પૂછ્યા વિના રહી શકી નહી કે " તમે મિ. બિંગ્લેનું નિમંત્રણ સ્વીકારશો કે કેમ ? અને જો તમે સ્વીકારો તો તે સાંજની ગમ્મતમાં ભળવું તમે યોગ્ય ધારો છો કે નહીં ?" અને એ બાબતમાં તેને કોઇ પણ જાતનો વાંધો નહતો અને પોતે નૃત્યમાં ભાગ લેશે તેથી મુખ્ય ધર્મગુરૂ અથવા તો લેડી કેથેરિન ડી બર્ગ તરફથી કોઇપણ જાતનો ઠપકો મળવાની તેને બ્હીક જ નહોતી, એમ જાણીને તે અજાયબ થઇ.

તેણે કહ્યું: " હું તમને ખાત્રી આપુ છું કે, હું કોઈ પણ રીતે એવા અભિપ્રાયનો નથી કે, સારી વર્ત્તણુકના જુવાન માણસે આબરૂદાર માણસોને આપેલા આવી જાતના મેલાવડામાં કાંઇ ખરાબ વલણ હોય: અને એ સાંજ દરમ્યાન મારી બધી રૂપવતી બહેનોના હાથથી માન મેળવવાની હું આશા રાખીશ, તેથી હું નૃત્ય કરવામાં કોઇપણ જાતનો વાંધો લઈશ નહીં; અને આ તકે હું ખાસ કરીને પહેલાં બે નૃત્ય, મિસ ઇલિઝાબેથ, તમારી સાથે કરવાની માગણી કરૂં છું—આ પસંદગી માટે મારી બહેન જેઈન વાજબી કારણ લેખશે અને પોતાને માટે તે કોઈ પણ જાતના અપમાન તરીકે ગણુશે નહીં, એવો હું વિશ્વાસ રાખું છું. "

ઇલિઝાબેથે પોતાને પૂરેપૂરી સપડાઇ ગયલી જોઇ. તે આ બધા નાચ માટે મિ. વિકહામ સાથેજ પોતાને પૂરેપૂરી રોકાયલી ધારતી હતી. અને તેને બદલે મિ. કોલિન્સ ! તેનું ખૂબસુરતપણું કદિ પણ આવી ખરાબ સ્થિતિમાં મૂકાયું નહતું. એમ છતાં, તેમ

થતું અટકાવી શકાય એમ નહતું. મિ. વિકહામની અને તેની પોતાની સુખી સ્થિતિ આમ બળાત્કારે થોડોક વધુ વખત લંબાઇ અને મિ. કોલિન્સની સૂચના તેણે બની શકતી કોમળતાથી સ્વીકારવાની ભલાઇ કરી. પરન્તુ તેની શ્રીબહુમાનતાથી તે વધુ ખુશ થઇ નહીં; કારણ કે તેમાં કાંઇક વધુ બાબતનો ઈશારો હતો. તેને પહેલાં એ વિચાર સુઝયો કે હેન્સફોર્ડના પાદરીની વહુ તરીકે મારી બધી બહેનો કરતાં મને લાયક ગણી પસંદ કરવામાં આવી છે અને વધુ લાયક મહેમાનોની ગેરહાજરીમાં રોઝિંગ્સ ખાતે ચોરંગાની રમતમાં ચોથી રમનાર બનવામાં મારે મદદ કરવાની છે. આ વિચાર તરત જ તેને ખરો લાગ્યો: કારણ પોતાની તરફ તે વધારે ને વધારે સભ્યતા બનાવવા લાગ્યો; અને પોતાની હાજર જવાબી તથા રમુજી સ્વભાવ માટે તેને વારંવાર મુબારકબાદી આપવાનો પ્રયત્ન કરતો જોયો અને પોતાના મોહકપણાની આ અસરથી ખુશી થવાને બદલે તે જો કે વધુ અજાયબ થઇ, તો પણ થોડાક વખતમાં તેની માતાએ તેને આડકતરી રીતે એવું સમજાવ્યું કે તેમનાં લગ્નનો સંભવ તેને પોતાને ઘણોજ પસંદ થઇ પડયો છે. એમ છતાં ઇલિઝાબેથે આ સૂચના ઉપાડી લેવી પસન્દ ન કરી કારણ તે સારી પેઠે જાણુતી હતી કે કોઈપણ જવાબને પરિણામે એકાદ ગંભીર તકરાર જરૂર થશે. મિ. કોલિન્સ કદાચ માગણી ન પણ કરે અને જયાં સુધી તેમ નથી થયું ત્યાં સુધી તેના સંબંધમાં તકરાર કરવી નક્કામી છે.

જો નેધરફિલ્ડની નાચપાર્ટી માટે તૈયારીઓ કરવાની અને વાતો કરવાની હોત નહીં તો મિસિસ બેનેટની નાની છોકરીઓ

આ વખતે દયાજનક હાલતમાં પડી હોત; કેમકે નિમન્ત્રણના દિવસથી તે નાચના દિવસ સુધી વરસાદની ઝડી એવી ચાલુ હતી કે તેઓ એકવાર પણ મેરિટન ખાતે જતાં અટકી પડી હતી. કાકી, લશ્કરી અમલદારો, નવા જૂની, કાંઇ પણ મળ્યાં નહીં–નેધરફિલ્ડના મેલાવડામાં પહેરી જવાનાં બૂટ ઉપર ચોઢવાનાં ગુલાબનાં ફૂલ પણ કોઇ બીજા માણસ મારફત તેમને મેળવવા પડયાં. ઇલિઝાબેથને પણ આવી ઋતુમાં પોતાની સહનશીલતાની કસોટી થયલી લાગી હશે, કે જે ઋતુમાં મિ. વિકહામ સાથેનો પોતાનો પરિચય વધારવાનું તદ્દન ખોરંબે પડયું હતું. અને કિટિ અને લિડિયાને, મંગળવારે નાચપાર્ટી છે એજ આશા ન હોત તો આવા ખરાબ શુક્રવાર, શનિવાર, રવિવાર અને સોમવાર તેઓ સહન કરી શકત નહીં.

---

## પ્રકરણ ૧૩.

---

ઇલિઝાબેથ નેધરફિલ્ડ ખાતે દિવાનખાનામાં પેઠી અને રાતા કોટવાળા અમલદારોના ટોળામાં મિ. વિકહામને શોધવા તેણે નક્કામાં ફાંફાં માર્યાં. આટલીવાર સુધી તેને તેની હાઝરીનો જરાયે શક ઉપજ્યો નહતો. તેના મળવાના ચોક્કસપણામાં એવો કોઇ અંતરાય પડયો નહતો કે જેથી તેને ગભરાવાને કાંઈ કારણ મળે. તેણે હમેશ કરતાં વધારે સંભાળપૂર્વક પોતાનો શણગાર સમાર્યો હતો અને ઘણાજ આનન્દથી તેણે જે બધા તેના અંતઃકરણને

જીત્યા વિનાના રહ્યા હતા તેમને જીતી લેવા માટે એવા વિશ્વાસથી તૈયારી કરી હતી કે, તે સાંજે કોઇને પણ જીતી શકાય તેના કરતાં કાંઇયે વધારે નહતું. પણ થોડીજ ક્ષણમાં ખિન્નલેએ અમલદારોને એવી રીતે નિમન્ત્રણ કર્યું કે જેથી તેણીને માત્ર મિ. ડાર્સીના આનન્દ માટેજ ખાસ અલગ રાખવામાં આવી હોય એવો શક ઉપજ્યો, અને જોકે ચોક્કસપણે એમ બાબત નહતી તોપણ મિ. વિકહામના મિત્ર મિ. ડેનીને લિડિયાએ જ્યારે પુછયું ત્યારે તેણે તે ગેરહાજર હતો એ વાત ખરી હકીકત જાહેર કરી અને જણાવ્યું કે આગલે દિવસે વિકહામને કાંઇ જરૂરી કામ માટે શહેરમાં જવાની ફરજ પડી છે અને હજીયે તે પાછો ફર્યો નથી; તેણે થોડુંક હસીને ઉમેર્યું કે, " જો તેને અહીં હાજર રહેલા અમુક સદ્‌ગૃહસ્થને મળવાનું ટાળવાની ઇચ્છા ન હોત તો, અત્યારેજ તેના કામને લીધે તેને જવું પડત, એમ હું નથી ધારતો. "

લિડિયા તેની વાતનો આ ભાગ સાંભળી શકી નહીં, તો પણ ઇલિઝાબેથે તરતજ સાંભળી અને જયારે તેનું પહેલાંનું આશ્ચર્ય વાજબી હતું તેના કરતાં પણ વિકહામની ગેરહાજરી માટે ડાર્સી કાંઇ ઓછો જવાબદાર નહોતો એમ તેને ખાત્રી થઇ ત્યારે મિ. ડાર્સી સામે તેની નાખુશીની દરેક લાગણી પોતાની ક્ષણિક નિરાશાને લીધે એટલી બધી તીવ્ર થઈ ગઈ કે, થોડીજ વાર પછી જયારે ડાર્સી તેની પાસે સીદ્ધો આવીને વિનય ભરેલી રીતે પુછપરછ કરવા લાગ્યો ત્યારે તેણી ભાગ્યેજ સહન કરી શકાય એવી સભ્યતાથી તેને જવાબ આપી શકી. ડાર્સી પ્રતિ ધ્યાન આપવું, સહનશીલતા રાખવી અથવા ધીરજ રાખવી, એ

વિકહામને અપમાન કરવા ખરેખર હતું. તેણીએ તેની સાથે વાતચિત નજ કરવી એવો નિશ્ચય કર્યો અને ગુસ્સાની લાગણીથી તે ત્યાંથી જતી રહી અને મિ. બિંગ્લે કે જે ડાર્સીના દોષનો આંધળી રીતે પક્ષપાત કરતો હતો તેથી તે ગુસ્સે થયલી હોવાથી તેની સાથે પણ વાત કરીને તે પોતાનો મિઝાઝ શાન્ત કરી શકી નહીં.

પણ ખરાબ મિઝાઝવાળાં રહેવું એ ઇલિઝાબેથનો ગુણજ નહતો; અને જોકે તે સાંજ માટે તેની પોતાની દરેક સારી આશાઓ નાશ પામી હતી, તોપણ તેનો સ્વભાવ ઝાઝો વખત ખરાબ રહ્યો નહીં અને પોતાની બધી દુઃખભરેલી લાગણીનો ઉભરો શાર્લોટી લ્યુકાસ કે જેને તે એક અઠવાડીઆથી મળી નહોતી તેની આગળ કાઢયા બાદ, પોતાના પિત્રાઇ ભાઇની વિચિત્રતાની વાત-ચિતમાં તરતજ તેણે વિષયને બદલી નાંખ્યો અને પોતાની બારીક નજર માટે તેણે તેને ધ્યાનમાં લીધો. એમ છતાં પહેલાં બે નૃત્ય પછી ફરી પાછી દુઃખભરેલી લાગણી ઉપજી. એ નૃત્ય ભારે શરમિંદગી ઉપજાવનારાં હતાં. મિ. કોલિન્સ સુન્દરતા વિનાનો અને વિચિત્ર, ધ્યાન આપવા કરતાં ભૂલો કરીને માફી માગનારો અને વારંવાર પોતે ન જાણી શકે એમ ઉંધી રીતે ફરનારો જણા-યાથી, બે નાચ માટે એક નાપસંદ ભાગીદારને લીધે ઉપજી શકતાં બહુજ શરમિંદગી અને દુઃખમાં તેણી પડી. જે ક્ષણે તે તેનાથી છૂટી પડી તેજ ક્ષણે તેને બહુ આનન્દ થયો.

એ પછી તેણે એક અમલદાર સાથે નૃત્ય કર્યું અને વિક-હામ સંબંધ વાત કરવામાં તથા તે સર્વત્ર પસંદગી ઉપજાવનારા

વર્તનવાળો હોવાની વાત સાંભળવામાં તેને ખુશાલી ઉપજી. જ્યારે તે નાચ પૂરા થયા ત્યારે તે પાછી શાર્લોટી લ્યુકાસ પાસે ગઈ અને તેની સાથે વાતચિતમાં તે રોકાયલી હતી ત્યારે અચાનક મિ. ડાર્સીએ તેને સંબોધન કર્યું. તેણે તેનો હાથ મેળવવા માટે એટલે બધી ઓચિંતી રીતે માગણી કરી કે પોતે શું કરે છે, તેનું જરાકે ભાન ન રાખીને તેણીએ તેની માગણીનો સ્વીકાર કર્યો. તે તરતજ ત્યાંથી પાછો જતો રહ્યો અને તેણી પોતાની સમય-સૂચકતાની ખામી માટે મનમાં ને મનમાંજ ગુસ્સે થવા લાગી. શાર્લોટીએ તેણીને રાહત આપવા કોશિષ કરીઃ " હું ખાત્રીથી કહું છું કે તે તને પસંદ પડશે. "

" ઇશ્વર બચાવે ! એજ એક સૌથી વધારે કમનસિબી થઇ પડશે. જેને એક માણસ ધિઃકારવાનો ઠરાવ કરે તેને અનુકૂળ થતો જોવો ! આવી આફત મારે માથે પડે એવું ના ઇચ્છીશ. " એમ છતાં, જ્યારે નાચ ફરીથી ચાલુ થતાં, ડાર્સી ઇલિઝા-બેથના હાથની માગણી કરવા આવ્યો ત્યારે શાર્લોટી તેને કાનમાં ધીમા સાદે ચેતાવ્યા વિના રહી શકી નહી કે " તમે મૂર્ખ બનશો નહીં અને વિકહામ પ્રત્યેના તેણીના પ્રેમને લીધે તમે કે જે વિકહામ કરતાં દશગણા વધારે સારા છો તે તેણીની આંખમાં નાખુશ થઇ પડો તેવું કારણ આપશો નહીં. " ઇલિઝાબેથે કાંઇ જવાબ દીધો નહીં અને નાચનારાંઓની જોડીમાં, મિ. ડાર્સીની સામે ઉભાં રહેવાથી મળતી ઉંચી સ્થિતિમાં પોતે મૂકાઈ ચૂકી છે, એ વિચારથી આશ્ચર્ય પામતી, તે ઉભી રહી. અને તેણીએ જોયું કે આસપાસનાંઓ પણ આ સ્થિતિ જોઇને પોતાનીજ પેઠે આશ્ચર્ય

ચકિત નજરે જોઇ રહ્યાં હતાં. થોડીકવાર સુધી તેઓ એકકે શબ્દ બોલ્યા વિના ઉભા રહ્યાં અને તે એવી કલ્પના કરવા લાગી કે અમારી ચૂપકીદી બન્ને નૃત્યમાં ચાલુ રહેશે અને પ્રથમ તો તેણીએ એજ નિશ્ચય કર્યો કે તેમાં ભંગાણ પાડવું નહીં પણ પછી એકાએક તેને એ ખ્યાલ આવ્યો કે, પોતાના ભાગીદાર સાથે વાત ન કરવી, એ તેને એક ઘણીજ ભારે પડતી સજા થઇ પડશે; તેથી તેણે નાચ સંબંધમાં થોડીક ટીકા કરી. તેણે જવાબ આપ્યો અને વળી પાછો શાન્ત રહ્યો. થોડીક વાર પછી, તેણી બીજી વાર બોલી: " મિ. ડાર્સી, હવે કાંઇક કહેવાનો તમારો વારો છે. મેં નાચ સંબંધી વાત કરી અને હવે તમારે આ ઓરડાના વિસ્તાર વિષે અથવા તો નાચનારાંનાં જોડાં વિષે કાંઇક ટીકા કરવી જોઇએ. "

તે હસ્યો અને તેણીને ખાત્રી આપી કે, મારે તમને કહેવાની બાબતમાં તમે જે ઇચ્છા કરશો, તે મુજબ હું કહીશ.

" બહુ સારૂં. એ જવાબ હાલ તરત પુરતો થઈ પડશે. કદાચ રફતે રફતે હું એ બાબતમાં વિવેચન કરીશ કે ખાનગી નાચના મેળાવડાઓ, જાહેર મેળાવડાઓ કરતાં વધારે ખુશકારક હોય છે: પણ હમણાં આપણે ચૂપ રહી શકીશું. "

" ત્યારે તમે નાચ કરતી વખતે એક નિયમને ખાતરજ વાતચિત કરો છો શું ? "

" કોઇક વાર તેમ ખરૂં. દરેકે થોડુંકજ બોલવું જોઇએ, એ તમે જાણો છો ને ? અર્ધો કલાક સુધી સાથે રહીને બિલકુલ

ન બોલવું, એ વિચિત્ર લાગે; અને એમ છતાં કેટલાકના લાભની ખાતર, વાતચિતની ગોઠવણ કરવીજ જોઇએ કે જેથી તેઓને બને તેટલું થોડું બોલવાનીજ મહેનત પડે."

"હાલના દાખલામાં તમે તમારી લાગણી મુજબ કહો છો કે પછી મારી લાગણીઓને અનુકૂળ થતાં હો એમ ધારો છો?"

ઇલિઝાબેથે વક્રોક્તિથી કહ્યું: "બન્ને. કારણ મેં આપણાં મનની વલણમાં હમેંશાં ઘણું એકસરખાપણું જોયું છે. આપણે દરેક, બીજાઓ સાથે ભળી જવાનાં સ્વભાવવાળાં નથી, બનતા સુધી મૂગાં રહેવાના સ્વભાવવાળાં છીએ; જયાં સુધી આખા મેળાવડાને ચકિત કરી દઇએ એવું કાંઈક કહેવાનું ન હોય ત્યાં સુધી અને પેલી કહેવતમાં કહ્યું છે તેમ, આપણું કહેલું જમાનાઓ સુધી દંતકથાઓની પેઠે કહેવાય નહીં ત્યાં સુધી આપણને કોઈની સાથે વાત કરવી પસંદ નથી."

તેણે કહ્યું: "મને ખાત્રી છે કે, તમારા સ્વભાવનું આ ઘણું ધ્યાન ખેંચે એવું સરખાપણું નથી. તે મને કેટલુંક બંધ-બેસ્તું થઇ પડશે, એ નહીં કહેવાનો આડંબર હું કરી શકીશ નહીં. તમે તો વિના શકે એમ ધારતાં લાગો છો કે મારા સ્વભાવ-નો એ તાદશ ચિતાર છે"

"મારે મારાં પોતાનાં કામનો ચૂકાદો આપવો જોઈએ નહીં."

તેણે કાંઇ જવાબ આપ્યો નહીં અને તેઓ નાચ પુરો કરી રહ્યાં ત્યાં સુધી પાછાં ચૂપજ રહ્યાં. એ વખતે તેણે પૂછયું:

"તમે અને તમારાં બહેનો ઘણું ખરૂં મેરિટન સુધી ચાલતાં જાઓ છો કે નહીં ?"

ઇલિઝાબેથે હકારમાં જવાબ આપ્યો અને વાત કહેવાની લાલચ નહીં થોભાવી શકયાથી તેણીએ ઉમેર્યું: "જયારે તમે અમને તે દિવસે મળ્યા ત્યારે અમે તરતની જ એક નવી ઓળખાણ કરતાં હતાં." આની અસર ઝટપ ભરેલી થઇ. તેના મ્હોં ઉપર ગર્વનાં સખ્ત પ્રકારનાં ચિહ્ન જણાયાં, પણ તે એકે શબ્દ બોલ્યો નહીં અને ઇલિઝાબેથ જોકે પોતાના મનની નબળાઇ માટે પોતાને દોષ દેતી હતી તોપણ આગળ બોલી શકી નહીં. આખરે ડાર્સી બોલ્યો અને સંકોચાયલી લાગણીથી તેણે કહ્યું: "મિ. વિકહામ-નામાં એવી સારી રીતભાત છે કે દરેક જણને તે પોતાનાં મિત્ર બનાવી શકે—એ મિત્રતા ટકાવી રાખવાને તે લાયક છે કે નહીં એ ઓછું ચોક્કસ છે."

ઇલિઝાબેથે ભાર મૂકીને કહ્યું: "તમારી પોતાની મિત્રતા ગુમાવવામાં તે ઘણો કમનસિબ નીવડયો છે અને તે પણ એવી રીતે કે આખી જિંદગી સુધી તેને બધી પાસથી દુઃખ સહન કરવું પડશે."

ડાર્સીએ જવાબ આપ્યો નહીં અને વિષય બદલવાને તે આતુર હોય એમ જણાયું. એ સમયે સર વિલિયમ લ્યુકાસ તેમની પાસે આવ્યો. તેની ધારણા નાચનારાંઓની વચ્ચેથી પસાર થઇને દીવાનખાનાની બીજી બાજુએ જવાની હતી; પણ મિ. ડાર્સીને તેની ભાગિદારણ સાથે નાચતો જોઈને અભિનન્દન આપવા માટે ઉમદા સભ્યતાનું નમન કરીને તે ઉભો રહ્યો.

"ખરેખર, મારા વહાલા સાહેબ, હું અત્યારે અત્યંત ખુશ

થયો છું. આવી જાતનું ઉત્તમ પ્રકારનું નૃત્ય વારંવાર જોવામાં આવતું નથી. એ દેખીતું છે કે તમે પહેલા વર્ગના ગૃહસ્થોમાંના એક છો. એમ છતાં, મને કહેવાની રજા આપશો કે, તમારી સુંદર જોડીદાર તમને જરાકે લજવતી નથી. અને મારે આવો આનંદ વારંવાર મેળવવાની આશા રાખવી જોઇએ, ખાસ કરીને, મારી વહાલી મિસ ઇલિઝા, ( તેની બહેન તથા બિંગ્લે તરફ નજર નાંખીને ) જયારે અમુક મનપસંદ પ્રસંગ આવી પહોંચશે ત્યારે તે વખતે કેટલાં બધાં અભિનંદનો વહી રહેશે ! હું મિ. ડાર્સીને વિનંતિ કરૂં છું—પણ સાહેબ, હું તમારી વચ્ચે નહીં આવું—આ યુવાન્ સન્નારી, જેની ચળકતી આંખો પણ મને ઠપકો આપે છે તેની મનોહર નજરમાંથી તમને રોકી રાખવા માટે તમે મારો આભાર માનશો નહીં ! ”

આ ઉદ્ગારનો છેવટનો ભાગ ભાગ્યેજ ડાર્સીએ સાંભળ્યો હશે; પરન્તુ તેના મિત્ર સંબંધી સર વિલિયમે જે ઇશારો કર્યો તેની મજબૂત અસર તેના ઉપર થયલી જણાઇ અને બિંગ્લે તથા જેઇન જેઓ એક બીજા સાથે નાચતાં હતાં તેમના તરફ તેની આંખો એક ઘણીજ ગંભીર લાગણી સાથે ખેંચાઇ. એમ છતાં તરતજ પાછું ભાન આણીને પોતાની ભાગિદારણ તરફ તે વળ્યો અને બોલ્યો: “ આપણે શી બાબત ઉપર વાત કરતાં હતાં તે સર વિલિયમના વચ્ચે આવવાથી હું ભૂલી ગયો. ”

“ હું નથી ધારતી કે આપણે બિલકુલ કાંઇ બોલતાં હતાં. આ ખંડમાંનાં કોઇ પણ બે માણસોને પરસ્પર ઓછું કહેવાનું

હોય તેમની વચ્ચે સર વિલિયમ કશી દખલ કરી શકે નહીં. આપણે બે ત્રણ વિષયો વિષે ક્યારનીયે ફત્તેહ વિના અજમાયશ કરી જોઈ છે અને હવે આપણે કઇ બાબત વિષે વાતચિત કરીશું તેનું અનુમાન હું કરી શકતી નથી."

તેણે હસતાં હસતાં કહ્યું: "તમે ચોપડીઓ વિષે શું ધારો છો?"

"ચોપડીઓ-અરે! નહીં, મને ખાત્રી છે કે આપણે એકજ જાતની ચોપડીઓ કદિ વાંચી નથી અથવા એકજ પ્રકારની લાગણીથી યે વાંચી નથી."

"હું દિલગીર છું કે તમે એવું ધારો છો; પણ જો એમ બાબત હોય તો કંઇ નહીં તો વિષયની તંગી તો પડી શકે જ નહીં. આપણે આપણા તફાવતવાળા વિષયોના સરખામણી કરી શકીએ."

"ના-હું નૃત્ય-ખંડમાં તે વાતચિત કરી શકું નહીં. મારૂં મગજ હમેશાં બીજી કંઇ બાબતમાંજ લાગેલું હોય છે."

"આવા બનાવોમાં હમેશાં તાત્કાળિક શું બને છે તેમાં જ તમારૂં મન રોકાયલું હોય છે, ખરૂં કે નહીં?" તેણે શંકાશીળ નજરે કહ્યું. પોતે શું બોલે છે તે સમજયા વિના તે બોલી: "હા, હંમેશાં." કારણ તેના વિચારો એ વિષય કરતાં કેટલે યે આઘે ભમતા હતા અને તે પછીથી એકાએક તે નીચે મુજબ બોલી, તે ઉપરથી તેમ જણાયું: "મિ. ડાર્સી, એક વખતે મેં તમને એવું કહેતાં સાંભળ્યા હતા કે, તમે ભાગ્યે જ કદિ માફ કરો

છો અને તમને ઉપજેલો ગુસ્સો કદિ શાન્ત થતો નથી. તમે એ વિષે બહુ સાવધ રહો છો, હું ધારૂં છું, કે રખેને તમને ગુસ્સો ઉપજે નહીં."

"હું તેમ રહું છું," તેણે મજબૂત અવાજે કહ્યું.

"અને કદિ પણ વહેમથી તમે આંધળા નહીં બનવાનું ધારો છો, ખરૂં ?"

"હું એમ નથી ધારતો."

"જેઓ પોતાનો અભિપ્રાય કદિ ફેરવતા નથી તેઓની એ ખાસ કરીને એક ફરજ છે કે પહેલાંથી જ તેમણે વાજબી રીતે તોલ કરી ચોક્કસ બનવું."

"હું તેમને પૂછું કે આ પ્રશ્નો શા માટે કરવામાં આવે છે ?"

"તમારા સ્વભાવનો જ માત્ર ચિતાર આપવા માટે" તેણે પોતાની ગંભીરતા ખંખેરી નાંખવા કોશિષ કરતાં કહ્યું: "હું તમારો સ્વભાવ સમજવા કોશિષ કરૂં છું"

"તમે તેમાં ફત્તેહ પામ્યાં છો કે નહીં ?"

તેણે માથું ધૂણાવીને કહ્યું: "હું જરાકે આગળ વધી નથી. હું ઘણીજ ગૂંચાઇ જાઉં છું."

તેણે ગંભીરતાથી જવાબ આપ્યો: "હું તરત જ માની શકું કે, મારા સંબંધી અફવાઓ ઘણી જ તફાવતવાળી સંભળાશે અને મિસ બેનેટ, મને આશા છે કે હાલની તકે તમે મારા સ્વભાવ વિષે સાર દોરવામાં રોકાઓ નહીં તો ઠીક, કારણ એ

અખ્તરો આપણામાંથી કોઈને પણ માન આપનારો થઇ પડશે નહીં, એવી મને દહેશત રહે છે. ”

“ પણ જો હું હમણાં જ તમારા સ્વભાવનો પરિચયના મેળવું નહીં તો મને કદિ પણ બીજી તક મળે નહીં. ”

તેણે ઠંડે પેટે જવાબ દીધોઃ “ તમારી કોઈ પણ મોજમાં હું કોઇપણ રીતે અટકાવ નાંખીશ નહીં. ” તે કાંઇ વધારે બોલી નહીં અને તેઓ બીજો નાચ નાચીને ચૂપકીદીમાં છૂટાં પડયાં. બન્ને એક બીજાથી અસંતોષી બન્યાં હતાં–જોકે એક સરખા પ્રમાણમાં નહી; કારણ ડાર્સીના અંતઃકરણમાં તેણીને માટે સહન-શીલતા ભરેલી મજબૂત લાગણી હતી, જેથી તેણે માફી આપી અને પોતાનો બધો ગુસ્સો તેણે બીજાના તરફ વાળ્યો.

સાંજના બાકીના ભાગમાં ઇલિઝાબેથને ઓછી ગમ્મત મળી. મિ. કોલિન્સ તેને ચીઢવવા લાગ્યો અને ઘણી જ ખંતીલી ઢબે તે તેની પાસેને પાસે રહ્યો અને જોકે પોતાની સાથે નાચ કરવાની તેની મરજી તે સંપાદન કરી શકયો નહીં, તોપણ તેણે બીજાઓ સાથે પણ તેનાથી નાચી શકાય તેમ થવા દીધું નહીં. બીજા કોઇની સાથે ઉભા રહેવાના તેને કરવામાં આવેલા કાલાવાલા તથા તે ઓરડામાંની કોઇ જુવાન બાઈ સાથે તેની ઓળખાણ કરાવવાના યત્નો ફોકટ નીવડયા. તેણે ઇલિઝાબેથને ખાત્રી આપી કે, “ નૃત્ય માટે પૂછાવો તો હું તદ્દન બેદરકાર છું; કોમળતાથી તમારા તરફ લક્ષ આપવાનો મારો ખાસ હેતુ મારા માટે તમારા દિલમાં લાગણીઓ ઉપજે, એજ છે અને તેથી આખી સાંજ સુધી તમારી પાસેને પાસે રહેવાનું મેં નક્કી કરી રાખ્યું છે. ”

આવી યોજના ઉપર વાદવિવાદ ચલાવવો નકામો હતો. તેણીની સખી મિસ લ્યુકાસ જયારે થોડી થોડી વારે તેમની સાથે આવીને વાતો કરતી અને સારા સ્વભાવથી મિ. કોલિન્સને પોતાની સાથે વાતોએ વળગાડતી, ત્યારે ઇલિઝાબેથ રાહત સાથે તેની આભારી બનતી.

કંઇ નહીં તો, તે મિ. ડાર્સીના વધુ ધ્યાનથી ઉપજતા ગુસ્સામાંથી તો છૂટી થઇ હતી: જો કે કોઇની સાથે બિલકુલ રોકાયલો નહીં હોવાથી તે તેનાથી ઘણેજ થોડે અંતરે ઉભો રહેતો હતો. પરન્તુ પાસે આવીને કાંઇ બોલવા યત્ન કરતો નહીં. મિ. વિકહામ સંબંધી તેણે પોતે જે ઇશારા કર્યા તેનું જ કદાચ આ પરિણામ હશે એમ ઈલિઝાબેથને લાગ્યું અને તેથી તે ખુશી થઇ.

આખરે જયારે તેઓ જવા માટે ઉઠયાં ત્યારે મિસિસ બેનેટ લૉંગબર્નમાં આખા કુટુમ્બને મળવાની આશા સાથે દબાણ કરીને ઘણું ઘણું કહેવા લાગી અને મિ. બિંગ્લેને તેણીએ ખાસ કરીને કહ્યુ કે: “ કોઇ પણ વખતે નિયમ પ્રમાણેના આમંત્રણ વિના તમે અમારા કુટુમ્બમાં જમવા માટે આવશો તો હું કેટલી બધી ખુશી થઈશ તેની ખાત્રી આપવાની જરૂર નથી. ” બિંગ્લેએ ઘણાજ આભાર સાથે તેમ કરવા ઘણી ખુશી દર્શાવી અને પોતાને બીજેજ દિવસે લંડન ખાતે થોડાક વખત માટે જવાની ફરજ પડનાર હોવાથી ત્યાંથી આવ્યા પછી સૌથી વહેલી તકે તરત જ પોતે આવશે, એમ જણાવ્યું.

## પ્રકરણ ૧૪.

---

બીજે દિવસે લૉંગબર્ન ખાતે એક નવો બનાવ બન્યો. મિ. કોલિન્સે ઇલિઝાબેથ તરફનો પોતાનો પ્રેમ ઘટતી રીતે જાહેર કર્યો. વખત નહીં ગુમાવતાં તેમ કરી દેવાનુંજ તેણે નક્કી કરી દીધાથી, અને તેની રજા આવતા શનિવારે પૂરી થતી હોવાથી, તે વખતે પણ પોતાને દુઃખરૂપ થઇ પડવાના આપણવિશ્વાસની લાગણીઓ તેનામાં ન હોવાથી તેણે, બધી જાતનાં અવલોકનો કે જે પોતાના ધંધાના એક નિયમિત ભાગ તરીકે તે લેખતો હતો, તે કર્યા પછી, તે આ કામ પાછળ ઘણી વ્યવસ્થિતરીતે મંડી રહ્યો. મિસિસ બેનેટ, ઇલિઝાબેથ અને એક નાની છોકરી—એ બધાંને સાથે બેઠેલાં જોઇને તેણે માતાને નીચેના શબ્દોમાં કહ્યું: “બાનુ, તમારી ખુબસુરત પુત્રી ઇલિઝાબેથ સાથેના તમારા લાભ માટે હું આ સહવાર દરમ્યાન તેની સાથે ખાનગી વાતચિત કરવાના માન માટે માગણી કરૂં તો તેની પરવાનગી આપશો?”

અજાયબી ભરેલી લજ્જા શિવાય બીજા કશા માટે ઇલિઝાબેથને કાંઇ વખત મળે તે પહેલાં મિસિસ બેનેટે જવાબ દીધો: “ઓ ભાઇ!—હા—બેલાશક. મને ખાત્રી છે કે, લિઝિ ઘણી ખુશી થશે—મને ખાત્રી છે કે, તેને કાંઇ પણ વાંધો નહીં હોય. આવ, કિટિ, મારે ઉપલે માળ તારૂં કામ છે.” અને પોતાનું કામ એકઠું કરીને તે જવાની ઉતાવળ કરતી હતી: એટલામાં ઇલિઝાબેથ બોલી ઉઠી: “વહાલી માતા, ન જશો. હું માગી લઉં

છું કે તમે ન જાઓ. મિ. કોલિન્સે મને માફી આપવી જોઇએ. બીજું કોઈ સાંભળે નહીં એવું કાંઇ પણ તેમણે મને કહેવાનું હોઇ શકે નહીં. હું મારી મેળેજ જતી રહું છું."

"નહીં. નહીં. છટ્, લિઝિ, મારી ઇચ્છા છે કે તું જયાં છે ત્યાંજ તારે બેસી રહેવું." અને ઇલિઝાબેથને ખરેખર ચીઢાયલી અને ગૂંચવાયલી નજર સાથે નાસી જવાની તૈયારી કરતી જોઈને તે બોલી: "લિઝિ, હું આગ્રહ કરૂં છું કે તારે અહીં રહેવું અને મિ. કોલિન્સ જે કહે તે સાંભળવું."

આવા મનાઈ હુકમ સામે ઈલિઝાબેથ વિરૂદ્ધ પડી નહીં અને એક ક્ષણના વિચાર પછી પણ તે સમજુ બની ગઇ કે આ બાબત જેમ વહેલી અને જેટલી શાન્તિથી બની શકે તેટલી પતવી દેવી એજ સૌથી વધુ ડહાપણ ભરેલું થઇ પડશે, આથી તે ફરીથી બેસી ગઇ અને તેના મનનાં દુઃખ અને આડી વાતને લીધે ઉપજેલી લાગણીઓ તે વારંવાર પોતાના કામમાં ધ્યાન આપીને છૂપાવવા કોશિષ કરવા લાગી.

"મારૂં કહેવું માનજો, મારાં વહાલાં મિસ ઇલિઝાબેથ, કે તમારૂં શરમાળપણું તમને કોઇપણ રીતે નુકશાનકારક થઇ પડવાને બદલે, તમારા બીજા સદ્ગુણોમાં વધારો કરે છે. આ નાની સરખી નાખુશી ઉપજી નહોત તો તમે મારી નજરમાં ઓછાં મિલનસાર ઠરત; પણ મને ખાત્રી આપવા દો કે આ પ્રસંગે તમારી સાથે વાતચિત કરવાની પરવાનગી મને તમારાં માનવંતાં માતુશ્રી તરફથી મળી છે. મારી વાતના સાર વિષે તમે ભાગ્યેજ શંકા આણશો. એમ છતાં તમારૂં સ્વાભાવિક વિનયીપણું, એ વાતથી

અજાણ્યા હો, એવો ડોળ બતાવવાની કદાચ તમને પ્રેરણા કરે; મારૂં ધ્યાન ભૂલ ન થાય એવી રીતેજ જણાઈ આવતું રહ્યું છે. હું આ ઘરમાં આવ્યો કે લગભગ તરતજ મારી ભવિષ્યની જિંદગીનાં સહચારિણી તરીકે મેં તમનેજ ખાસ પસંદ કર્યાં; પરન્તુ આ વિષય ઉપર મારી લાગણીઓથી દોરવાઇને આગળ કહું તે પહેલાં, પરણવા માટે અને વધારે કહું તો એક પત્ની પસંદ કરવા માટે ધારણા રાખીને હર્ટફોર્ડશાયરમાં હું જેમ ખરેખર આવ્યો તેમ આવવા માટે મારાં કારણો જણાવવાં, એ મારે માટે કદાચ સલાહકારક થઈ પડશે."

મિ. કોલિન્સનો, તેની બધી સંપૂર્ણ શાન્તિ સાથે લાગણીઓથી દોરવાઈ જવાનો વિચાર સાંભળી ઇલિઝાબેથને એટલું બધું હસવું આવવાનું થયું કે, જે થોડો વખત તે વાત કરતો બંધ પડયો તેમાં તેને વાત કરતા અટકાવવાનો કોઇ જાતનો પ્રયત્ન તે કરી શકી નહીં; અને તે આગળ બોલ્યો: "પરણવા માટેનાં મારાં કારણો નીચે મુજબ છે; પ્રથમ તો એ કે દરેક પાદરી માટે, મારા જેવા સરળ સંજોગોમાં હું એ વાજબી બાબત ધારૂં છું કે, પોતાના દેવળમાં તેણે લગ્નનો દાખલો બેસાડવો; બીજું મને ખાત્રી થઇ છે કે મારા સુખમાં તે ઘણોજ વધારો કરશે; અને ત્રીજું–જે કદાચ મારે પહેલાંથીજ જણાવી દેવું જોઇતુ હતું તે એ છે કે, જે મહાન સન્નારીને હું મારાં મુરબ્બી કહેવાનું માન મેળવી શકયો છું, તેમની એ ખાસ સલાહ અને ભલામણ છે. આ વિષય ઉપર મેં તેમને પૂછયું ન હોવા છતાં પણ તેમણે બે વખત પોતાનો અભિપ્રાય આપવા મહેરબાની બતાવી છે; અને મેં હર્ટ-

ફ્રાર્ડશાયર છોડયું તે પહેલાંના શનિવારની રાત્રેજ—ચોરંગીની રમત દરમ્યાન જ્યારે મિસિસ જેન્કીન્સન મિસ ડી બર્ગના પગ પાસેનું સ્ટૂલ ગોઠવતી હતી ત્યારે લેડી કેથેરિને કહ્યું કે, " મિ. કોલિન્સ, તમારે પરણવું જોઇએ. તમારા જેવા ધર્મગુરૂએ પરણવુંજ જોઇએ—સારી પસંદગી કરજો, મારી ખાતર એક નમ્ર સ્ત્રી પસંદ કરજો અને તમારી પોતાની ખાતર તે ચબરાક હોવી જોઇએ; ઉપયોગી થઈ પડે એવી વ્યક્તિ, બહુ ઉંચી રીતે ઉછેરાયલી નહીં પણ એક નાની આવક બહુ સારી રીતે નિભાવી શકે એવી. મારી આ સલાહ છે. તમારાથી બની શકે એટલી વ્હેલી એક ધણી-આણી પસંદ કરો; તેને હેન્સફાર્ડમાં લાવો અને હું તેની મુલાકાત લઇશ. " મારાં સુન્દર બહેન. સાથે સાથે મને કહેવા દો કે, લેડી કેથેરિન ડી બર્ગનું ધ્યાન અને માયાળુપણ, એ બે મારી શક્તિ માંહેલી બાબતો મારી સ્ત્રીને અર્પવાની હું ઓછા લાભની બાબત ગણુતો નથી. હું જે કાંઇ વર્ણવી શકું તેનાથી વધુ સુન્દર તેમની રીતભાત છે: અને ખાસ કરીને જ્યારે તમનો મોભો ચૂપકીદી અને માન ઉત્પન્ન કરશે ત્યારે તેની સાથે તમારા સ્વભાવનું રમુજીપણું અને ચપળતા, હું ધારૂં છું કે, તેમને પસંદ પડશે. લગ્નની તરફેણમાં મારી સામાન્ય વલણ આ ઉપરથી પુરતી રીતે જણાઇ આવશે. હવે એ કહેવાનું રહે છે કે મારા નજદિકના ભાગમાં કે જ્યાંથી, હું તમને ખાત્રી આપું છું કે મને ઘણી મિલનસાર જુવાન સ્ત્રીઓ મળી શકે તેમ છે, તેને બદલે મારા વિચારો લૅાંગબર્ગ તરફ મેં શા માટે વળ્યા છે? પણ ખરી બાબત એ છે કે, હાલની મારી હાલતમાં, તમારા માનવન્ત પિતા

( જેઓ હજી પણ ભલે ઘણાં વધુ વર્ષ જીવો ) ના મરણ પછી આ મિલ્કતનો વારસ હું થનાર છું તે જોતાં, તેમની છોકરીઓ-માંથી એકને મારી સ્ત્રી તરીકે પસંદ કરવાનો ઠરાવ કર્યા વિના હું મારૂં મન શાન્ત કરી શકયો નહીં, એટલા માટે કે જયારે તે દુઃખદાયક બનાવ બને ત્યારે તેઓને પડનારી ખોટ જેમ બને તેમ ઓછી લાગે–જે, એમ છતાં પર્ણ, મેં કયારનુંયે કહ્યું છે તે મુજબ, કેટલાંય વર્ષો સુધી બનવા પામશે નહીં. મારી સુન્દર પિત્રાઈ, મારો હેતુ આ છે અને તમારા માનમાં તે મને નીચો પાડશે નહીં એ વિષે હું ખુશામત ભરેલી રીતે ખુશી થાઉ છું. અને હવે મારા પ્રેમના જુસ્સાની અત્યંત ઉત્સાહ ભરેલી ભાષામાં ખાત્રી આપવા શિવાય મારે બીજું કાંઇ કહેવાનું રહેતું નથી. મિલ્કત તરફ હું તદ્દન બેદરકાર છું અને એ જાતની કાંઇ માગણી હું તમારા પિતા પાસે કરીશ નહીં; કારણ હું સારી પેઠે જાણું છું કે, તે માગણી પૂરી પાડવામાં આવે નહીં, અને ૪ ટકા-માં એક હઝાર પૌંડ, જે તમારાં માતાના મરણ સુધી તમને મળશે નહીં, તેનીજ ઉપર માત્ર તમારો હક્ક રહેશે, એ મુદ્દા ઉપર આથીજ, હું એક નિયમ તરીકે ચૂપ રહીશ અને તમે એ ખાત્રી રાખજો કે જયારે આપણે પરણીશું ત્યારે મારા હોઠમાંથી કોઇ પણ જાતનો બિનઉદાર ઠપકો કદિ બહાર નીકળશે નહીં."

અત્યારે તેની વાતની વચ્ચે બોલવાની તદ્દન જરૂર હતી. તે બોલીઃ "સાહેબ, તમે ઘણાજ ઉતાવળીઆ છો. તમે ભૂલી જાઓ છો કે મેં તમને કાંઇ જવાબ આપ્યો નથી. મને તે જવાબ, વખત ખોયા વિના, આપવા દો. તમે મારાં જે વખાણ કરોછો

તે માટે તમારો આભાર માનું છું. તમારી માગણી સંબંધમાં મારી ઘણી લાગણીઓ દોરાય છે પરન્તુ તે નહીં સ્વીકારવા શિવાય બીજું કાંઇ કરવું એ મારે માટે અશક્ય છે."

મિ. કોલિન્સે ગંભીરતાપૂર્વક હાથ હલાવીને જવાબ દીધો, "હું હમણાં એ જાણવા માગતો નથી કે જયારે એક માણસ જુવાન છોકરીઓને સૌથી પહેલાં મહેરબાની માટે માગણી કરે છે ત્યારે તેનાં ભાષણોનો તેઓ એક નિયમ તરીકે નકાર કરે છે અને કોઇ વાર તો તે અસ્વીકારનું બીજીવાર અથવા તો વળી ત્રીજીવાર પણ પુનરાવર્ત્તન થાય છે. આથી તમે હમણાં જે કાંઈ કહ્યું તેથી હું જરાકે નિરાશ થતો નથી અને લાંબો વખત જાય તે પહેલાં તમને લગ્નની વેદી ઉપર લઇ જવાની આશા રાખીશ."

ઇલિઝાબેથ પોકારી ઉઠીઃ "મારા કહેવા ઉપર વિશ્વાસ રાખો તો, સાહેબ, મેં હમણાં ના પાડી તે પછી તમારી આ આશા ખરેખર અસાધારણ થઇ પડે છે. હું તમને ખાત્રી આપુછું કે, તમે જેવી જુવાન છોકરીઓ વિષે હમણાં કહ્યું તેવી જો કોઇ હોય કે જે છોકરીઓ બીજીવાર માગણી કરવામાં આવે એવી તક ઉપર પોતાનું સુખ જોખમમાં નાંખવા જેવી હિમ્મતવાન બને છે, તેમના જેવી હું નથી. ના પાડવામાં હું પૂરેપૂરી ગંભીરતાથી વાત કરૂંછું. તમે મને સુખી બનાવી શકોજ નહીં અને મને ખાત્રી થઇ છે કે, તમને તેવા બનાવી શકું એમાંની હું આ દૂનિયામાં સૌથી છેલ્લી છોકરી છું. એટલુંજ નહીં પણ, તમારાં મિત્ર લેડી કેથેરિન જો મને ઓળખે તો, હું ધારૂં છું કે, તે મને એ જગ્યા માટે દરેક રીતે તદ્દન ખરાબ લાયકાતવાળીજ લેખશે."

મિ. કોલિન્સે અત્યંત ગંભીરતાઈથી કહ્યું, " જો એમજ નક્કી હોય કે લેડી કેથેરિન એવુંજ ધારે તો...પણ હું નથી કલ્પી શકતો કે, તે નામદાર બાનુ તમને જરાકે નાપસંદ કરશે. અને તમે ખાત્રી રાખજો કે, જયારે હું તેમને ફરીથી મળવાનું માન મેળવીશ ત્યારે હું તમારા વિનય સંબંધી, કરકસર સંબંધી અને બીજા મિલનસાર સદ્‌ગુણો સંબંધી ઘણાજ માનવાળી ભાષામાં વાત કરીશ. "

" ખરેખર, મિ. કોલિન્સ, મારાં બધાં વખાણ નક્કામાં થઇ પડશે. મને મારી મેળેજ કસોટી કરવાની રજા તમારે આપવી જોઇએ અને હું જે કાંઈ કહું તે માનવાની સુજનતા તમારે બતાવવી જોઇએ. હું ઇચ્છુંછું કે તમે સુખી થાઓ અને ઘણા પૈસાદાર બનો અને તમારા હાથની ના પાડીને, તમે એ કરતાં જૂદી જાતના બનો તેમ થતું અટકાવવા મારી શક્તિમાંનું હું બધું કરીશ. મારી આગળ માગણી કરવામાં, મારા કુટુંબ સંબંધી તમારી લાગણીઓની કોમળતાને તમે સંતોષ આપ્યો હશેજ અને કોઇ પણ જાતનો તમારા મનમાં સંકોચ આણ્યા વિના તમે, લૉંગબર્નની મિલ્કત જયારે વારસ વિનાની બને ત્યારે તેનો કબજો લઇ શકશો; આથી આ બાબત તમારે છેવટને માટે નક્કી થયલી ગણી લેવી જોઇએ. ' આમ બોલીને તે ઉઠી અને તે ખંડમાંથી બહાર જવા લાગી, એટલામાં મિ. કોલિન્સે તેને કહ્યું: " જયારે હું આ વિષય ઉપર ફરીથી બોલવાનું માન મેળવીશ ત્યારે તમે મને હમણાં જે જવાબ આપ્યો છે તેના કરતાં વધારે તરફદારીવાળો જવાબ મેળવવાની હું આશા રાખીશ; જો કે હમણાં તમને ઘાતકી તરીકે

આરોપી ગણવાથી દૂર રહીશ, કારણ તમારી જાતિની એ સ્થાપિત થયલી રૂઢિથી હું વાકેફ છું કે પહેલી માગણી વખતે કોઇપણ પુરૂષને તમે ના પાડો છો અને કદાચ અત્યારે પણ તમે મારો મુકર્દમો ખંધબેસ્તો થઇ પડે તેમ મને ઉત્સાહી બનાવવા જેટલું, સ્ત્રી જાતિના સ્વાભાવની સાચી નાજુકતા સાથે કહ્યું છે."

ઇલિઝાબેથે જરાક તપી જઇને કહ્યું: "ખરેખર, મિ. કોલિન્સ, તમે મને હદ ઉપરાંત ગભરાવી નાંખો છો. મેં અત્યાર સુધી જે કાંઇ કહ્યું છે તે તમને ઉત્સાહના રૂપમાં લાગતું હોય તો મારો નકાર, તમને નકાર હોવા વિષે સંતોષ આપે એવી રીતે કેમ સ્પષ્ટ કરવો, તેની મારામાં આવડત નથી."

"મારી પ્રિય પિત્રાઇ બહેન, મને ખુશી થવાની તમારે રજા આપવી જોઇએ કે, મારી માગણીનો તમે કરેલો નકાર, એ અલબત્ત, માત્ર શબ્દો છે, એવું માનવાનાં મારાં કારણો ટૂંકમાં આ મુજબ છેઃ—મને એમ લાગતું નથી કે મારો હાથ તમારા સ્વીકાર માટે લાયક નથી અથવા જે લાભ હું તમને આપી શકું તે માન ભરેલી રીતે પસંદ કરવા જોગ બનવા કરતાં બીજા કોઇ પ્રકારના થઇ પડે. જીવનમાં મારી સ્થિતિ, ડી બર્ગ કુટુંબ સાથેનો મારો સબંધ અને તમારી પોતાની સાથેનું મારૂં સગપણ, એ સંજોગો એવા છે કે જે ખાસ કરીને મારી તરફેણમાં જાય; અને તમે વધુ એ ધ્યાનમાં લેજો કે, તમારા અતિ ઘણા રૂપ છતાં એ કોઈ પણ રીતે ચોક્કસ નથી કે, લગ્ન માટે બીજી વારની માગણી કદિ તમારી પાસે કરવામાં આવે. તમારો હિસ્સો કમ-

નસિબે એટલો નાનો છે કે, તમારી મનોહરતા અને તમારા મિલનસાર સ્વભાવની અસર રદ થવાના દરેક સંભવ છે. આથી મારે છેવટે એ કહેવું જોઇએ કે, તમે મારો અસ્વીકાર કરવામાં ગંભીર નથી તેથી મારો પ્રેમ મુલત્વી રાખીને વધારવાની તમારી ઈચ્છા, મનોહર સુન્દરીઓ સામાન્ય રૂઢિ મુજબ અસ્વીકારે તેમાં રહેલી છે એમ ગણવાનું હું પસંદ કરીશ."

"સાહેબ, હું તમને ખાત્રી આપું છું કે, કોઇ આબરૂદાર ગૃહસ્થનું મન બાળવામાં જે જાતની સુન્દરતા રહેલી છે તેવી મારામાં હોવાનો હું દાવો કરતી નથી. સહૃદયી તરીકે ગણાવાનું અભિનન્દન મને અપાય, એમ હું ઇચ્છું છું. તમારી માગણીથી તમે મને જે માન આપ્યું છે, તે માટે તમારો ફરી ફરીથી આભાર માનું છું. પણ તે સ્વીકારવી એ બિલકુલ બનવા જોગ નથી. દરેક પ્રકારે મારી લાગણીઓ તેમ કરવા ના પાડે છે. હજી હું વધારે ચોખ્ખું કહી શકું ? તમને દુઃખી કરવાના ઈરાદાવાળી ખૂબસુરત સ્ત્રી તરીકે હવેથી મને ગણશો નહીં પણ મને એક ચોખ્ખું કહી દેનારી અને અંતઃકરણપૂર્વક સાચું બોલનારી વ્યક્તિ તરીકે સમજશો."

તેણે વિચિત્ર સભ્યતાથી કહ્યું: "તમે દરેક પ્રકારે મધૂરાં છો અને હું ધારૂં છું કે, તમારાં બન્ને ઉત્તમ માતપિતાની સંપૂર્ણ પરવાનગી જયારે આપવામાં આવશે, ત્યારે મારી માગણીઓ નહીં સ્વીકારાયલી તરીકે નિષ્ફળ જશે નહીં."

ઢોંગાઇ ભરેલી રીતે આડું સમજવાના આ દુરાગ્રહનો ઇલિ-

એલિઝાબેથે કાંઈ જવાબ આપ્યો નહીં અને તરતજ ચૂપકીદીથી તે જતી રહી. તેણે ઠરાવ કર્યો કે, હું વારંવાર ના પાડું છું છતાંયે તે જો પ્રશંસાભરેલા ઉત્સાહમાં તેની ગણના કરશે તો હું મારા પિતાને વિનતિ કરીશ અને તેઓ એવી ચોક્કસ રીતે તેને ના પાડશે કે જે નકાર તરીકેજ ગણાય અને મારી રીતભાત કાંઇ નહીં તો એક સુન્દર સ્ત્રીના હાવભાવ અને પ્રેમ તરીકે ભૂલભરેલી રીતે નહીં ગણવાનું મિ. કોલિન્સ સમજે.

## પ્રકરણ ૧૫.

મિ. કોલિન્સને, તેના ફત્તેહમંદ પ્રેમના મૂંગા વિચારોમાં લાંબા વખત સુધી રહેવું પડયું નહિં; કારણ મિસિસ બેનેટે, આ વાતચિતના છેવટ માટે રાહ જોઇ, બારણા પાસેના ખુલ્લા મેદાનમાં અહીં તહીં ફર્યા બાદ જેવી ઇલિઝાબેથને બારણું ઉઘાડીને ઝડપ ભરેલાં પગલાંથી દાદર ઉપર ચઢતી જોઇ કે તરતજ નાસ્તાના ઓરડામાં પ્રવેશ કર્યો અને તે બેનો વધારે પાસે પાસે સંબંધ બંધાયો તેની ખુશાલીમાં તે બન્નેને તથા પોતાને તે ઘણાજ પ્રેમાળ શબ્દોમાં ધન્યવાદ આપવા લાગી. મિ. કોલિન્સે એવીજ જાતના આનન્દથી એ ધન્યવાદ સ્વીકારીને વળતા ધન્યવાદ આપ્યા અને તેના પરિણામમાં તેણે વિશ્વાસ રાખ્યો કે, તેને પોતાને સંતોષ મળવાનાં દરેક કારણ છે; કેમકે તેની પિત્રાઇ બહેને બહુ સખ્તાઇથી જે માગણીની ના પાડી હતી તે કુદરતી રીતે

તેના શરમાળ સ્વભાવને લીધે અને સ્ત્રી જાતિની ઘણીજ નાજુક-તાને લીધેજ હતી; પરન્તુ આ ખબરથી મિસિસ બેનેટ ગોંડી.

એ જોઈને સરખી રીતેજ સંતોષી થવાને તે ખુશી થઈ [illegible] કે, તેની માગણી સામે વાંધો ઉઠાવીને તેને ઉત્સાહ આપવાનું તેની પુત્રીએ ધાર્યું હતું; પણ તેનું માનવાની તે હિમ્મત કરા શકી નહીં અને નીચે મુજબ બોલ્યા વિના તેનાથી રહેવાયું નહીંઃ "પણ મિ. કોલિન્સ, એ બાબત ઉપર આધાર રાખજો કે લિઝીને સમજાણી બનાવવામાં આવશે. હું મારો મેળેજ સિદ્ધો આ વિષે તેની સાથે વાતચિત કરીશ. તે ઘણીજ સખ્ત મગજવાળી મૂર્ખ છોકરી છે અને પોતાનું હિત સમજતી નથી, પણ હું તેને એ સમજાવીશજ."

મિ. કોલિન્સ બોલી ઉઠ્યોઃ "બાનુ, તમારા વચ્ચે બોલવા માટે મને માફ કરશો. પણ જો તેણી ખરેખર સખ્ત મગજવાળી અને મૂર્ખ હશે તો હું નથી જાણતો કે મારી સ્થિતિના માણસની તે એક ઘણી ઇચ્છવા જોગ સ્ત્રી થઇ શકશે કે કેમ. હું લગ્નની જિંદગીમાં સુખ માટે કુદરતી રીતે વાંચ્છના રાખું છું. આથી જો મારો માગણુ નકારવાની, તે તદ્દન ના જ પાડવાની હઠ કરતી હશે તો કદાચ મને સ્વીકારવા માટે તેને ફરજ પાડવી એ બહેતર થઇ પડશે નહીં, કારણ સ્વભાવની એવી ખામીઓના સંભવવાળી તે હશે તો મારી સગવડમાં તે ઘણો હિસ્સો આપી શકશે નહીં."

મિસિસ બેનેટે ગભરાઇને કહ્યું, "સાહેબ, તમે તદ્દન ગેર-સમજમાં છો. આવી બાબતોમાંજ માત્ર લિઝિ કરડા મગજવાળી

છે. બીજી દરેક બાબતમાં તો એના જેવી સારા સ્વભાવની કોઇ પણ છોકરી નહીં હોય. હું હમણાંજ મિ. બેનેટ પાસે જઇશ અને મને ખાત્રા છે કે, અમે ઘણોજ જલ્દીથી આનો નિકાલ લાવીશું."

તેણી તેને જવાબ આપવાનો વખત આપી શકી નહીં અને પોતાના પતિ પાસે તેની પુસ્તકશાળા તરફ દોડી જઇ, તેમાં પ્રવેશ કરતાંજ તે પોકારી ઉઠી: "અરે! મિ. બેનેટ, તમારી અત્યારે તાકીદની જરૂર છે; આપણે ઘણીજ ધાંધલમાં પડયાં છીએ. તમે ચાલો અને લિઝિને મિ. કોલિન્સને પરણવા સમજાવો, કારણ કે તે સાગંદ લે છે કે 'હું તેને પરણીશ નહીં' અને જો તમે ઉતાવળ કરશો નહીં તો મિ. કોલિન્સ પોતાના મનનો વિચાર ફેરવશે અને તેણીને પરણશે નહીં."

તે જેવી દાખલ થઈ કે મિ. બેનેટે પોતાની ચોપડીમાંથી પોતાની આંખો ઉંચી કરી અને શાન્ત બિનલાગણી કે જેમાં તેણીના બોલવાથી જરાકે ફરક પડયો ન હતો તે સાથે તેણીના તરફ ટગર ટગર જોઇ રહ્યા. તે જયારે બોલી રહી ત્યારે તેમણે કહ્યું: "હું તમને સમજવાને હર્ષિત થયો નથી. તમે શેની વાત કરો છો?"

"કોલિન્સ અને લિઝિની. લિઝિ કહે છે કે મારે મિ. કોલિન્સને નથી પરણવું અને મિ. કોલિન્સ એમ કહેવાનું શરૂ કરે છે કે પોતે લિઝિને નહી પરણે."

"અને આ પ્રસંગ ઉપર મારે શું કરવાનું છે?—એ એક નિરાશા ઉપજાવનારો વહેવાર જણાય છે."

"એ બાબતમાં તમેજ લિઝિ સાથે વાત કરો. તેને કહો કે તમે તેને કોલિન્સનેજ પરણાવવા માગો છો."

"તેને બોલાવ. તેને હું મારો અભિપ્રાય કહીશ."

મિસિસ બેનેટે ઘંટ વગાડયો અને ઇલિઝાબેથને પુસ્તકાલયમાં બોલાવવામાં આવી.

"પુત્રી, અહીં આવ;" તે જેવી આવી કે તરતજ તેના પિતાએ કહ્યું: "મેં તને એક જરૂરના કામ માટે બોલાવી છે. હું એમ સમજયો છું કે મિ. કોલિન્સે તને પરણવાની માગણી કરી છે. એ ખરૂં છે કે?" ઇલિઝાબેથે કહ્યું કે એ ખરૂં છે.

"બહુ સારૂં—અને લગ્નની આ માગણીની તે ના પાડી છે ખરૂંને?"

"હા, પિતાજી."

"ઘણું ઠીક. હવે આપણે મુદ્દા ઉપર આવીશું. તારી માતા એ સ્વીકારવાનો તને આગ્રહ કરે છે. એમજ છેને, મિસિસ બેનેટ?"

"હા; એમ નહી થાય તો હું તેનું મ્હોં ફરીથી જોઈશ નહી."

"ઇલિઝાબેથ, તારી સમક્ષ એક આફતકારક ગૂંચવણ ઉભી છે. આજથી તારે તારાં માતપિતામાંથી એકનાં અજાણ્યાં તરીકે બનવું પડશે. જો તું મ. કોલિન્સને નહીં પરણે તો તારી માતા ફરીથી તને કદિ જોશે નહી. અને જો તેને તું પરણશે તો હું કદિ તારૂં મ્હોં ફરીથી જોઈશ નહી."

આવા શરૂઆતનો આવો અંત આવેલો જોઇને ઇલિઝાબેથ હસ્યા વિના રહી શકી નહી; પણ મિસિસ બેનેટ, કે જે એમ માનતી હતી કે પોતાની ઇચ્છા મુજબ પોતાના પતિના વિચાર ને અનુકૂળ કરી શકી હતી, તે હદ ઉપરાંત નિરાશ થઈ.

"મિ. બેનેટ, આ મુજબ વાત કરીને તમે શો ઇરાદો રાખો છો? તમે મને વચન આપ્યું હતું કે તેને પરણવા માટે તમે તેણીને આગ્રહ કરશો."

તેના પતિએ જવાબ દીધો, "મારી વહાલી, મારે બે નાની વિનંતિઓ તને કરવાની છે. પ્રથમ તો એ કે, હાલના પ્રસંગે મારી બુદ્ધિનો મને સ્વતંત્ર ઉપયોગ કરવા છૂટ આપ. અને બીજી વિનંતિ એ કે મારા ઓરડાનો પણ. મારી પુસ્તકશાળાનો ઉપયોગ હું એકલોજ જેમ બની શકે તેમ વહેલો કરી શકું, એ જોવાને હું ખુશી થઈશ."

એમ છતાં પણ, પોતાના પતિના કહેવાથી પોતાને ઉપજેલી નિરાશા છતાંયે મિસિસ બેનેટે પોતાનો મુદ્દો તજયો નહી. તેણે ઇલિઝાબેથને ફરી ફરીથી સમજાવવા માંડી; જો તે આડી ઉતરે તો તેથી ચીઢાવાની ધમકીઓ આપવા લાગી. તેણીએ પોતાના લાભમાં જેઇનને સામેલ થવા કોશિષ કરી; પણ જેઇને, બની શકતી બધી નમ્રતાથી, વચ્ચે પડવાની ના પાડી અને ઇલિઝાબેથ કોઈ વાર ખરેખરા સહૃદયતાથી અને કોઈ વાર રમુજી ખુશ-મિઝાઝથી, તેના ટાંણાઓનો જવાબ દેવા લાગી. એમ છતાં, જો કે તેની રીતભાતમાં ફરક પડતા તોપણ તેણે પોતાનો ઠરાવ ફેરવ્યો નહીં.

દરમ્યાન, કોલિન્સ, જે કાંઈ બન્યું હતું તે ઉપર એકાંતમાં વિચાર કરતો. પોતાની પિત્રાઇ બહેન શા ઈરાદાથી પોતાનો અસ્વીકાર કરે છે એ બાબત સમજવા માટે તેણે મનમાંને મનમાં ઘણોજ વિચાર કર્યો અને જો કે તેનું અભિમાન હણાયું હતું તો પણ તેને બીજી કોઇ રીતનું નુકશાન થયું નહતું. તેણીને માટે તેની લાગણી તદ્દન તરંગી હતી અને તેની માતાના ઠપકાને લાયક બનવાના સંભવથી કોલિન્સ કાંઇ પણ પશ્ચાતાપ કરતો અટકયો.

જ્યારે આ કુટુંબ આ ગભરાટમાં હતું ત્યારે શાર્લોટીલ્યુકાસ એ દિવસ તેમની ભેગો ગાળવાને આવી પહોંચી. બારણા બહારના ચોગાનમાં લિડિયા તેને મળી, જે તેની પાસે દોડી જઇને તેના કાનમાં અર્ધા સંભળાય તેવા સ્વરે કહેવા લાગી: "તમે આવ્યાં તેથી હું ખુશી થઈ છું; કારણ અહીં કેવી ગમ્મત થઇ રહી છે! આજ સવારે અહીં શું બનેલું તમે ધારો છો ?–મિ. કોલિન્સે લિઝિને પરણવાની માગણી કરી અને તેણી તેને પસંદ કરતીજ નથી."

શાર્લોટીને જવાબ આપવાનો ભાગ્યેજ વખત મળ્યો હશે એટલામાં કિટિ તેમની સાથે ભેળાઇ. એ પણ તેજ વાત કહેવા આવી હતી અને જેવાં તેઓ નાસ્તાના ઓરડામાં પેઠાં કે જ્યાં મિસિસ બેનેટ એકલી હતી, કે તરતજ તે તેમની પેઠેજ એ વિષય ઉપર બોલવા લાગી, મિસ લ્યુકાસને દયા માટે નિમંત્રણ કરવા લાગી અને તેની સખી લિઝિને તેના કુટુમ્બનાં બધાંની ઇચ્છાઓ મુજબ વર્તવાને સમજાવવા માટે કાલાવાલા કરવા લાગી. તેણીએ કરૂણાભર્યા સ્વરે ઉમેર્યું: "મારાં વહાલાં મિસ લ્યુકાસ, જરૂર એમ કરજો, કારણ મારો તરફ કોઈજ નથી; કોઈ પણ મારાં

વાતમાં ભાગ લેતું નથી, મારા તરફ ક્રૂર વર્તણુક રખાય છે અને કોઇયે મારા નબળા જ્ઞાનતંતુઓ માટે લાગણી ધરાવતું નથી."

જેઈન અને ઇલિઝાબેથના આવવાથી શાર્લોટીને જવાબ આપવાનો બચી ગયો. મિસિસ બેનેટે ચાલુ રાખ્યું: "જો, પેલો એ આવે જ્યાં સુધી તે પોતાની મરજી મુજબ વર્તી શકે ત્યાં સુધી તે જાણે પોતાને આ બાબતમાં કાંઈ લાગતું વળગતું નથી એવો દેખાવ કરે છે અને આપણે યૉર્ક ખાતે હોઇએ તેના કરતાં આપણી કાંઇ વધુ દરકાર કરતી નથી. પણ મિસ લિઝિ, હું તને શું કહેતી હતી-જો આ પ્રમાણે લગ્નની દરેક માગણી નહી સ્વીકારવાનું ચાલુ રાખવાની તારા મગજમાં ધુન રહેશે તો તને બિલકુલ કોઈ પતિ મળી શકશે નહી અને મને ખાત્રી છે કે, જ્યારે તારા પિતા મરી જશે ત્યારે તારૂં ભરણ પોષણ કોણ કરશે તેની મને સમજ પડતી નથી. હું તને રાખી શકીશ નહી અને તેથી તને ચેતવણી આપું છું કે—આજનાજ દિવસથી હું તારા માટે હાથ ધોઇ નાંખું છું. તું જાણે છે કે મેં તને પુસ્તક-શાળામાં કહ્યું હતું કે, હું તારી સાથે ફરીથી કદિ બોલીશ નહી અને તું જોશે કે, હું મારો બોલ સારી રીતે પાળીશ. પોતાની ફરજ નહીં સમજતાં છોકરાં સાથે વાત કરવા હું રાજી નથી; એટલુંજ નહી પણ મને ખરેખર બીજાં કોઇ સાથે બોલવામાં ઘણો આનંદ ઉપજે છે. જે લોકો મારી પેઠે જ્ઞાનતંતુના નબળાઇથી પીડાનાં હોય તેઓને વાર્તાચિત માટે કાંઈ વધુ ઇચ્છા હોય નહી. મને શું દુઃખ થાય છે, તે કોઇ પણ કહી શકે નહી!—પણ હમેશાં તેમજ તે બને છે. જેઓ કદિ ફરિયાદ કરતાં નથી તેઓ તરફ કાંઇ દયા બતાવતી નથી."

આ ઉભરો તેની છોકરીઓએ ચૂપકીદીથી સાંભળ્યો. તેઓ જાણતી હતી કે તેણીની સાથે દલિલો કરવાનો અથવા તો તેણીને રાહત આપવાનો યત્ન કરવો, એમાં માત્ર તેના ગુસ્સાનો ઉમેરો થાય. આથી. મિ. કોલિન્સ હમેશના કરતાં વધારે ભવ્ય દેખાવથી ત્યાં આવ્યો ત્યાં સુધી કોઇના તરફથી ખલેલ પામ્યા વિના તેણે બોલવાનું ચાલુ રાખ્યું. કોલિન્સને જોઇને તેણે પોતાની છોકરીઓ તરફ જોઇને કહ્યું: "હવે હું તમને આગ્રહ કરૂં છું કે તમે બધીએ તમારી જીભ બંધ રાખો અને મને તથા મિ. કોલિન્સને સાથે બેસીને જરાક વાત કરવા દો."

ઇલિઝ.બેથ, શાંતિથી તે ઓરડામાંથી જતી રહી; જેઈન અને કિટિ પણ તેની પાછળ ગયાં, પણ લિડિયા, જે કાંઈ પોતાનાથી સંભળાય તે તે સાંભળવાનો ઠરાવ કરીને, ત્યાંને ત્યાંજ ઉભી રહી અને શાર્લોટીને મિ. કોલિન્સે તેણીના પોતાના સંબંધમાં તથા તેના કુટુમ્બ સંબંધમાં જરાક પૂછપરછ કર્યાથી તેના તરફની સભ્યતા દાખલ તે પહેલાં ઉભી રહી અને પછી થોડાક કૈ.તુકથી તેણે એક બારી પાસે જવામાં અને જાણે પોતે કશું સાંભળતી નથી, એમ બતાવવામાં સંતોષ માન્યો. પહેલેથી નક્કી કરેલી વાતચિત મિસિસ બેનેટે ખેદભર્યા અવાજે આમ શરૂ કરી, "ઓ! મિ. કોલિન્સ!"

તેણે જવાબ દીધો: "મારાં વહાલાં બાનુ, આ મુદ્દા ઉપર આપણે હવે હમેશને માટે ચૂપ રહીશું." તેણે નાખુશી બતાવનારા અવાઝમાં તરતજ પાછું કહેવાનું ચાલુ રાખ્યું: "તમારી પુત્રીની વર્તણુંક બદલ ગુસ્સો બતાવવો એ મારાથી દૂર થાઓ. ન નિવારી

શકાય એવી આકૃતે સામે રાજીનામું આપવું એજ આપણી બધાંની ફરજ છે; મારા જેવા જુવાન માણસ જેને વહેલો ઓધ્ધો મેળવવાનું ભાગ્ય મળ્યું છે, તેની તો એ એક ખાસ ફરજ છે; અને હું વિશ્વાસ રાખું છું કે હું આ બાબતમાંથી ફારેગ થયો છું. કદાચ મારી ખૂબસુરત પિત્રાઇએ પોતાના હાથનું માન મને આપ્યું હોત તો મારા નક્કી સુખની શંકા કરવામાંથી હું આમ ઓછો ફારેગ થાત નહી; કારણ મેં એ જોયું છે કે, જે સુખની આપણને ના પાડવામાં આવે છે તે આપણી આંકણીમાં પોતાની થોડીક કિંમત ખોવા માંડે છે ત્યારે એ ફારેગપણું કદિ આવું સંપૂર્ણ હોતું નથી. મારાં વહાલાં બાનુ, તમારા તરફ અને મિ. બેનેટ તરફ મારા તરફથી તમારી સત્તા બેસાડવા માટે તમને વિનંતિ કરવાના ધન્યવાદ આપ્યા વિના આ રીતે તમારી પુત્રોની તરફેણમાંથી મારા વિચારો પાછા ખેંચી લેતાં, તમારા કુટુમ્બ તરફ હું કોઈ પણ જાતનું અપમાન બતાવું છું એમ તમે ધારશો નહી એવી હું આશા રાખું છું. મને ભય છે કે તમારા પોતાના મ્હોંથી અસ્વીકાર સાંભળવાને બદલે તમારી પુત્રીને મ્હોંયેથી અસંમતિ સ્વીકારવાની મારી વર્તણુક વાંધાભરી હશે, પણ આપણે બધાંએ ભૂલને પાત્ર છીએ. આખા વ્યવહાર દરમ્યાન મેં ખરેખર સારી ધારણા રાખી છે. તમારા આખા કુટુમ્બના લાભ માટે પુરતો વિચાર કરીને મેં મારો હેતુ મારા માટે એક અનુકૂળ સાથીદાર મેળવવાનો રાખેલો છે અને જો મારી રીતભાત બિલકુલ ઠપકાપાત્ર હોય તો હું અહીં માફી મેળવવાની રજા માગું છું."

## પ્રકરણ ૧૬.

મિ. કૉલિન્સની માગણીની ચર્ચાનો હવે લગભગ અંત આવ્યો હતો; અને તેને પરિણામે ખાસ કરીને જે અસંતોષકારક લાગણીઓ ઉપજતી, તેનાથી અને પ્રસંગોપાત મિસિસ બેનેટના કોઇક ચીઢવાયલા ઉદ્‌ગાર નીકળતા તેનાથીજ માત્ર ઇલિઝાબેથને દુઃખ ઉપજતું. તે ગૃહસ્થના પોતાના સંબંધમાં તો, તેની લાગણીઓ ચોખ્ખી રીતે જણાઈ આવતી, વ્યગ્રતા અથવા અસંતોષથી અથવા તેણીને મળવાનું તજી દેવાના પ્રયત્નથી નહીં પરન્તુ તેની રીતભાતના કરડાપણાથી અને ગંભીર ચૂપકીદીથી. તે ભાગ્યેજ કદિ તેણીની સાથે બોલતો અને જે ખંતીલાં ધ્યાનથી તે અગાઉ પોતાને ચંચળ બનાવતો તે દિવસના બાકીના ભાગ માટે તેણે મિસ લ્યુકાસ તરફ વાળ્યાં હતાં, જે મિસ લ્યુકાસની, તેનું કહેવું સાંભળવાની સભ્યતા, એ બધાંને અને ખાસ કરીને તેની સહીપણીને ચાલતા સમયને માટે આરામ રૂપ થઈ પડી.

બીજે દિવસે મિસિસ બેનેટના ખરાબ સ્વભાવમાં અથવા તેની ખરાબ તબિયતમાં કાંઇ ઘટાડો થયો નહીં. મિ. કૉલિન્સ પણ ગુસ્સાભરેલા ગર્વની એજ હાલતમાં હતો. ઇલિઝાબેથે એમ ધાર્યું હતું કે તેના ગુસ્સાથી પોતાની મુલાકાતનો વખત તે ઘટાડશે પણ એથી તેની યોજનામાં જરાકે અલવલ આવેલી જણાઇ નહીં. તે હમેશાં શનિવારે જવાનું છે એમ કહેતો ચને હજી પણ તે શનિવાર સુધી રોકાઇ રહેવાનુંજ ધારતો.

નાસ્તા પછી, છોકરીઓ મેરિટન ખાતે મિ. વિકહામ પાછો આવ્યો કે નહીં તેની તપાસ કરવા અને નેધરફિલ્ડના નાચના મેળાવડામાં તે ગેરહાજર હતો તે માટે બળાપો કરવા ચાલતી ગઇ. તેઓએ શહેરમાં પ્રવેશ કર્યો કે તે તેમની સાથે ભળ્યો અને તેમની કાકીને ઘેર તેમની સાથે ગયો, જ્યાં તેની દિલગીરી અને દુઃખ તથા દરેક જણ માટેની લાગણીઓ વષે સારી પેઠે વાતચિત થઇ—ઇલિઝાબેથ આગળ એમ છતાં, તેણે પોતાની ઇચ્છાથીજ કબૂલ કર્યું કે 'મારી ગેરહાજરીની જરૂર મેં મારી મેળેજ ઉભી કરી હતી.'

તેણે કહ્યું, "મેં જોયું કે, વખત જેમ જેમ પાસે આવતો જાય છે, તેમ તેમ મિ. ડાર્સીને મળવું નહીં એજ બહેતર છે,—તેની સાથે એકજ મેલાવડામાં, એકજ ઓરડામાં ઘણા કલાકો સુધી રહેવું એ હું સહન શકું તે કરતાં વધારે હતું, અને હું ઇચ્છું તે કરતાં વધારે નાખુશ બનાવો કદાચ બનવા પામે."

તેની સહનશક્તિને તેણીએ ઘણીજ વખાણી અને તે વિષે સંપૂર્ણ ચર્ચા કરવાનો તથા તેઓએ એક બીજાનાં જે બધાં વખાણ સભ્યતાપૂર્વક કર્યાં તે માટેનો અવકાશ તેમને મળ્યો; કારણ વિકહામ અને એક બીજો અમલદાર તેમની સાથે લૉંગબર્ન સુધી પાછા ફર્યા અને એ વખત દરમ્યાન તે ખાસ કરીને તેણીની પાસેને પાસે રહ્યો. તેમની સાથે તે આવ્યો તેથી બેવડો લાભ થયો. તે પ્રસંગથી તેને બધું માન મળતું લાગ્યું અને ઇલિઝાબેથે પોતાનાં માતાપિતા સાથે તેનો પરિચય કરાવવા માટે આ પ્રસંગ ઘણોજ અનુકૂળ ગણ્યો.

તેમના આવ્યા પછી, મિસ બેનેટને એક પત્ર આપવામાં આવ્યો; તે નેધરફિલ્ડથી આવ્યો હતો અને તે તરતજ ઉઘાડવામાં આવ્યો. તે પરબીડીઆમાં એક નાજુક, નાનો અને લીસી સપાટી વાળો કાગળનો તાવ હતો, જે એક સ્ત્રીના સુન્દર અને ઝડપથી લખાયલા અક્ષરોમાં હતો. અને ઇલિઝાબેથે જોયું કે તેની બહેન તે વાંચતી હતી ત્યારે તેના ચહેરામાં ફેરફાર થતો હતો અને અમુક ખાસ ફકરાઓ ઉપર તે ખાસ વધુ ધ્યાન આપતી હતી. જેઇને તરતજ પોતાનું મન ઠેકાણે આણ્યું અને તે કાગળ આઘો મૂકી દઇને, પોતાની હમેશની ખુશ પ્રકૃતિ મુજબ તે સામાન્ય, વાતચિતમાં દાખલ થઇ; પણ ઈલિઝાબેથ એ વિષય વિષે ચિન્તાતુર બની, જેથી તેણીનું ધ્યાન મિ. વિકહામથી દૂર દોરાયું, અને તે તથા તેનો મિત્ર રજા લઇને જેવા ગયા કે તરતજ જેઈને તરફ જોઇને તેણે તેને ઉપરે માળ આવવા ઇશારત કરી. જયારે તેઓ પોતાના ઓરડામાં એકલાં પડયાં ત્યારે જેઇને પેલો કાગળ બહાર કાઢીને કહ્યું, "આ કેરોલિન બિંગ્લે તરફથી આવ્યો છે. તેમાં જે લખેલું છે તેથી હું ઘણીજ અજાયબ થઈ છું. એ બધાંએ અત્યારે નેધરફિલ્ડ છોડી ગયાં છે અને શહેર તરફ તેઓ જતાં હશે-અને ફરીથી પાછાં નહીં આવવાનો તેમનો ઈરાદો છે. તેણી શું કહે છે તે સાંભળઃ—

"જયારે મારા ભાઇ ગઇ કાલે અમારી પાસેથી ગયા ત્યારે તેનું ધારવું હતું કે જે કામ માટે તે લંડન ગયા હતા તે ત્રણ કે ચાર દિવસમાં પૂરું થશે; પરન્તુ અમને નક્કી લાગે છે કે તે એવી રીતે પૂરું થશે નહીં તેથી અને એજ સાથે અમને ખાત્રી

થઇ છે કે જયારે ચાર્લ્સ શહેરમાં જાય છે ત્યારે તે ફરીથી છોડવા માટે એટલો બધો ઉતાવળમાં પડતો નથી ત્યારે અમે એમ ઠરાવ્યું છે કે, અમારે ત્યાં તેની પાછળ જવું કે જેથી પોતાના નવરાશના કલાકો તેને અગવડભરેલી હૉટેલમાં ગાળવાની ફરજ પડે નહીં. મારી ઓળખાણનાં ઘણાંઓ ત્યાં કયારનાંયે આ શિયાળા માટે ગયાં છે. હું ઇચ્છું છું કે, હું એમ સાંભળી શકું, મારી સૌથી વધુ વહાલી સખી, કે તમને લોકોના સમૂહમાંનાં એક બનવાની કાંઇક ઇચ્છા હતી—પરન્તુ એ સંબંધમાં હું નિરાશ થાઉં છું. હું સહૃદયતાથી આશા રાખું છું કે, હર્ટ-ફોર્ડશાયરમાં તમારી નાતાલ આનન્દથી ભરપૂર બને, કે જે આનંદ એ મોસમ ઘણું ખરૂં આપે છે અને મને આશા છે કે તમારા પ્રેમીઓ એટલી બધી સંખ્યામાં આવશે કે જેથી ત્રણ જણુ કે જેને તમે મળી શકશો નહીં તેમની ખોટની તમારી લાગણી અટકી જશે.”

જેઇને ઉમેર્યું: “આ ઉપરથી જણાય છે કે, આ શિયાળામાં તે હવે કાંઈ પાછો આવનાર નથી.”

“આ ઉપરથી ફક્ત એટલું જણાઈ આવે છે કે મિસ બિંગ્લે, તેણે આવવું જોઇએ, એમ ઇચ્છતી નથી.”

“તું શા ઉપરથી એવું ધારે છે? એ તેની પોતાનીજ ઇચ્છા હોવી જોઇએ. તે તેના પોતાના મનનો માલિક છે. પણ તું બધુંયે જાણતી નથી. જે ફકરો ખાસ કરીને મને દુઃખ ઉપજાવે છે તે હું વાંચી સંભળાવીશ. તારાથી મારે કાંઇએ છૂપાવવાનું નથી:—”

"મિ. ડાર્સી તેની બહેનને મળવાને આતુર છે અને સાચું કબૂલ કરાવો તો, અમે તેણીને ફરીથી મળવાને ઘણાં ઓછાં આતુર છીએ. હું ખરેખર નથી ધારતી કે, જયૉર્જીઆના ડાર્સીની ખૂબસુરતીમાં, નાજુકતામાં અને કલાસંપન્નતામાં કોઈ તેનું હરિફ હોય; અને મારા પ્રત્યે જે પ્રેમ તે ધરાવે છે તે, હવે પછી અમારી બહેન તરીકે તે થવાની છે એવું કહેવાની અમે હિંમતભરેલી આશા રાખીએ છીએ તે ઉપરથી, કાંઇક વધુ રસભરેલી રીતે વૃદ્ધિંગત થવા પામ્યો છે. હું જાણતી નથી કે આ વિષય ઉપર મેં અગાઉ કદિ મારી લાગણીઓ તમને જણાવી છે કે નહીં, પણ તે વિષે તમને વિશ્વાસમાં લીધા વિના હું આ પ્રદેશ છોડીશ નહીં અને હું વિશ્વાસ રાખું છું કે, તમે તે અણસમજુ તરીકે ગણી કાઢશો નહીં. મારા ભાઇ તેણીને ક્યારનાયે ઘણાજ વખાણે છે; હવે તેણીને વધુ ગાઢ પરિચયથી મળવાની તેને વારંવાર તક મળશે. તેણીનાં બધાં સંબંધીઓ, તેના પોતાના સંબંધીઓની પેઠેજ એ સંબંધની ઇચ્છા રાખે છે; અને હું ધારૂં છું કે, જયારે ચાર્લ્સને હું કોઇ સ્ત્રીનું હૃદય રોકવા માટે ઘણોજ યોગ્ય લેખું છું ત્યારે એક બહેનના પક્ષપાતથી ગેરમાર્ગે દોરાઇ જાઉં છું એમ ગણીશ નહીં. પ્રેમની તરફેણમાં જતા આ બધા સંજોગોથી અને તેમાં અટકાવ પડે તેમ ન હોવાથી મારી સૌથી વહાલી જેઈન, એ પ્રસંગ કે જે કેટલાં બધાંના સુખ જાળવશે તેની આશા રાખવામાં શું હું ખોટી છું ?"

"મારી વહાલી લિઝિ, આજ વાક્ય સંબંધી તું શું ધારે છે ?" પત્ર પૂરો કરીને જેઇન બોલી, "શું આ તદ્દન ખુલ્લુ

નથી? તેમાં શું ચોક્કસપણે એવું જાહેર થયલું નથી કે, કેરોલિન મને પોતાની બહેન બનાવવાની આશા રાખતી નથી કિંવા ઇચ્છા પણ રાખતી નથી? તેને પોતાના ભાઇની નિષ્કાળજીની પૂરેપૂરી ખાત્રી છે અને જો તેણીને મારી તેના ભાઇ માટેની લાગણીઓની વલણ વિષે વહેમ આવ્યો હશે તો તેણી મને ( ઘણીજ મહેરબાનીભરી રીતે! ) મારૂં સંભાળી લેવાની ચેતવણી આપે છે. આ વિષય ઉપર શું બીજો કોઇ અભિપ્રાય હોઈ શકે?

"હા, હોઇ શકે; કારણ મારો તદ્દન જૂદો છે—તું તે સાંભળીશ?"

"ઘણીજ ખુશીથી."

"હું તે ઘણાજ થોડા શબ્દોમાં કહીશ. મિસ બિંગ્લેએ જોયું છે કે તેનો ભાઇ તારી સાંથે પ્રેમમાં છે અને તે તેને મિસ ડાર્સી સાથે પરણાવવા માગે છે. તે તેની પાછળ શહેરમાં એ આશાથી જાય છે કે તેને ત્યાંજ રાખવો અને તને એવું સમજાવવાનો પ્રયત્ન કરે છે કે તે તારી દરકાર કરતો નથી."

જેઇને પોતાનું માથું હલાવ્યું.

"ખરેખર, જેઇન, તારે મારૂં કહેવું માનવુંજ જોઇએ—જે કોઇએ તમને બંને સાથે સાથે જોયાં છે તે તેના પ્રેમ વિષે શંકા આણે નહીં. મિસ બિંગ્લે, મને ખાત્રી છે કે, શંકા ન કરે. તે કાંઇ એવી મૂર્ખ નથી. જો તેણીએ મિ. ડાર્સીમાં પોતાને માટે આના કરતાં અડધોય પ્રેમ જોયો હોત તો તેણીએ પોતાનાં પરણવાનાં કપડાં પણ શિવડાવવાનો હુકમ આપી દીધો હોત!

# પ્રકરણ ૧૭.

બેનેટ કુટુંબને લ્યુકાસ કુટુંબ સાથે જમવાનું હતું અને વળી દિવસના મોટા ભાગ દરમ્યાન મિસ લ્યુકાસ મિ. કોલિન્સની વાતો સાંભળવા માયાળુ બની હતી. ઇલિઝાબેથે તેનો આભાર માનવાની તક મેળવી. તેણીએ કહ્યું, "આથી તે ખુશ મિજાજમાં રહે છે અને હું તને કહી સંભળાવું તે કરતાં તારી વધુ આભારી છું." શાર્લોટીએ પોતાની સખીને ઉપયોગી બનવામાં પોતે સંતોષ માનતી હતી તેની તથા પોતાના વખતનો થોડોક ભોગ આપવા માટે પોતાને તેનો પુરતો બદલો મળ્યો હતો, તેની ખાત્રી આપી. આ ઘણું અનુકુળ હતું, પણ શાર્લોટીનું માયાળુપણું, ઇલિઝાબેથની ધારણામાં હોય તે કરતાં પણ વધારે આગળ વધ્યું હતું—તેનો હેતુ, મિ. કોલિન્સના પ્રેમનો કોઇ પણ બદલો પોતાના તરફ તેને રોકાયલો રાખીને નક્કી કરી લેવા શિવાય બીજો કોઇ હતો નહીં. આવી હતી મિસ લ્યુકાસની યોજના; અને દશ્ય એવાં તરફદારીવાળાં હતાં કે જયારે તે રાત્રે તેઓ જૂદાં પડયાં ત્યારે જો તે હર્ટફોર્ડશાયર એટલો બધો વહેલો છોડી જવાનો હોત નહીં તો તેણીને ફતેહ લગભગ ચોક્કસ લાગી હોત. પણ અહીં તેણીએ તેના સ્વભાવના જુસ્સાને અને સ્વાતંત્ર્યને અન્યાય આપ્યો હતો; કારણ બીજી સહવારે માન ઉપજાવવા જોગ શરમાળપણાથી તે "લ ગબર્ન-નિવાસ"માંથી બહાર જવાને અને "લ્યુકાસ લૉજજ" માં અધીરાઇથી જઇને તેણીને પગે પડવાને દોરાયો. પોતાની પિત્રાઈ બહેનોની નજરમાંથી તે એવું ધારીને દૂર રહેવા આતુર

હતો કે, જો તેઓ તેને જતો જુએ તો તેઓ તેની યોજના કળી જવામાં નિષ્ફળ નીવડે નહીં અને જયાં સુધી પ્રયત્નમાં ફતેહ જણાય નહીં ત્યાં સુધી તે ઉઘાડો પડે એવું જોવા તે ખુશી ન હતો; કારણ જોકે તેને ફતેહની લગભગ ખાત્રી હતી–અને તે પણ કારણો સાથે, કેમકે શાર્લોટી તેને ખરેખર રીતે ઉત્સાહ આપ્યા કરતી હતી,–તોપણ બુધવારના સાહસ પછી તે એવીજ રીતે અવિશ્વાસુ બની ગયો હતો. તેનો આવકાર, એમ છતાં, અત્યંત ખુશામતીભરેલી ઢબનો હતો. તે મકાન તરફ આવતો હતો ત્યારે મિસ લ્યુકાસે તેને ઉપરની બારીમાંથી જોયો અને તરતજ તે તેને ગલીમાં અચાનક મળવા માટે બહાર નીકળી પડી. પણ તેણે ઓછી એ આશા રાખવા હિમ્મત કરી હતી કે આટલો બધો પ્રેમ અને વકતૃતા તેને માટે ત્યાં હાજર હતાં !

મિ. કોલિન્સનાં લાંબા વિવેચનો જે ઓછા વખતમાં પુરાં થાય તેમાં દરેક બાબત બન્નેને સંતોષ ઉપજે એવી રીતે ચોક્કસ થઇ; અને જેવાં તેઓ મકાનમાં પેઠાં કે તરતજ તેણે આતુરતાથી તેણીને કાલાવાલા કર્યા કે, " મને સૌથી વધારે સુખી માણસ બનાવવા માટેનો દિવસ કયો ઠરાવો છો ? " અને જોકે આવી માગણી હાલ તુર્ત મુલત્વી રાખવી જોઇએ, તો પણ તે સન્નારીએ તેના સુખને નક્કામું ગણવાનો કાંઇ ઈરાદો રાખ્યો નહીં. કુદરતે તેને જે મૂર્ખાઇની બક્ષિસ કરી હતી તે કોઇ પણ સ્ત્રીને તેની મિત્રતા ચાલુ રાખવા માટેની ઇચ્છા કરાવી શકે એવી મોહકતા-માંથી તેનું રક્ષણ કરતી હતી; અને મિસ લ્યુકાસ, જેણે તેને માત્ર એક સારૂં ઘર મેળવવાની શુદ્ધ અને નિઃસ્વાર્થ ઇચ્છાથીજ

સ્વીકાર્યો હતો તેણે તે વહેલું કેવી રીતે મળી શકે છે તેની દરકાર રાખી નહીં.

સર વિલિયમ અને લેડી લ્યુકાસને સંમતિ માટે તરતજ વિનતિ કરવામા આવી અને તે અત્યંત ખુશાલીભરેલી ચપળતાથી આપવામાં આવી. મિ. કોલિન્સના હાલના સંજોગો તેમની પુત્રી, કે જેને તેઓ ઘણો થોડો પૈસા આપી શકે તેમ હતું તેને માટે એક સૌથી વધુ યોગ્ય લગ્ન બનાવે એવા હતા અને પૈસા સંબંધી તેનું નસિબ અત્યારે ઘણુંજ સુન્દર હતું. શાર્લોટી પોતે ઠીક સંતોષ પામી હતી. આ વ્યવહારમાં સૌથી ઓછો પસંદ કરવા જોગ સંજોગ એ હતો કે તેથી ઇલિઝાબેથ બેનેટને અજાયબ થવાનો પ્રસંગ આવશે અને તેની મિત્રતાને તે બીજી કોઇ વ્યક્તિ કરતાં વધુ કીંમતી ગણાતી હતી. ઇલિઝાબેથ અજાયબ થાય અને કદાચ તેણીને ઠપકો પણ આપે; અને જોકે તેણીનો નિશ્ચય ચળી શકે તેમ ન હતું તો પણ તેણીની લાગણીઓ આવી નામંજુરીથી દુઃખાય જ. તેણીએ પોતાની મેળેજ આ ખબર તેને આપવાનો ઠરાવ કર્યો અને તેથી જયારે મિ. કોલિન્સ લૅાગબર્ન ખાતે જમવા ગયો ત્યારે તેણે તેને વિનતિ કરી કે તે કુટુમ્બનાકોઇની આગળ પણ, અત્યારે જે બની ગયું છે, તે વિષે કાંઇ ઉલ્લેખ કરવો નહીં. અલબત્ત આ વાત ખાનગી રાખવાનું વચન તરતજ આપવામાં આવ્યું પણ તે વાત મુશ્કેલી વિના છાની રાખી શકાય નહીં; કારણ તેની લાંબી ગેરહાજરીથી વધેલી આતુરતાને લીધે જયારે તે પાછો ફર્યો ત્યારે તેને ઘણાક એવા સીદ્ધા પ્રશ્નો પૂછવામાં આવ્યા કે જે ટાળવા માટે કેટલીક સમયસૂચકતાની જરૂર

જણાઈ અને તેજ વખતે તે મોટો સ્વાર્થત્યાગ કરતો હતો, કારણ પોતાનો ફળીભૂત થયલો પ્રેમ જાહેર કરવાની તેને જીજ્ઞાસા હતી.

બીજે દિવસે તે કુટુમ્બમાંના કોઇને મળી ન શકે એટલો બધો વહેલો પોતાની મુસાફરી માટે ઉપડી જનાર હતો, તેથી વિદાયગિરીની ક્રિયા, જયારે સ્ત્રીઓ રાતના સુવા માટે જતી હતી તે વખતે કરવામાં આવી; અને મિસિસ બેનેટે, ઘણીજ સભ્યતા અને વિવેકથી કહ્યું કે: " જયારે જયારે તમારી બીજી રોકાણો માટે તમારે અહીં મુલાકાતે આવવાનું થાય ત્યારે ફરીથી લૉંગબર્નમાં તમને મળવાને અમને કેટલો બધો આનન્દ થશે ! "

તેણે જવાબ દીધો: " મારાં વહાલાં બાનુ, આ આમન્ત્રણ ખાસ ખુશાલી ઉપજાવનારૂં છે, કારણ તે એવું છે કે જે મેળવવાની હું કયારનો આશા રાખતો આવ્યો છું અને તમે ખાસ ખાત્રી રાખજો કે, મારાથી બની શકતા વહેલા વખતમાં હું તેનો ઉપયોગ કરીશ. "

તેઓ બધાં આશ્ચર્યચકિત થયાં; અને મિ. બેનેટ જેમને તે આટલો બધો વહેલો પાછો આવે તે કોઇ પણ રીતે પસંદ નહતું તેમણે તરત જ કહ્યું: " પણ મારા ભલા સાહેબ, લેડી કેથેરિનની નામંજુરીનો ભય શું તેમાં નથી રહેલો? તમારાં મુરબ્બીને ગુસ્સે કરવાનું જોખમ ખેડવા કરતાં તમારે તમારાં સગપણવાળાંઓની નિષ્કાળજી રાખવી, એજ બહેતર છે. "

મિ. કૉલિન્સે ઉત્તર વાળ્યો, " મારા વહાલા સાહેબ, આ મિત્રતાભરેલી ચેતવણી માટે હું તમારો ખાસ આભારી છું અને

તમે ખાત્રી રાખજો કે તે નામદાર બાનુની પરવાનગી શિવાય હું એવું ધરખમ પગલું ભરૂંજ નહીં."

"તમે તમારી સલામતિ માટે બહુજ ચોક્કસ રહી શકો નહીં. તે બાઈની નામરજી શિવાય બીજી કોઈ બાબતનું જોખમ તમે ભલે ઉઠાવો અને જો તમને અમારે ત્યાં ફરીથી આવતાં તેની નામરજી ઉત્પન્ન થયલી લાગે તો, અને હું ધારૂં છું કે તે ઘણીજ શક્ય છે, તો તમારે ત્યાં તમે શાન્તિથી રહેજો અને અમે તો તેથી જરાકે ગુસ્સે નહીં થઈએ તે વિષે સંતોષ રાખજો."

"મારા વહાલા સાહેબ, મારૂં કહેવું માનજો કે, આવા માયાળુ ધ્યાનથી મારો આભાર વહાલના જુસ્સાથી વધે છે અને એની ખાત્રી રાખજો કે આ માટે તેમજ મારા હર્ટફોર્ડશાયરમાંના વસવાટ દરમ્યાન તમારી લાગણીની બીજી દરેક નિશાની માટે, તમે મારા તરફથી આભારનો એક પત્ર ઘણીજ ત્વરાથી મેળવશો. મારી ખૂબસુરત પિત્રાઇ બહેનો સંબંધમાં, જો કે મારી ગેરહાજરી એટલી બધી લાંબી નહીં હોય કે કાંઇ કહેવાની જરૂર પડે તે છતાં પણ મારી પિત્રાઇ ઇલિઝાબેથને બાદ કર્યા શિવાય હું હવે તેઓની તંદુરસ્તી અને મઝાઓ ઈચ્છવાની છૂટ લઇશ."

એ પછી, યોગ્ય સભ્યતાઓ સાથે સ્ત્રીઓ વિદાય થઇ; તે તરતજ પાછો આવવાનો વિચાર રાખતો હતો, એ જોઇને તે બધી એક સરખીરીતે અજાયબ થઇ હતી. મિસિસ બેનેટની સમજમાં એમ આવ્યું કે તે પોતાની નાની છોકરીઓમાંથી એકનાં લગ્ન માટે વખાણ કરવા ઇરાદો રાખતો હશે અને મેરીને તેને

સ્વીકારવાની મરજી કદાચ થઇ આવી હોય. મિ. કોલિન્સની શક્તિઓની બીજા કોઇ કરતાં તે વધુ આંકણી કરતી હતી; તેના વિચારોમાં સંગીનપણું છે એમ વારંવાર તેને લાગતું અને જો કે તે કોઇપણ રીતે તેણીના જેટલો હોંશિયાર ન હતો તોપણ તેણીના દાખલાથી તેને જો વાંચવામાં અને સુધરવામાં ઉત્તેજન અપાયું હોય તો તે એક ઘણો અનુકૂળ સાથીદાર થઇ પડે એમ તેણીએ ધાર્યું. પરન્તુ બીજે દિવસે સહવારે આ જાતની બધી આશાઓ ફોક નીવડી. મિસ લ્યુકાસ નાસ્તા પછી તરતજ મળવા આવી અને ઇલિઝાબેથ સાથેની એક ખાનગી વાતચિત દરમિયાન આગલા દિવસે બનેલો બનાવ તેણે વર્ણવ્યો.

છેલ્લા એક બે દિવસ દરમ્યાન ઇલિઝાબેથને એક વખત એમ લાગ્યું હતું કે, મિ. કોલિન્સ પોતાની સખી સાથે પ્રેમમાં હોવાનું પોતે ધારતો હોય એ બનવા જોગ છે; પણ શાર્લોટી તેને ઉત્તેજન આપી શકે એ, જેમ તે પોતે તેને ઉત્તેજન આપે એ શક્યતાથી દૂર હતું તેમજ લગભગ તેને લાગ્યું હતું; અને પરિણામે તેની અજાયબી એટલી બધી વધી ગઈ કે પહેલાં તો તે બોલવાના સમતોલપણાની હદ ઓળંગી જાત; અને તે બૂમ પાડી ઉઠયા શિવાય રહી શકી નહીં કે: “ મિ. કોલિન્સ સાથે વિવાહ કર્યો ? મારી વહાલી શાર્લોટી—અશક્ય ! ”

મિસ લ્યુકાસે પોતાની વાત કહેતી વખતે જે દૃઢ ચહેરો જાળવી રાખ્યો હતો તે આવો સીદ્ધો ઠપકો સાંભળતાંજ પળવારમાં ગભરાટથી છવાઇ રહ્યો; જોકે તે પોતે ધારતી હતી તેના

કરતાં આ કાંઇ વધારે ન હતું અને તેથી તેણે તરતજ પોતાના મનની શાન્તિ મેળવી અને ઠંડાપણાથી જવાબ આપ્યો: " મારી વહાલી ઇલિઝા ! તારે શા માટે અજાયબ થવું જોઇએ ?–મિ. કોલિન્સ તારી સાથે ફતેહમંદ થવામાં એવા સુખી થયા નહીં તે કારણે શું તું એ અપજશભરેલું ધારે છે કે તેમણે કોઇ સ્ત્રીનો સારો અભિપ્રાય સંપાદન કરવામાં સફળ થવું જોઇએ નહીં ? "

પણ ઇલિઝાબેથ હવે ઠેકાણે આવી હતી અને તેમ કરવા માટે સખ્ત પ્રયત્ન કરતી તેણીને સહન કરી શકાય એવી દૃઢતાથી તે ખાત્રી આપવા લાગી કે તે બન્નેના સગપણની બાબત પોતાને ઘણી ખુશી કરનારી હતી અને પોતે બધાં કલ્પી શકાય એવાં સુખ તેમને મળે એવું ઇચ્છતી હતી.

શાર્લોટીએ જવાબ આપ્યો: " તને શું લાગી આવે છે તે હું જાણું છું–તું અજાયબ થાયજ–ઘણીજ અજાયબ થાય, કેમકે હમણાંજ મિ. કોલિન્સ તને પરણવા માગતા હતા. પણ જયારે તું એ બધી બાબત ઉપર વખત મેળવીને વિચાર કરી જોશે ત્યારે હું આશા રાખું છું કે મેં જે કર્યું છે તેથી તને સંતોષ થશે. હું ભવ્યતાઓ પસંદ કરનારી નથી, તું જાણે છે; હું કદિ તેવી ન હતી. હું માત્ર એક સગવડભર્યું ઘર ઇચ્છું છું અને મિ. કોલિન્સનો સ્વભાવ, તેનો સંબંધ અને જિંદગીમાંની તેની સ્થિતિ વિષે વિચાર કરતાં, મને સંતોષ થયો છે કે, તેની સાથેના સુખની મારી તક, લગ્નની જિંદગીમાં દાખલ થનાર સૌથી વધુ ભાગનાં માણસો બડાશ મારી શકે એવીજ યોગ્ય છે. "

ઇલિઝાબેથે શાન્તિથી જવાબ દીધો: " બેશક; "–અને

એક વિચિત્ર ચૂપકીદી પછી તેઓ કુટુમ્બનાં બીજાં બધાં પાસે આવ્યાં. શાર્લોટી હવે વધુ વખત સુધી રહી નહીં અને એ પછી ઈલિઝાબેથ પોતે જે કાંઇ સાંભળ્યું હતું તે ઉપર વિચાર કરવા લાગી. આવી અજુગતી જોડી માટેના વિચારને ઘણાં લાંબા વખત પછી કંઇ નહીં તો તે ટેકો આપી શકી. ત્રણ દિવસમાં બે જણને લગ્નની માગણી કરવાની મિ. કોલિન્સની વિચિત્રતા, અત્યારે તેનો સ્વીકાર થયો તેની સરખામણીમાં કાંઇ વિસાતમાં ન હતી. તેને હમેશાં લાગ્યું હતું કે, લગ્ન સંબંધી શાર્લોટીનો વિચાર બરોબર પોતાના જેવોજ ન હતો, પણ વ્યવહારૂ કાર્યનો વખત આવતાં તે દરેક સારી લાગણીનો સંસારના લાભ માટે ભોગ આપશે, એવું બનવાજોગ તે ધારી શકી ન હતી. શાર્લોટી મિ. કોલિન્સની વહુ—એ એક ઘણું નીચું જોવરાવનારૂં ચિત્ર હતું ! અને પોતાને અપજશમાં નાંખનારી અને પોતાના માનમાંથી ઉતરી ગયલી એ સખીના તીણા દુઃખમાં એ ખેદ ઉપજાવનારા વિચારથી વધારો થયો કે તેણે જે ભાગ્ય પસંદ કર્યું હતું તેમાં સંતોષજનક રીતે સુખી થવું, એ તેની તે સખી માટે બનવા જોગ ન હતું !

---

## પ્રકરણ ૧૮.

---

મિ. કોલિન્સ એક પખવાડીઆ પછીના સોમવારે ઘણોજ વખતસર આવી પહોંચ્યો, પણ લૉંગબર્નમાં તેનો આવકાર જયારે તે પહેલી વખત આવ્યો ત્યારના જેવો જ બરોબર ખુશાલીભરેલો

નહતો. એમ છતાં, તે ઘણોજ સુખી હતો, જેથી તેના તરફ ઘણા ધ્યાનની જરૂર ન હતી અને બીજાંઓ સંબંધમાં સારે ભાગે પ્રેમ કરવાનો તેનો વ્યવહાર તેના સહવાસના ઘણા ભાગમાંથી તેમને ઉગારી શકયો. દરેક દિવસનો ઘણો ભાગ તે "લ્યુકાસ લૉજ"માં ગાળતો અને કેટલીકવાર કુટુંબના સુવા જવાના થોડાક વખત અગમચ જ લૉંગબર્નમાં માત્ર વખતસર આવી પહોંચીને પોતાની ગેરહાજરી માટે તે માફી માગતો.

મિસિસ બેનેટ ખરેખર ઘણીજ દયા લાવવા જોગ હાલતમાં હતી. આ લગ્ન સંબંધી કોઇ વાતનો જરાકજ ઈશારો થતાં તે ખૂબ ગુસ્સે થઇ જતી અને જયાં જયાં તે જતી ત્યાં ચોક્કસ એજ વાત તેના સાંભળવામાં આવતી. મિસ લ્યુકાસને જોતાંજ તેને ધિઃક્કાર છૂટતો. પોતાના ઘરની વારસદાર તરીકે તેને અદેખાઇ ભરેલા કંટાળાની લાગણીથી તે જોતી. જયારે જયારે શાર્લોટી તેમને મળવા આવતી ત્યારે તેની વાત ઉપરથી તેણીને એવો સાર જડતો કે તે વારસો લેવાની રાહ જુએ છે અને જયારે તે મિ. કોલિન્સ સાથે ધીમા સાદે કાંઇક વાત કરતી ત્યારે મિસિસ બેનેટ એમજ ધારતી કે તેઓ "લૉંગબર્ન-નિવાસ" સંબંધીજ વાતચિત કરે છે; અને મિ. બેનેટ મરણ પામતાં તરતજ પોતાને અને પોતાની છોકરીઓને તે ઘરમાંથી હાંકી કાઢવા ઠરાવ કરે છે! આ બધી બાબત વિષે તેણીએ પોતાના પતિને સખ્ત ફરિયાદ કરી.

તે બોલીઃ "ખરેખર, મિ. બેનેટ, એ વિચાર બહુ કઠણ થઈ પડે છે કે, શાર્લોટી લ્યુકાસ આ ઘરની કોઇવાર ઘરણી થશે

તેમજ તેને માટે ફરજિયાત જગ્યા કરી આપવી પડશે અને તેમાં મારી જગ્યા તે લેશે તે જોવા જીવવું પડશે !"

" મારી વહાલી, આ ઘેરા વિચારોને સ્થાન ન આપ. સારા બનાવો માટે આપણે આશા રાખવી જોઇએ. આપણે એ વિચારથી ખુશી થવું કે હું જ તેનો વારસ રહીશ."

મિસિસ બેનેટને આ ઘણું રાહત આપનારૂં ન હતું અને તેથી કાંઇ જવાબ આપવાને બદલે તેણે અગાઉની માફક કહેવું ચાલુ રાખ્યું:—" આ આખી મિલકત તેને મળશે એ વિચાર હું સહી શકતી નથી. જો તે વારસા માટે હોત નહીં તો હું તેની દરકાર કરત નહીં."

" તું શેની દરકાર રાખત નહીં ?"

" હું કશાયની જરાકે દરકાર રાખત નહીં."

" આપણે એ સંબંધમાં આભારી થવું જોઇએ કે તું એવી મૂર્ખાઈની સ્થિતિમાંથી બચી ગઈ છે."

" મિ. બેનેટ, હું વારસા સંબંધી કોઇને માટે કદિ આભારી થઉં નહી. હું એ નથી સમજી શકતી કે કોઈની પોતાની છોકરીઓ પાસેથી, એક મિલકતના વારસ બનતાં, તે લઇ લેવાનું હૃદય કોઈ ધરાવી શકેજ કેમ ? અને એ બધુંયે માત્ર મિ. કોલિન્સની ખાતરજ ?–શામાટે બીજા કોઇ કરતાં તેણે તે વધારે લેવી જોઇએ ?"

મિ. બેનેટે કહ્યું: " એ બાબત તારી મેળેજ નક્કી કરવા હું તને સોંપું છું."

પ્રેમના વ્યવહારમાં અને સ્વર્ગનાં સુખની યોજનાઓમાં એક અઠવાડીઉં વીતાવ્યા બાદ શનિવાર આવી પહોંચતાં મિ. કોલિન્સને તેની મિલનસાર શાર્લોટી પાસેથી જવું પડયું. એમ છતાં, વિખૂટાં પડવાનું દુઃખ, તેની બાજુનો વિચાર કરતાં, પોતાની વહુને આવકાર આપવાની તૈયારીઓમાં ઓછું કરી શકાત; કારણ તેને એવી આશા રાખવાનું કારણ હતું કે, હર્ટફોર્ડશાયર ખાતે તેની બીજી મુલાકાત પછી તરતજ એક દિવસ એવો નક્કી કરવામાં આવશે કે જે દિવસે તે એક સૌથી સુખી માણસ બનવાનો. લૉંગબર્ન ખાતેનાં પોતાનાં સગાંઓ પાસેથી તેણે પહેલાંના જેવીજ ઘણી ગંભીરતાથી વિદાયગિરી લીધી; તેની ખૂબસુરત પિત્રાઇ બહેનો માટે તેણે ફરીથી તંદુરસ્તી અને સુખ ઇચ્છયાં અને તેમના પિતાને બીજો એક આભાર–પત્ર મોકલવાનું વચન આપ્યું.

એ પછીને સોમવારે મિસિસ બેનેટને પોતાના ભાઇ અને ભાભીને આવકાર આપતાં આનંદ ઉપજયો; તેઓ હમેશ મુજબ પોતાની નાતાલ લૉંગબર્નમાં ગાળવા માટે આવ્યાં હતાં. મિ. ગાર્ડીનર એક સમજુ ગૃહસ્થાઇ વાળો માણસ હતો. તે તેની બહેન કરતાં સ્વભાવે તેમજ શિક્ષણમાં વધુ ચઢિયાતો હતો. નેધરફિલ્ડમાંની સ્ત્રીઓને એ સમજવાનું મુશ્કેલ હતું કે, જે માણસ એક વેપારી જિંદગી ગાળનારો હતો અને માત્ર પોતાનાં માલ ભરવાનાં મકાનોનેજ દેખી રહ્યો હતો તે આવો સુશિક્ષિત અને અનુકૂળ સ્વભાવનો કેમ બન્યો હશે! મિસિસ ગાર્ડીનર, જે મિસિસ બેનેટ અને મિસિસ ફિલિપ્સ કરતાં કેટલાંક વર્ષ નાની હતી. તે એક માયાળુ, બુદ્ધિવતી અને ચપળ સ્ત્રી હતી અને લૉંગબર્નમાં રહેતી

તેની બધી ભત્રીજીઓ તેના ઉપર પ્રેમ રાખતી હતી. સૌથી મોટી બે છોકરીઓ અને તેની પોતાની વચ્ચે ખાસ કરીને એક ઘણીજ ગાઢ લાગણી જામેલી હતી. તેઓ ઘણું ખરૂં તેની સાથે શહેરમાં રહેવા જતી. મિસિસ ગાર્ડીનર આવી પહોંચી તે પછીનું તેનું સૌથી પહેલું કામ પોતાના તરફથી બક્ષિસો વહેંચી આપવાનું અને નવી ઢબની વસ્તુઓનું વર્ણન કરવાનું હતું. જ્યારે એ કામ પતી ગયું ત્યારે તેને ઘણો ઓછો આગળ પડતો ભાગ ભજવવાનો રહ્યો, તેનો હવે સાંભળવાનો વારો આવ્યો. મિસિસ બેનેટને ઘણાં દુઃખ વર્ણવવાનાં હતાં અને ઘણી બાબતોની ફરિયાદ કરવાનાં હતી. પોતાની બે છોકરીઓ પરણવાની તૈયારીમાં હતી અને બધુંયે કર્યા પછી તેમાં કશુંયે વળ્યું ન હતું.

તે બોલીઃ " હું જેઇનને ઠપકો આપતી નથી, કારણ જેઇનથી જો બની શકયું હોત તો તેણે મિ. બિંગ્લેને ઝડપ્યો હોત. પણ લિઝિ ? અરે બ્હેન ! એ વિચાર ઘણો સખ્ત થઈ પડે છે કે જો તેની પોતાની હઠીલાઇ આડે આવી ન હોત તો, અત્યારે તે મિ. કૉલિન્સની ઘરવાળી થઇ હોત. તેણે આજ ઓરડામાં તેની પાસે માગણી કરી હતી અને તે છોકરીએ ના પાડી. આનું પરિણામ એ આવ્યું છે કે, લેડી લ્યુકાસ, હું મારી છોકરીઓને પરણાવું તે પહેલાં પોતાની છોકરીને પરણાશે અને ' લૉંગબર્ન-નિવાસ ' હમેશને માટે વારસ વિનાનો અત્યારથી જ બની રહેશે. બહેન, લ્યુકાસવાળાંઓ ખરેખર ઘણાં કળાબાજ માણસો છે. તેઓ બધાં જે પોતાને મળે શકે તેની જ ઝડપ મારનારાં છે. તેમને વિષે આવું કહેવા માટે હું દિલગીર છું પણ તે એવું જ છે. હું મારા

પોતાના કુટુંબમાં આમ પાછી પાડું અને જે પાડોશીઓ બીજાં કોઇના કરતાં પહેલું પોતાનું જ હિત જુએ છે તેઓની સાથે રહેવું, એથી હું ઘણી ગભરાઉં છું અને કંગાલ બનું છું. એમ છતાં, હાલને વખતે તું અહીં આવી પહોંચી એ મને સૌથી વધારે રાહત ઉપજાવે છે અને લાંબી બાંહ્યો વિષે તું અમને જે કહે છે તેથી હું ઘણી ખુશી થઉં છું."

મિસિસ ગાર્ડીનરને આ ખબરનો સારાંશ જેઇન અને ઇલિઝાબેથ સાથે થોડાક વખત પહેલાં થયેલી વાતચિતમાં જણાવવામાં આવ્યો હતો એટલે તેણે પોતાની બહેનને જરાકજ જવાબ દીધો અને પોતાની ભત્રીજીઓ તરફની દિલસોજીને લીધે તેણે વાતનો વિષય વાળ્યો.

એ પછી ઇલિઝાબેથ સાથે જયારે તે એકલી પડી ત્યારે આ વિષય ઉપર તેણે વધુ વાતચિત કરી: "જેઇનને માટે એ યોગ્ય જોડી થઇ પડત, એવું મને લાગે છે. હું દિલગીર છું કે એ ચોકઠું પડી ભાગ્યું. પણ આવી બાબતો તો વારંવાર બને છે! બિચારી જેઇન! હું તેને વિષે એટલા માટે દિલગીર થાઉં છું કે તેનો સ્વભાવ જોતાં, તે એ વાત એકદમ વિસારે પાડી શકશે નહીં લિઝિ, તારીજ બાબતમાં આવું બન્યું હોત તો ઠીક થાત; તું તો તરતજ એ બધું ઠઠ્ઠા મશ્કરીમાં કાઢી નાંખત. પણ શું તને લાગે છે કે અમારી સાથે પાછી આવવા માટે તેને સમજાવી શકાય? સ્થળમાં ફેરફાર થશે, એથી તેને ઘણો લાભ થશે—ઘરથી કાંઇક છૂટકારો કદાચ કોઇ પણ વાતે તેને ઉપયોગી થઇ પડશે."

ઇલિઝાબેથ આ સૂચનાથી ઘણી જ ખુશી થઇ અને પોતાની બ્હેનના વહેલા છૂટકારા માટે તેને મોકલવાનું મન થયું. મિસિસ ગાર્ડીનરે ઉમેર્યું: " મને આશા છે કે, આ જુવાન માણસ વિષે કોઇ પણ વિચાર તેના મન ઉપર અસર કરશે નહીં. અમે શહેરના એવા અલગ ભાગમાં રહીએ છીએ તેમજ અમારી ઓળખાણો એવી જૂદી છે અને તું સારી રીતે જાણે છે કે, અમે ઘણાં ઓછાં બહાર જઇએ છીએ તેથી એ ઘણું બનવા જોગ છે કે તે યુવક પોતે જ ખરેખર તેને ચાહીને મળવા આવે નહીં ત્યાં સુધી તેઓનો કોઇવાર ભેટો થાય નહીં. "

" અને તેજ તદ્દન અશકય છે; કારણ તે અત્યારે તેના મિત્રના કબજામાં છે અને મિ. ડાર્સી લંડનના એવા ભાગમાં જેઇનને મળવા માટે તેને લગારે વાર મોકલશે નહીં ! મારી વહાલી કાકી, તમે એવી ધારણા શી રીતે રાખી શકો ? મિ. ડાર્સીએ કદાચ ગ્રેસચર્ચ મહોલ્લા જેવી જગ્યા વિષે સાંભળ્યુંજ હશે પણ જો તે તેમાં એકવાર દાખલ થાય તો તેની ગંદવાડમાંથી પોતાને ચોખ્ખો બનાવવા માટે તે એક મહિના સુધીની ન્હાવાની શુદ્ધતા ભાગ્યેજ પુરતી લેખશે; અને ખાત્રી રાખજો કે, મિ. બિંગ્લે કદિયે તેના વિના કયાંયે ખસતો નથી. "

" એમ હોય તો વળી વધારે સારૂં. હું આશા રાખું છું કે, તેઓ બિલકુલ મળશે નહીં. પણ શું જેઇન તેની બ્હેન સાથે કાગળ પત્રનો વહેવાર રાખતી નથી ? તેણીજ તેને મળવા આવ્યા વિના રહેશે નહીં."

" એ તો ઓળખાણ એકદમ પડતી જ મૂકશે. "

મિસ બેનેટે પોતાની કાકીનું ઇજન ઘણી ખુશીથી સ્વીકાર્યું અને એજ વખતે બિંગ્લેનાં કુટુંબીઓ વિષે તેના મનમાં માત્ર એજ બાબત શિવાય બીજો કાંઇ વિચાર ન હતો કે કેરોલિન તેના ભાઈ સાથે એકજ મકાનમાં રહેતી નહોવાની આશાથી પોતે મિ. બિંગ્લેને મળવાના ભય વિના પ્રસંગોપાત તેણીની સન્ડ્ સહવારનો વખત ગાળી શકશે.

ગાર્ડીનર કુટુંબ લૉંગબર્નમાં એક અઠવાડીઉં રહ્યું; અને ફિલિપ્સ કુટુંબ, લ્યુકાસ કુટુંબ અને બીજા અમલદારો સાથે દરરોજ તેઓને મુલાકાત થતી. મિસિસ બેનેટે પોતાનાં ભાઇ અને ભાભી માટે એવી કાળજીથી મુલાકાતોની ગોઠવણો કરી હતી કે, તેઓને એકકે દિવસ આખા કુટુંબ સાથે બેસીને જમવાનો અવકાશ મળ્યો ન હતો. જ્યારે તેઓ ઘેર જમવાનાં હતાં ત્યારે કેટલાક અમલદારો ઘણું ખરૂં તેમાં ભાગ લેતા—એ બધામાં મિ. વિકહામ તો અવશ્ય જમવા આવતોજ; અને એ પ્રસંગોએ, મિસિસ ગાર્ડીનર આગળ ઇલિઝાબેથે તેના સંબંધમાં ઘણુંજ લાગણી ભર્યાં વખાણ કર્યાં હોવાથી તે શંકીલી બનેલી હોવાથી તેમને બન્નેને બારીકાઇથી જોયાં કરતી. તેણીએ જે કાંઇ જોયું તે ઉપરથી તેઓ ઘણાં ગંભીર રીતે પ્રેમમાં હોય એમ ધાર્યા વિના, તેઓની એક બીજા માટેની પસંદગી તેણીને થોડીક અસ્વસ્થ બનાવવા માટે પુરતી જણાઈ હતી; અને પોતે હર્ટફોર્ડ શાયર છોડી જાય તે પહેલાં તેણીએ ઇલિઝાબેથને આ વિષયમાં કાંઇ કહેવાનો અને આવો પરિચય વધારવાની મૂર્ખાઇ તેને જણાવવાનો નિશ્ચય કર્યો.

વિકહામ તેના સામાન્ય ગુણોને બાજુએ મૂકીએ તોપણ મિસિસ ગાર્ડીનરને આનંદ આપવાના એક સાધન રૂપ હતો. આશરે દશ કે બાર વર્ષ ઉપર, તેણીના લગ્ન પહેલાં ડર્બીશાયરના જે ભાગમાં તે રહેલો હતો તેજ ભાગમાં તેણે કેટલોક વખત ગાળ્યો હતો. આથી તેઓને સામાન્યપણે કેટલીક ઓળખાણ હતી; અને જોકે પાંચ વર્ષ પહેલાં ડાર્સીના બાપના મરણ પછી વિકહામ ત્યાં થોડોક જ વખત રહેલો હતો, તોપણ હજીએ તેણીના આગલા મિત્રોની તાજી માહિતી તેણી મેળવી શકે તેના કરતાં પણ વધારે આપવાનું વિકહામની શક્તિમાં હતું.

મિસિસ ગાર્ડીનરે પેમ્બરલી જોયું હતું અને મર્હુમ મિ. ડાર્સીના ગુણોને તે બહુ સારી રીતે જાણતી હતી. પરિણામે અહીં વાતચિતનો ન ખૂટે એવો વિષય પડેલો હતો. પેમ્બરલીની પોતાની યાદગિરીઓ, વિકહામ જે બારિક વિગતો આપતો તેની સાથે સરખાવતાં અને તેના મર્હુમ માલિકનાં ચારિત્ર વિષે વખાણનાં વચનો વરસાવતાં, તેણી તેને આનંદ આપતી તેમજ પોતે પણ આનંદ મેળવતી. હાલના મિ. ડાર્સીની વિકહામ તરફની વર્ત્તણુક વિષે તેણીને ખબરો આપતાં, તેણીએ જ્યારે તે ગૃહસ્થ નાનો છોકરો હતો ત્યારે તેના કહેવાતા સ્વભાવ વિષે કાંઇક યાદ કરવાનો યત્ન કર્યો કે જે તેને સંમતિ આપનારૂં હતું; અને આખરે તે ચોક્કસપણે યાદ કરી શકી કે મિ. ફિટ્ઝવિલિયમ ડાર્સી પહેલાં એક ઘણો મગરૂર અને ખરાબ છોકરો કહેવાતો, એવું તેણીએ પોતે સાંભળેલું છે.

## પ્રકરણ ૧૯.

ગાર્ડીનર કુટુમ્બ અને જેઇન હર્ટફોર્ડશાયરમાંથી ગયાં ત્યાર પછી તરતજ મિ. કોલિન્સ તેમાં પાછો આવ્યો; પણ તે મિ. લ્યુકાસને ત્યાં રહેવા ગયો, તેથી તેનું આવવું મિસિસ બેને-ટને કાંઇ ઘણું અગવડ કરનારૂં નહોતું, તેનાં લગ્ન હવે ઘણાં નજ-દિક આવતાં હતાં અને આખરે તેણીએ એટલે સુધી નિવૃત્તિ મેળવી હતી કે તે ન ટાળી શકાય એવાંજ પોતે ધારતી હતી અને વળી વારંવાર તે કંટાળા ભરેલા અવાઝમાં કેહતી કે "પોતે ઇચ્છતી હતી કે તેઓ ભલે સુખી થાય." ગુરૂવાર લગ્નનો દિવસ ઠર્યો હતો અને બુધવારે મિસ લ્યુકાસ પોતાની છેલ્લી મુલાકાતે આવી અને જયારે તે જવા માટે રજા લેવા ઉઠી ત્યારે ઇલિઝા-બેથ પોતાની માતાની બિનમાયાળુ અને આનાકાનીભરેલી શુભેચ્છા-ઓથી શરમાઇને અને પોતે ખરેખરા અંતઃકરણથી લાગણીવાળી બની હતી તેથી તેણીની સાથે તે ઓરડાની બહાર તેને વળાવવા ગઇ. તેઓ નીચે સાથે ઉતરતાં હતાં ત્યારે શાર્લોટી બોલી: "ઇલિઝા, તારા તરફથી વારંવાર ખબરઅંતર મેળવવાનો હું આધાર રાખીશ."

"એ તને ચોક્કસ મળશે જ"

"અને મારે એક બીજી મહેરબાનીની માગણી કરવાની છે. તું મારે ત્યાં આવીશ અને મને મળીશ ?"

"હું આશા રાખું છું કે, હર્ટફોર્ડશાયરમાં આપણે વારંવાર મળતાં રહીશું."

"કેટલાક વખત સુધી હું કેન્ટ છોડીશ, એ બનવા જોગ નથી; આથી મને વચન આપ કે તુ હન્સફોર્ડમાં આવશે."

ઇલિઝાબેથ જોકે મુલાકાતમાં ઘણી થોડી મઝા મળશે એમ આગળથી જ જોઇ શકી તો પણ આ બાબતમાં ના પાડી શકી નહીં.

શાર્લોટીએ ઉમેર્યું: "મારા પિતાજી અને મેરી આ માર્ચ માસમાં મારે ત્યાં આવનાર છે; અને હું આશા રાખું છું કે તું પણ તે ટોળીમાં સામેલ થવા સંમતિ આપશે. ખરેખર, ઇલિઝા, એ બેમાંના એકને હું જેવો આવકાર આપીશ તેવોજ તને આપીશ."

લગ્ન થયાં; દેવળના દરવાજા આગળથી વરવહુ કેન્ટ ખાતે જવા ઉપડી ગયાં અને દરેક જણને હમેશની પેઠેજ એ વિષયમાં એટલું બધું કહેવાનું અથવા તો સાંભળવાનું હતું. ઇલિઝાબેથને તેની સહીપણીએ તરતજ કાગળ લખ્યો અને તેમનો પત્રવહેવાર જેવો જોઇએ તેવો નિયમિત અને વખતો વખતનો થઇ પડયો અને તે એક સરખી રીતે સંકોચવાળો હોવો જોઇએ, એ અશકય હતું. ઇલિઝાબેથ કદિ એ લાગણી વિના લખી શકતી નહીં કે ગાઢપણાની બધી મઝા જાણે પૂરી થઇ હોય, અને જોકે પત્ર વહેવારમાં ઢીલ કરનાર તરીકે નહીં ગણાવાનો તેણે નિર્ણય કર્યો હતો તો પણ જે હતું તેના કરતાં જાણે જે થઇ ગયું છે તેને માટેજ બધું લખાતું હતું. શાર્લોટીના પહેલા કાગળો ઘણીજ આતુરતા સાથે તે સ્વીકારતી; તેણી પોતાના નવા ઘર વિષે શું કહે છે; લેડી કેથેરિનને તે કેવી રીતે પસંદ કરે છે અને પોતે

કેવી સુખી છે તે માટે પોતાની મેળે શું કહેવાની તે હિમ્મત કરે છે–એ બધું જાણવાની જીજ્ઞાસા વિના બીજું કાંઇ હોઇ શકેજ નહીં,–જોકે જયારે કાગળો વાંચવામાં આવ્યા ત્યારે ઇલિઝાબેથને લાગ્યું કે શાર્લોટી દરેકે દરેક મુદ્દા ઉપર ચોક્કસપણે પોતે અગાઉથી ધાર્યું હોય તેવી રીતેજ બધું લખતી હતી. તે ઘણી ખુશાલીથી લખતી; જાણે મઝાઓથી વીંટળાયલી હોય એમ દેખાડતી અને જે બાબતને પોતે વખાણી શકે નહીં તેનો ઇસારો પણ કરતી નહીં. ઘર, સરસામાન, આડોશીપાડોશીઓ અને રસ્તાઓ–બધાંએ સખીપણાવાળાં અને લાભદાયી હતાં. હન્સફોર્ડ અને રોઝિંગ્ઝનો મિ. કોલિન્સે આપેલો ચિતારજ ઠાવકાશપણાથી તે મીઠી શૈલીમાં લખતી; અને ઇલિઝાબેથે જોયું કે બાકીનું જાણવા માટે મારી પોતાનીજ મુલાકાત સુધી મારે થોભવું જોઇએ.

જેઇને લંડનમાં પોતે સુખરૂપ પહોંચી છે, એવું જાહેર કરનારી થોડીક લીંટીઓ કયારનીયે પોતાની બહેનને લખી હતી; અને જયારે તે બીજીવાર લખશે ત્યારે ઇલિઝાબેથે આશા રાખી કે બિંગ્લે કુટુંબીઓ વિષે કાંઇપણ કહેવાનું બળ તેનામાં આવશે.

આ બીજા કાગળ માટેની તેની અધીરાઇ, જેવી સારી રીતે અધિરાઇનો ઘણું ખરૂં બદલો મળે છે તેવીજ, નીવડી. જેઇનને એ શહેરમાં ગયે એક અઠવાડીયું થયું તોપણ કેરોલિન તરફથી તેણે કાંઇ સાંભળ્યું ન હતું અથવા તો તે તેને મળી પણ ન હતી; એમ છતાં તેનું કારણ તેણીએ એ ધારી લીધું કે લૉગબર્નથી પોતાનો જે કાગળ તેના ઉપર લખાયો હતો તે કાંઇ

અકસ્માતથી ખોવાઈ ગયો હશે. કાગળમાં તેણે ઉમેર્યું હતું કે, ‘મારાં કાકી આવતી કાલે શહેરના તે ભાગમાં જવાનાં છે અને હું ગ્રોસવેનોર મહેલ્લામાં જવાની તક લઇશ.”

એ મુલાકાત તેણે લીધા બાદ ફરીથી પત્ર લખ્યો અને તે મિસ બિંગ્લેને મળી હતી. તેના શબ્દો આ હતા: “કેરોલિન ખુશમિઝાઝમાં હોય એમ મને લાગ્યું નહીં. પણ મને જોઇને તે ઘણી ખુશી થઇ અને હું લંડન આવવાની છું એની કાંઇ ખબર તેને આપી નહીં તે માટે તેણે મને ઠપકો આપ્યો; આથી હું ખરી ઠરી; મારો છેલ્લો કાગળ તેને મળ્યો જ ન હતો. મેં અલબત્ત તેના ભાઈની ખબરઅંતર પૂછી. તે શરીરે સારા છે પણ મિ. ડાર્સી સાથે એટલા બધા કામકાજમાં ગૂંથાયલા રહે છે કે તેણીયે પણ તેને ભાગ્યેજ જોયા છે. મેં જોયું કે મિસ ડાર્સીના જમવા આવવાની તેઓ રાહ જોતી હતી. હું ઇચ્છું છું કે મેં તેને જોઇ હત તો ઠીક થાત. કેરોલિન અને મિસિસ હર્સ્ટ બહાર જતાં હતાં એટલે મારી મુલાકાત લાંબો વખત પહોંચી નહીં. હું ખાત્રીથી કહું છું કે– હું થોડાજ વખતમાં તેઓને અહીં મળવા આવેલાં જોઇશ.”

આ કાગળ વાંચીને ઈલિઝાબેથે પોતાનું માથું ધુણાવ્યું. તેને ખાત્રી થઇ કે, અકસ્માતથી માત્ર મિ. બિંગ્લે એજ જોઈ શકશે કે તેની બહેન તે શહેરમાં આવી છે !

ચાર અઠવાડીઆં વીતી ગયાં અને જેઇનને કદિ તેની મુલાકાત થઈ નહીં. તેણે પોતાના મનને એવી રીતે મનાવવાની કોશિષ કરી કે એથી પોતાને કાંઈ દિલગીરી ઉપજી નથી, પણ

મિસ બિંગ્લેની ગેરકાળજી તરફ તે લગીરવાર પણ આંખ મીચામણી કરી શકી નહીં. એક પખવાડીઆ સુધી દરરોજ સહવારે ઘરમાં રહીને તેની રાહ જોયા પછી અને દરરોજ સાંજે તેના સંબંધમાં તાજુંજ કોઈક કારણ શોધી કાઢયા બાદ આખરે તેણીએ દેખા દીધી, પણ થોડીકજ વાર સુધી તેનું રોકાવું થયું અને એમ છતાં વળી, તેની રીતભાતમાં થયેલા ફેરફાર જેઇનને જરાકે વાર છેતરી શકયાં નહીં.

એ અરસામાં મિસિસ ગાર્ડીનરે ઇલિઝાબેથને વિકહામ સંબંધમાં તેના વચનની યાદ આપી અને સમાચાર માટે ઈંતેજારી બતાવી; અને ઇલિઝાબેથ કને એવા સમાચાર હતા કે જે તેને પોતાને સંતોષ આપે તેના કરતાં તેની કાકીને વધારે સંતોષ આપે. વિકહામનું આવવું જવું લગભગ બંધ પડી ગયું હતું. તેણે માયાપ્રીત ઓછી કરી દીધી હતી. તે બીજી કોઇકને વખાણતો હતો. ઇલિઝાબેથ આ બધું જોવામાં પુરતી કાળજીવાળી હતી અને પોતાના આડંબરને લીધે તે એમ માનવાને સંતોષ પામી હતી કે જો નસિબે યારી આપી હોત તો તેણી પોતેજ માત્ર તેની પસંદગી થઇ પડી હોત. જે યુવતી તરફ હમણાં વિકહામ માયાકુળ બન્યો હતો તેને અચાનક દશહઝાર પોંડનો વારસો મળ્યો હતો. એ તેનું ખાસ ધ્યાન ખેંચનારૂં મોહક તત્વ હતું; પણ ઇલિઝાબેથ શાર્લોટીના દાખલા કરતાં કદાચ આ દાખલામાં ઓછું સ્પષ્ટ જોઈ શકયાથી તેની સ્વતંત્રતાની ઈચ્છા માટે તેની સાથે વઢી પડી નહીં. આનાથી ઉલટું બીજું કાંઇ પણ વધુ કુદરતી હોઇ શકે નહીં અને પોતાને છોડી જવામાં તેના મનમાં

કાંઇંક અઘડાઓ ઉઠયા હશે, એવું ધારવાને તે જ્યારે શક્તિમાન થઇ ત્યારે તે બન્નેને માટે ડહાપણ ભરેલું અને ઇચ્છવા જોગ પગલું ભરવા દેવાને તૈયાર થઈ અને ઘણા અંતઃકરણપૂર્વક તે સુખી થાય એમ ઇચ્છી શકી.

---

## પ્રકરણ ૨૦

લૉંગબર્નના કુટુમ્બમાં આ શિવાય વધુ મોટા બનાવો બન્યા વિના અને કોઇ કોઇ વાર મેરિટન સુધીની મુસાફરીથી જરાક દૂરના દેખાવો કોઇ વાર ખરાબ અને કોઇ વાર ઠંડીમાં હવામાં જોવા જવા શિવાયના બીજા બનાવો વિના જાન્યુઆરી અને ફેબ્રુઆરી પસાર થઇ ગયા. માર્ચમાં ઇલિઝાબેથને હન્સફોર્ડ જવાનું હતું. પહેલાં તો તેણે ત્યાં જવા વિષે ઘણા ગંભીરપણાથી વિચાર કર્યો ન હતો. પણ તેણે તરતજ જોયું કે, શાર્લોટી તે યોજના ઉપરજ વિશ્વાસ રાખી બેઠી હતી અને ધીમે ધીમે તેણે ત્યાં જવાનું ઘણી ખુશાલીથી તેમજ ઘણી ચોક્કસાઇથી વિચાર્યું. ગેરહાજરીથી તેને શાર્લોટીને જોવાની ઇચ્છા વધી હતી અને મિ. કોલિન્સ તરફનો કંટાળો ઓછો થયો હતો. એ ગોઠવણમાં નવીનપણું હતું અને આવી મા અને આવી સહવાસ ન કરી શકાય એવી બહેનોને લીધે ઘર દોષ વિનાનું ન રહી શકે તેથી થોડોક હવા ફેર તેને પોતાને માટે આવકાર નહીં આપવા જોગ નહોતો. એ મુસાફરીથી વળી પોતે જેઇનને ત્યાં પણ ડોકીઉં ફરી આવી શકે

અને ટુંકમાં, જેમ જેમ વખત પાસે આવતો ગયો તેમ કોઈ જાતની ઢીલ થાત તો તે ખચિત ઘણી દિલગીર થાત. એમ છતાં, બધું ખરેખર પાર ઉતર્યું અને શાર્લોટીની પ્રથમની રૂપરેખા પ્રમાણે બધું નક્કી થયું. સર વિલિયમ અને તેમની બીજી પુત્રી સાથે ઇલિઝાબેથ જવાની હતી. લંડનમાં એક રાત્રિ ગાળવાનો સુધારો વખતસરજ તે યોજનામાં કરાયો અને યોજના એક એવી સંપૂર્ણ બની કે જેવી તે બનવી ઇષ્ટ હતી.

ફક્ત એક દુઃખ હતું તેના પિતાથી વિખૂટાં પડવાનું. તેમનો વિયોગ તેને ખરેખર સાલે એમ હતું અને જ્યારે જવાનું નક્કી થયું ત્યારે તેમને તેનું જવું એટલું બધું ઓછું પસંદ પડયું કે તેમણે તેણીને પત્ર લખવાનું કહ્યું તથા પોતે વળતો જવાબ આપશે એમ વચન આપ્યું. મિ. વિકહામ પાસેથી તેણીને વિદાયગિરી પૂરેપૂરી મિત્રતા ભરેલી મળી—તેની પોતાની તરફની તો વળી ખાસ તેવી હતી. હાલનો તેનો પ્રેમનો ધંધો તેને એ વિસરાવી શકયો ન હતો કે, ઇલિઝાબેથ તેનું ધ્યાન ખેંચવા અને ભોગવવામાં સૌથી પહેલી હતી, તેનું કહેવું સાંભળવામાં અને તેના પ્રત્યે દિલસોજી કરવામાં પહેલી હતી અને વખાણવા જોગ પણ તે પહેલીજ હતી અને તેણીને છેલ્લી સલામ કરવાની રીતમાં તેણીને દરેક મઝાઓ મળે એમ ઇચ્છતાં, લેડી કેથેરિન ડી બર્ગમાં તેણીએ કેવી આશાઓ રાખવાની હતી તેની યાદ આપતાં અને તે બાઇ સંબંધી તેમનો અભિપ્રાય—દરેક જણનો અભિપ્રાય હમેશાં એક સરખોજ મળતો આવશે એવો વિશ્વાસ રાખતાં, તેનામાં દિલાસાભરી ચિંતાની લાગણી જણાતી હતી; જેથી તેણીને

લાગ્યું કે મારે પોતે હમેશાં તેના તરફ ઘણીજ સહૃદય લાગણીથી માયાળુતા બતાવવી જોઇશે અને તેને તેનાથી વિખૂટા પડતાં એ નક્કી લાગ્યું કે, તે પરણેલો હો યા કુવારો, પણ એક મિલનસાર અને ખુશકારક વ્યક્તિના નમૂના રૂપ તે હમેશાં પોતાના દિલમાં રહેશે.

તેની સાથે મુસાફરી કરનારાંઓ બીજે દિવસે વિકહામને ઓછો મિલનસાર ધારવાનું તેણીના મનમાં લાવે એવી જાતનાં ન હતાં. સર વિલિયમ લ્યુકાસ અને તેની છોકરી મેરીઆ, ખુશ મિઝાજી છોકરી હતી, પણ સર વિલિયમના જેવીજ ખાલી મગજની હતી. તેણીને સાંભળવા જોગ કાંઇ પણ કહેવાનું ન હતું અને તેમને સાંભળવામાં ગાડીના ચીંચવાટના જેવીજ મઝા પડતી. ઇલિઝાબેથને વિચિત્રતા પસંદ હતી, પણ સર વિલિયમની વિચિત્રતાથી તે લાંબાં વખતથી માહિત હતી. પોતાને દરબારમાં આવકાર આપ્યાની ક્રિયા અને ખિતાબ આપવાની ક્રિયાની અજાયબીઓ વિષે તેને કાંઇ પણ નવીન કહેવાનું ન હતું અને તેનું વિનયીપણું, તેના સમાચાર જેવુંજ કંટાળા ભરેલું લાગતું.

તે માત્ર ચોવિસ માઇલની એક મુસાફરી હતી અને તેઓ સહવારના વહેલાં નીકળેલાં તેથી ગ્રેસચર્ચ મહોલ્લામાં બપોરે પહોંચી ગયાં. મિસિસ ગાર્ડીનરના મકાન આગળ આવી પહોંચતાંજ જેઈન દીવાનખાનાની બારીમાંથી તેમના આવવાની વાટ જોતી જણાઇ; તેઓ અંદરના રસ્તામાં દાખલ થયાં કે તરતજ તેમને તે આવકાર આપવા આવી અને ઇલિઝાબેથ, તેના મ્હોં તરફ લાગણી ભરેલી રીતે જોતી, તેણીને હમેશના જેવી તંદુરસ્ત અને પ્રેમજનક જોઇને ખુશી થઈ. દાદરા ઉપર નાનાં છોકરાં–છોકરી-

ઓનું લાવલશ્કર ખડું હતું. તેઓ પોતાની પિત્રાઇ બહેનને જોવા એવાં તલપી રહ્યાં હતાં કે દીવાનખાનામાં થોભી શકયાં ન હતાં અને તેઓએ તેને બાર મહિનાથી જોઈ ન હોવાથી એવાં ઓસંગાતાં હતાં કે, વધારે નીચે ઉતરી આવતાં અટકી પડયાં હતાં. બધે આનંદ અને માયાળુપણું દીસતું હતું; દિવસ અત્યંત આનંદમાં વીતી ગયો, સહવાર ધોંધાટ અને બજાર–ખરીદીમાં અને સાંજ એકાદ નાટકશાળામાં પસાર થયાં.

ઇલિઝાબેથે ત પછી પોતાની કાકી પાસે બેસવું ઠીક ધાર્યું. તેમનો પહેલો વિષય તેની બહેનનો હતો અને તેને પોતાની બારિક પૂછપરછના જવાબ સાંભળવામાં અજાયબી ઉપજે તેના કરતાં તેના મનમાં એથી વધારે દુઃખ ઉપજયું કે, જોકે જેઇન હમેશાં પોતાની લાગણીઓ ટકાવવા ફાંફાં મારતી તોપણ ગમગીનીના સમયો વચ્ચે નડયા હતા. એમ છતાં, એ આશા રાખવી વાજબી હતી કે તે લાંબો વખત ટકશે નહીં. મિસિસ ગાર્ડીનરે તેણીને મિસ બિંગ્લેની ગ્રેસચર્ચ મહોલ્લાની મુલાકાતની વિગતો પણ કહી સંભળાવી અને જેઈન તથા પોતાની વચ્ચે જૂદા જૂદા વખતોએ થયલી વાતચીત કહી, જે ઉપરથી એમ સાબિત થયું કે, જેઇને પોતાના અંતઃકરણથી એ લોકોની ઓળખાણ પડતી મૂકી છે.

નાટક પૂરૂં થતાં તેઓ છૂટાં પડે ત પહેલાં તેણીને તેના કાકા અને કાકી જેઓ ઉન્હાળામાં મઝા ભોગવવા બહાર ગામ જવાનાં હતાં ત્યાં તેમની સાથે જવાના નિમંત્રણનું અણચિંતવ્યું સુખ મળ્યું.

મિસિસ ગાર્ડીનરે કહ્યું: “ અમે ક્યાં સુધી જઇશું તે વિષે ચોક્કસ ઠરાવ કર્યો નથી; પરંતુ કદાચ ‘સરોવરો’ સુધી જઇશું.”

ઇલિઝાબેથને બીજી કોઈ ગોઠવણ આથી વધુ પસંદ કરવા જોગ ગમી હોત નહીં અને નિમંત્રણનો તેણે કરેલો સ્વીકાર તરતજ આભાર સાથે વધાવી લેવાયો.

---

## પ્રકરણ ૨૧.

---

બીજા દિવસની મુસાફરીમાં ઇલિઝાબેથને દરેક બાબત નવી અને રસભરી લાગી અને તેનો મિઝાઝ આનંદમાં વહેતો હતો; કારણ તેણે પોતાની બહેનને એવી તો સારી જોઇ હતી કે જેથી તેણીની તંદુરસ્તીની દહેશત દૂર થઇ હતી અને ઉત્તર તરફની મુસાફરીની આશાઓ તેણીને આનંદના હમેશના જથ્થારૂપ થઇ પડી.

સરિયામ રસ્તો મૂકીને જેવાં તેઓ હન્સફોર્ડની ગલીમાં પેઠાં કે દરેક જણની આંખ, ધર્મશિક્ષકના મકાનની શોધ કરવા લાગી અને દરેક વાંક આવતાં તે દેખાય એવી આશાઓ રખાઈ. રોઝિંગ્ઝ બાગનો ફીકકો રંગ, તેમની એક બાજુની સરહદ્દ હતી. તેનાં રહેવાસીઓ માટે ઇલિઝાબેથે જે બધું સાંભળ્યું હતું તે યાદ કરતાં તેણીને મનમાં હસવું આવ્યું. આખરે તે મકાન બીજાથી અલગ પડતું જોઇ શકાયું. રસ્તા તરફ ઢળતો બગીચો, તેમાં આવેલી ઇમારત, હરિયાળો રંગ, ઝાડોની વેલોનો વાડ–એ બધાંએ

જાણે જાહેર કર્યું કે તેઓ આવી પહોંચ્યાં છે. મિ. કોલિન્સ અને શાર્લોટી દરવાજા ઉપર દેખાયાં અને ગાડી એક નાના દરવાજા આગળ ઉભી, જયાંથી તેઓ નાની પગદંડી ઉપર થઇને ઘરમાં આખી મંડળીના આવકાર અને ખીલખીલાટ વચ્ચે જઇ પહોંચવાનાં હતાં. એક પળમાં તે બધાં, એક બીજાને જોઇને ખુશી થતાં, ગાડીમાંથી બહાર આવ્યાં. મિસિસ કોલિન્સે પોતાની સખીને ઘણાજ ખુશ મિઝાજથી આવકાર આપ્યો અને જયારે પોતે આવા પ્રેમથી આવકાર પામી એમ ઇલિઝાબેથે જોયું ત્યારે તે આવવા માટે વધારેને વધારે સંતોષ પામી. તે તરતજ પામી ગઇ કે, તેના પિત્રાઈ ભાઇની રીતભાતમાં પરણ્યા પછી જરાકે ફેરફાર થયો ન હતો; તેનું પહેલાંનું વિનયીપણું જેવું ને તેવુંજ હતું અને તેણે તેને દરવાજા પાસે થોડીક ક્ષણ ઉભી રાખીને તેના આખા કુંટુંબની પૂછપરછ કરી, તે સાંભળીને, સંતોષ મેળવ્યો. એ પછી તે દાખલ થવાના દરવાજાની ચોખ્ખાઈ તરફ ધ્યાન ખેંચવા શિવાયની બીજી કાંઇ ઢીલ કર્યા વિના તેમને મકાનમાં લઇ ગયો અને જેવાં તેઓ દીવાનખાનામાં પેઠાં કે તરતજ તેણે તેમને બહારની નમનતાઇથી પોતાની નાની સરખી મહૂલીમાં આવકાર આપ્યો અને નાસ્તાને માટે પોતાની સ્રીની બધી માગણીઓ સ્વીકારવા આગ્રહ કર્યો.

ઇલિઝાબેથ તેની ભવ્યતા જોવા તત્પર હતી પણ તે એવો ખ્યાલ લાવ્યા વિના રહી શકી નહીં કે, તે ખંડનો સારો ભાગ તેના દેખાવ અને સરસામાનમાં બતાવવામાં તેણે ખાસ કરીને તેણીને સંબોધીને વાતચીત કરી, જાણે કે તેનો પોતાનો તેણે

અસ્વીકાર કર્યો હતો તેથી ઇલિઝાબેથને પશ્ચાતાપ થાય. પણ જોકે બધુંયે ચોખ્ખું અને સગવડભર્યું જણાતું હતું તોપણ તે પસ્તાવાનો એકકે નિસાસો નાંખી તેને ખુશી કરી શકી નહીં અને ઉલ્ટી પોતાની સખી તરફ એવી અજાયબીથી જોવા લાગી કે, આવા ભરથાર સાથે આવો ખુશનુમા ચહેરો તે કેમ રાખી શકી હતી! જયારે મિ. કોલિન્સ એવું કાંઈ કહેતો કે જેથી તેની વહુને વાજબી રીતે શરમ આવે કે જે ખરેખર એકાએક હતું ત્યારે તે તેની ઇચ્છા વિના પોતાની આંખ શાર્લોટી તરફ ઠારતી. એક અથવા બે વખત તે ફીક્કી લજ્જા બતાવી શકી; પણ સાધારણ રીતે શાર્લોટી ડહાપણ ભરેલી રીતે તે સાંભળતી નહીં. તેઓ આમાંનો દરેક સામાન ખૂણામાંની છાજલીથી તે ચૂલામાંના પતરા સુધી વખાણવા માટે લાંબો વખત બેઠાં બાદ મિ. કોલિન્સે તેમને પોતાનો મોટો અને સુંદર બાગ કે જેમાં ઝાડો ઉગાડવા વિગેરેનું કામ તે પોતે કરતો હતો તેમાં ફરવા માટે અને તેમની મુસાફરીનું તેમજ લંડનમાં જે બધું બન્યું હતું તેનું વર્ણન આપવા માટે તેમને નિમંત્રણ કર્યું. બાગમાં કામ કરવામાં તે માનવંતી ખુશાલી મેળવતો હતો; અને શાર્લોટી પોતાના ચહેરામાં સંયમનો ભાવ રાખીને કસરતથી મળતી તંદુરસ્તી વિષે વાતચિત કરવા લાગી ત્યારે ઇલિઝાબેથે તેનાં વખાણ કર્યા અને કબૂલ કર્યું કે, પોતે બની શકતી રીતે તે ઉત્સાહ આપવા જોગ ગણતી હતી. અહીં દરેક રસ્તામાંથી અને વાંકાચૂંકા રસ્તામાં તેમને લઇ જઇને અને જે વખાણ પોતે ચહાતો હતો તે તેમને મોઢેથી કહેવા દેવાનો ભાગ્યેજ અવકાશ આપતો, તે દરેક દેખાવ એવી બારિકાઇથી ચીંધી બતાવવા લાગ્યો કે જેથી સુંદરતા તો તદ્દન પછાતજ રહી ગઈ. દરેક દિશામાંનાં ખેતરોની સંખ્યા તેણે ગણાવી

અને ઘણાજ દૂરના જૂથમાં કેટલાં ઝાડવાં હતાં તે પણ ગણી બતાવ્યાં. તેના બાગમાં અથવા તેના ગામમાં અથવા રાજ્યમાં જે સઘળા દેખાવો માટે મગરૂર થવાય તેમાં કોઇ રોઝિંગ્ઝની ખુબી સાથે સરખાવી શકાય એવાં ન હતાં. તેની લગભગ સામે બાગના છેડા સુધી પહોંચતાં ઝાંડોમાં એક પ્રવેશદ્વાર આવેલું હતું. એ મકાન એક સુંદર ચાલુ ઢબનું મકાન હતું અને ઉંચી જમીન ઉપર આવેલું હતું.

બાગમાંથી મિ. કોલિન્સ તેઓને પોતાનાં બે મેદાનોની આસપાસ ફેરવવા લઇ ગયો હોત: પરન્તુ સ્ત્રીઓ પાસે સફેદ ઝાકળનો બાકીનો ભાગ સહન કરી શકવાના જોડા ન હોવાથી તેઓ પાછી ફરી અને જયારે સર વિલિયમ તેની સાથે ગયો ત્યારે શાર્લોટી પોતાના ભરથારની મદદ વિના ઘર બતાવવાની તક આવેલી જોઇને કદાચ ઘણીજ ખુશી થતી પોતાની બહેન અને સખીને લઇને ઘરમાં આવી. તે મકાન નાનું પણ સારી બાંધણીનું અને સગવડ ભર્યું હતું અને દરેક વસ્તુ સ્વચ્છતાથી અને જેમ ગોઠવવી જોઇએ તેમ પુરતી રીતે ગોઠવેલી હતી, જે માટે ઇલિઝાબેથે શાર્લોટીને બધો યશ આપ્યો. જયારે મિ. કોલિન્સ ભૂલી શકાયો ત્યારે ખરેખર સર્વત્ર રાહતનો સારો દેખાવ જણાયો અને શાર્લોટી તેની દેખીતી મઝા ભોગવતી હોવાથી ઇલિઝાબેથે ઇચ્છયું કે તે વારંવાર વિસરાઇ જવાવો જોઇએ.

તેણે કયારનુંયે એ જાણ્યું હતું કે લેડી કેથેરિન હજી પણ તે ગામડામાં હતી. તેઓ જયારે જમતાં હતાં ત્યારે ફરીથી એ વિષે કહેવામાં આવ્યું, જયારે મિ. કોલિન્સે તે વાતમાં ભળતાં

કહ્યું: “ હા, મિસ ઇલિઝાબેથ, આવતા રવિવારે દેવળમાં તમને લેડી કેથેરિન ડી બર્ગને મળવાનું માન મળશે અને તમે તેમના મેળાપથી ખુશી થશો, એ કહેવાની હું જરૂર જોતો નથી. તેઓ ઘણાંજ સભ્ય અને માયાળુ છે અને મને બિલ્કુલ શંકા નથી કે જ્યારે બંદગી પૂરી થશે ત્યારે તમને તેમની માયાળુ નજરના થોડાક ભાગનું માન મળશે. મને એ કહેવામાં લગારે આનાકાની થતી નથી કે, તેઓ અહીં રહે છે તે દરમ્યાન જે દરેક નિમન્ત્રણનું માન તેઓ અમને આપે છે તેમાં તેઓ તમને અને મારી બહેન મેરીઆને પણ સામેલ કરશે. મારી વહાલી શાર્લોટી પ્રત્યેની તેમની વર્ત્તણુંક ખરેખર મોહક છે. દરેક અઠવાડીઆમાં અમે રોઝિંગ્ઝ ખાતે બે વખત જમીએ છીએ અને કદિ પણ અમને ઘેર ચાલીને આવવા દેવાતાં નથી. તે નામદાર બાનુની ગાડી નિયમિત રીતે અમારે માટે જોડાવવામાં આવે છે. મારે કહેવું જ જોઈએ કે, તે નામદાર બાનુની ગાડીઓમાંની એક, કારણ કે તેમની પાસે કેટલીયે છે. ”

“ લેડી કેથેરિન ખરેખર એક ઘણાં માનવંતાં અને સમજુ સ્ત્રી છે તેમજ સૌથી વધુ ધ્યાન આપનાર પાડોશી છે, ” શાર્લોટીએ ઉમેર્યું.

“ મારી વહાલી, ઘણુંજ સાચું છે. હું જે કહું છું તેને બરોબર તે મળતું છે. તે એવી જાતનાં એક બાનુ છે કે જેમના તરફ ઘણાજ વિરોધ ભાવની લાગણીથી કોઇ વર્ત્તી શકે નહીં. ”

સાંજનો વખત મુખ્યત્વે કરીને હર્ટફોર્ડશાયરના સમાચાર ઉપરનાં ગપ્પાંસપ્પાંમાં પસાર થયો, અને જે કયારનુંયે લખાઇ

ચૂકયું હતું તે બધુંયે ફરીથી કહેવામાં આવ્યું અને તે બધું પૂરૂં થયું ત્યારે ઇલિઝાબેથને પોતાની ઓરડીના એકાન્ત ભાગમાં, શાર્લોટીના સંતોષની હદ ઉપર, પોતાને ચેતીને ચાલવા માટે અને તેના પતિ સાથે શાન્તિથી વર્ત્તવા માટે તેનું કહેવું સમજવા ઉપર અને એ બધુંયે બહુ સારી રીતે થયું છે એવું કબૂલ કરવા ઉપર વિચાર કરવાની જરૂર પડી. વળી પોતાની મુલાકાત કેવી રીતે પૂરી થશે તે વિષે, તેમની હમેશની મઝાઓની શાન્ત વલણ વિષે, મિ. કોલિન્સની ખીજવાટ ઉપજાવે એવી વચ્ચે બોલવાની ટેવ વિષે અને રોઝિંગ્ઝ સાથેના તેમના વહેવારના આનંદ વિષે તેને અગાઉથી કેટલોક અભિપ્રાય બાંધવાનો હતો. એક રમુજ ઉપજાવનારી કલ્પનાથી એ બધા વિષે તરત જ તેણે નિર્ણય કરી લીધો.

બીજે દિવસે બપોરે જેવી તે ફરવા જવા માટે પોતાના ખંડમાં તૈયાર થતી હતી કે તરત જ નીચેથી આવતો એક ઓચિંતો અવાઝ, આખું ઘર ધાંધલમાં પડયું હોય, એમ જણાવવા લાગ્યો; અને થોડીકવાર સુધી સાંભળ્યા બાદ, તેણે કોઇકને ભારે ઉતાવળથી મેડીએ ચઢતું અને પોતાને મોટેથી બૂમો પાડતું સાંભળ્યું. તેણે બારણું ઉઘાડયું અને મેરીઆ ઉતરવાની જગ્યાએ મળી કે જે જુસ્સાને લીધે હાંફતી હાંફતી મોટેથી કહેવા લાગી: " ઓ મારી વહાલી ઈલિઝા ! મહેરબાની કરીને ઉતાવળ કરો અને જમવાના ઓરડામાં ચાલો; કારણ ત્યાં કેવો સરસ દેખાવ જોવાનો છે ! એ શો છે તે હું નહીં કહું. ઉતાવળાં થાઓ, અને હમણાં જ નીચે ચાલો. "

ઇલિઝાબેથે પૂછેલા સવાલો નકામા નીવડયા. મેરીઆએ તેને વધારે કાંઇ કહ્યું નહીં અને શી અજાયબી હતી તે શોધવા તેઓ નીચે જમવાના ઓરડામાં દોડી ગયાં, જે ઓરડો ગલીની સામે આવેલો હતો. તે અજાયબીનો દેખાવ, બાગના દરવાજા આગળ એક નીચી ઘોડાગાડી આગળ ઉભી રહેલી બે સ્ત્રીઓનો હતો.

ઇલિઝાબેથ બોલી ઉઠીઃ "અને આ જ બધું છેને? હું કાંઇ નહીં તો એ આશા રાખતી હતી કે, ડુક્કર બાગમાં ઘુસી ગયાં હશે અને અહીં તો લેડી કેથેરિન અને તેની છોકરી શિવાય બીજાં કોઇ નથી!"

મેરીઆ, આ ભૂલથી તદ્દન અજાયબી પામી બોલીઃ "જુઓ! મારાં વહાલાં, એ કાંઈ લેડી કેથેરિન નથી. એ બુઢ્ઢી બાઇ મિસિસ જેન્કિન્સન જે તેમની સાથે રહે છે, તે છે; બીજી તો મિસ ડી બર્ગ છે. જરા તેના તરફ તો જુઓ. તે બરોબર એક નાની ઢીંગલી છે. કોણે એમ ધાર્યું હશે કે તે આવી દુબળી અને નાનકડી હશે?"

"આ બધા પવનમાં શાર્લોટીને ઘરની બહાર ઉભી રાખે છે, એ કંટાળા ભરેલું જંગલીપણું છે. શા માટે તે અંદર આવતી નથી?"

"અરે! શાર્લોટી કહે છે કે તે ભાગ્યેજ કદિ અંદર આવે છે. જયારે મિસ ડી બર્ગ ઘરમાં આવે છે ત્યારે તેણે સૌથી મોટી મહેરબાની બતાવેલી ગણાય છે."

ઇલિઝાબેથને બીજા વિચારો સ્ફુર્યાથી તે બોલીઃ "હું તેનો ઘાટ પસંદ કરૂં છું. તે માંદી અને ખીજવાયલી લાગે છે. હા,

ખિઝ્ઝીને માટે તે ઘણી સારી થઇ પડશે. તે તેની ઘણી યોગ્ય વહુ થઇ પડશે."

મિ. કોલિન્સ અને શાલોટી દરવાજા આગળ ઉભાં ઉભાં તે સ્ત્રીઓ સાથે વાતો કરતાં હતાં અને ઇલિઝાબેથે અજાયબી ભરેલી આડી નજરથી જોયું કે, સર વિલિયમ પોતાની સન્મુખ જે મહાન્ વ્યક્તિ હતી તેના સૌથી વધુ સહૃદયી વિચારમાં બારણામાં ઉભો હતો અને જયારે જયારે મિસ ડી બર્ગ તે બાજુએ જોતી ત્યારે વારંવાર તે નમન કરતો હતો.

આખરે કાંઇ વધારે કહેવાનું રહ્યું નહીં; તે સ્ત્રીઓની ગાડી આગળ ચાલી અને બીજાંઓ ઘરમાં પાછાં આવ્યાં. મિ. કોલિન્સે જેવી આ બે છોકરીઓને જોઈ કે તરત જ તેમના સારા ભાગ્ય માટે તે તેમને મુબારકબાદી આપવા લાગ્યો, જે વિષે શાલોટીએ તેમને જણાવતાં ખુલાસો કર્યો કે આવતી કાલે આપણા આખા કુટુમ્બને રોઝિંગ્ઝમાં જમવાનું કહેવામાં આવ્યું છે.

---

## પ્રકરણ ૨૨.

---

આખો દિવસ અથવા બીજી સહવારે રોઝિંગ્ઝની તેમની મુલાકાત શિવાય બીજી કોઇ પણ વાતચિત ભાગ્યેજ થઇ હશે. મિ. કોલિન્સ સંભાળ ભરેલી રીતે તેમણે શેની શેની આશાઓ રાખવાની હતી તેની તેમજ અમુક ઓરડાઓનો દેખાવ, અમુક સંખ્યાના નોકરો અને એવું સુંદર જમણ વગેરે તેમને તદન જાદૂ ભરેલાં ન લાગે તે માટે અગાઉથી ચેતવણીઓ આપતો હતો.

જ્યારે સ્ત્રીઓ પોષાક બદલવા માટે જૂદી પડવા લાગી ત્યારે તેણે ઇલિઝાબેથને કહ્યું: "મારી વહાલી પિત્રાઈ, તમારા દેખાવ માટે તમે ચિંતા કરશો નહીં. લેડી કેથેરિન જેવો પોષાકનો ભપકો પોતે અને પોતાની છોકરીને માટે યોગ્ય ગણે છે તેવો આપણે માટે હોવો જોઇએ એમ ધારતાં નથી. હું તમને સલાહ આપીશ કે બાકીનાં તમારાં કપડાં કરતાં જે કોઇ સૌથી સરસ કપડાં હોય તેજ તમે પહેરજો–એથી કંઇ વધારેને માટે ખાસ જરૂર નથી. તમે સાદો પોષાક પહેરશો તેથી તમારા માટે લેડી કેથેરિન ખરાબ અભિપ્રાય નહીં આણે. પાયરીનો ભેદ રાખવામાં આવ્યો હોય, એ તેમને પસંદ છે."

જ્યારે તેઓ પોષાક પહેરતાં હતાં ત્યારે તે બે કે ત્રણ વાર તેમનાં જૂદાં જૂદાં બારણાં આગળ આવ્યો અને લેડી કેથેરિન જમણ વખતે ખોટી થઇ રહેવું પડે, એ પસંદ કરતી નહોતી એ કારણે તેઓને ઉતાવળાં આવવાની ભલામણ કરવા લાગ્યો. તે ઉમરાવજાદીને લગતી આવી ગભરાવનારી હકિકતો અને તેની રહેવાની ઢબછબ વિષે સાંભળીને મેરિયા લ્યુકાસ, કે જે મોટા લોકના મેળાપને થોડી ટેવાયલી હતી, તે તદ્દન ગભરાઇ ગઇ અને જેમ તેના પિતા પોતાની સેંટ જેમ્સના દરબારમાં અર્પણની ક્રિયા માટે ચિંતાતુર બની ગયા હતા, તેમ તે છોકરી પણ રોઝિંગ્ઝની પોતાની મુલાકાત માટે ચિંતાજનક બની ગઇ.

ઋતુ સ્વચ્છ હોવાથી, બાગમાંથી આશરે અર્ધા માઇલની સફર તેમને ખુશનુમા થઈ પડી. દરેક બાગની સુંદરતા અને તેની ખુબીઓ ન્યારીજ હોય છે; અને ઇલિઝાબેથ જો કે મિ. કોલિન્સ જે દેખાવથી તે ઉત્તેજીત બનશે એમ ધારતો હતો એટલી બધી

આનંદના જુસ્સામાં આવી ગઇ નહીં તોપણ તેણે એવું ઘણું જોયું કે જેથી ખુશાલી ઉપજે અને જયારે મિ. કોલિન્સે મકાનની આગલી બારીઓ વિષે વર્ણન આપ્યું અને સર લ્યુઈસ ડી બર્ગને તેના ચળકાટ માટે મૂળ કેટલું બધું ખર્ચ કરવું પડયું હતું તે બાબત કહી ત્યારે તેણીના ઉપર જરાકે અસર થઈ નહીં. દાખલ થવાનું દીવાનખાનું કે જેમાંથી પસાર થતાં મિ. કોલિન્સે બહુ ઉભરાઇ જતી ખુશાલીવાળા દેખાવે તેની સુંદર લંબાઇ પહોળાઇ અને તેમાંના ઓપ ચઢાવેલા શણગાર દેખાડયા, તે બાદ એક વચગાળેની ઓરડીમાંથી તેઓ નોકરોની પાછળ જયાં લેડી કેથેરિન, તેની પુત્રી અને મિસિસ જેન્કિન્સન બેઠાં હતાં ત્યાં ગયાં. તે ઉમરાવજાદી ઘણાજ સંયમથી તેમને આવકાર આપવાને ઉઠી અને મિસિસ કોલિન્સે પોતાના ભરથાર સાથે અગાઉથી ઓળખાણ કરાવવાની જોખમદારી પોતાને માથે લેવાનીજ ગોઠવણ કરી મૂકી હતી, તેથી જે માફીઓ અને આભારોના શબ્દો મિ. કોલિન્સે જરૂરી ધાર્યા હોત તે બોલાયા શિવાય, આ કામ યોગ્ય રીતે પાર ઉતારવામાં આવ્યું.

સેંટ જેમ્સના મહેલમાં પોતે ગયલો હોવા છતાં સર વિલિયમ પોતાની આસપાસની ભવ્યતાથી એટલો બધો તદ્દન અજાયબ થઇ ગયો કે તે ઘણો જ નીચો વળીને સલામ કરવા જેટલી જ હિંમત માંણ માંણ કરી શકયો અને કશું પણ બોલ્યા વિના પોતાની જગ્યાએ બેઠો; અને તેની પુત્રી, ભાનસાન વિના એટલી બધી ગભરાઇ ગઇ કે કઇ બાજુએ જોવું તે સમજયા વિના તે પોતાની ખુરશીની કોર ઉપર બેઠી. ઇલિઝાબેથ પોતાની બુદ્ધિ

ખરેખર ઠેકાણે રાખી શકી અને પોતાની સામેની ત્રણ બાનુઓને તે શાંતિપૂર્વક નિહાળી શકી—લેડી કેથેરિન એક ઉંચી અને કદાવર સ્ત્રી હતી; તેનાં કેટલાંક અંગો એવાં મજબૂત દેખાતાં હતાં કે જે એક વખત ખૂબસુરત હોવાં જોઇએ. તેનો દેખાવ સમાધાનકારક નહતો તેમજ તેમને આવકાર આપવાની તેની ઢબ એવી નહતી કે જે તેની મુલાકાત લેનારાંઓને પોતાની નીચી પાયરી વિસરાવી શકે. તે ચૂપકીદીથી વિકરાળ લાગતી નહતી; પણ તેણી જે કાંઈ કહેતી તે એવા સત્તાદાર અવાજમાં કહેતી કે જે તેની આત્મ–અગત્ય ખુલ્લી પાડતી અને ઇલિઝાબેથને તરત જ મિ. વિકહામનું કહેલું યાદ આવતું અને આખો દિવસ માત્ર તેણીનું જ અવલોકન કર્યા બાદ ઇલિઝાબેથે એમ માન્યું કે, મિ. વિકહામે લેડી કેથેરિનને જેવી જણાવી હતી તેવી જ ખરેખર તે છે.

તે માતાનો ચહેરો અને ચાલચલગતની પરીક્ષા કર્યાથી તેણીએ તેનામાં મિ. ડાર્સીનું કાંઇક સરખાપણું જોયું, એ પછી તેણે પોતાની નજર તેની છોકરી ઉપર નાંખતાં, તેણી આટલી બધી દુબળી અને ઠીંગણી હતી તેની મેરિયાને ઉપજેલી અજાયબીમાં લગભગ સંમત થવાને તે તૈયાર થઇ. આકારમાં અથવા ચહેરામાં મા કે છોકરી વચ્ચે જરાકે મળતાપણું નહતું. મિસ ડી બર્ગ ફીક્કી અને માંદલી હતી, તેનાં અંગો જો કે એક સરખાં નહતાં તોપણ ન જણાય એવાં હતાં. તે માત્ર મિસિસ જેન્કિન્સ સાથે ધીમા સાદે વાત કર્યા શિવાય ઘણુંજ થોડું બોલતી. તે બાઇના દેખાવમાં કાંઇ ધ્યાન ખેંચનારૂં નહતું અને તેણી જે કહેતી તેજ સાંભળવામાં અને પોતાની આંખો સામે યોગ્ય દિશામાં છાંયડો કરવામાં જ તે પૂરેપૂરી રોકાયલી રહેતી.

થોડીક પળો સુધી બેઠા બાદ તેઓ બધાંને એક બારી આગળ એક સુંદર દેખાવ જોવા માટે લઈ જવામાં આવ્યાં, મિ. કોલિન્સ તેની ખૂબીઓ દર્શાવવા માટે તેમની સાથે ગયો અને લેડી કેથેરિને મહેરબાની ભરેલી રીતે તેમને ખબર આપી કે ઉનાળામાં તે દેખાવ બહુ સારી રીતે જોવા લાયક હતો.

જમણ ઘણું ઉત્તમ રીતે બનાવેલું હતું અને મિ. કોલિન્સે વચન આપ્યા પ્રમાણે બધા નોકરો અને બધી જાતની વાનીઓની રકાબીઓ ત્યાં હતી; અને એવીજ રીતે તેણે અગાઉથી કહ્યું હતું તેમ તેણે પોતાની જગ્યા તે ઉમરાવજાદીની ઇચ્છાથી ટેબલની પાસેની છેલ્લી ખુરશી ઉપર લીધી અને તે એવી રીતે જોવા લાગ્યો કે જાણે જિંદગીમાં આથી વધુ કાંઇ મોટાઇ પૂરી પડી શકે નહીં. તે પીરસવા લાગ્યો અને ખાવા લાગ્યો અને ખુશાલી ભરેલી હોંશથી વખાણ કરવા લાગ્યો અને દરેક વાની, પહેલાં તે અને પછીથી સર વિલિયમ વખાણતા કે જે ગૃહસ્થ હવે પોતાનો જમાઈ જે બધું કહેતા, તેનો પડઘો પાડવા માટે પુરતી શુદ્ધિમાં આવ્યો હતા અને ઇલિઝાબેથ અજાયબ થઈ કે તેની આ રીતિ લેડી કેથેરિન સહન કરી શકશે કે કેમ? પણ લેડી કેથેરિન તેમનાં અનહદ વખાણથી ખુશી થયેલી જણાઇ અને ખાસ કરીને જયારે ટેબલ ઉપરની કોઇ રકાબીમાંની વાની તેમને અવનવી જણાતી ત્યારે તેણી ઘણી મહેરબાની ભરેલાં હાસ્ય કરતી. આ મંડળમાં ઘણી વાતચિત થઇ નહીં. જયારે કંઇ લાગ મળે ત્યારે બોલવાને ઇલિઝાબેથ તૈયાર હતી, પણ તે શાર્લોટી અને મીસ ડી બર્ગની વચ્ચે બેઠેલી હતી—જેમાં શાર્લોટી લેડી કેથેરિનનું કહેવું સાંભળવામાં રોકાયલી હતી અને મીસ ડી બર્ગ જમવાના આખા વખત દરમ્યાન એક શબ્દ બોલી નહતી. મિસિસ જેન્કિન્સન

ખાસ કરીને એકજ કામમાં રોકાયલી રહેતી કે મિસ ડી બર્ગ કેમ જાણે ઓછું જમે; જેથી તેણી તેને કોઇ બીજી વાનગી ચાખવા દબાણ કરતી અને મનમાં બ્હીક રાખતી કે રખેને તેણીની તબિયત બગડે. મેરિયાએ બોલવું એ અજુગતુંજ ધાર્યું અને ગૃહસ્થો તો માત્ર ખાવા અને વખાણવા શિવાય બીજું કાંઇ કરતાજ નહોતા.

જ્યારે સ્ત્રીઓ દીવાનખાનામાં પાછી ફરી ત્યારે લેડી કેથેરિન વાતો કરે તે સાંભળવા શિવાય બીજું થોડુંજ કાંઇ બાકી હતું અને જ્યાં સુધી કોફી આવી ત્યાં સુધી કાંઇ ભંગાણ પડયા વિના તે વાત કરતી રહી. દરેક વિષય ઉપર તે એવી દઢતાથી અભિપ્રાય આપવા લાગી કે જાણે પોતાના ચૂકાદા વિરૂદ્ધ કાંઇ બોલાય તેને તે ટેવાયલી હતી નહી. તેણીએ શાર્લોટીના ઘરને લગતી બાબતોમાં પરિચિત રીતે અને ઝીણવટથી ખબરઅંતર પૂછી અને એ બધાની વ્યવસ્થા માટે તેને ઘણી શીખામણો આપી; તેણીના જેવા નાના કુટુંબમાં દરેક વસ્તુ કેવી નિયમિતપણે કરવી જોઇએ તે તેણીએ કહ્યું અને તેની ગાયો તથા મરઘાંબતકાંની સંભાળ રાખવાનો તેને ઉપદેશ દીધો. ઇલિઝાબેથે જોયું કે આ મહાન્ બાનુના ધ્યાન બહાર કશુંયે નહતું કે જે બીજાઓને પોતાના કહેવા પ્રમાણે કરાવવાની તક તેને પૂરી પાડે. મિસિસ કોલિન્સ સાથેની પોતાની વાતચિત દરમ્યાન તેણીએ મેરિયા અને ઇલિઝાબેથને જૂદી જૂદી તરેહના સવાલો પૂછયા પણ ખાસ કરીને ઇલિઝાબેથ, જેના વિષે તે ઘણુંજ થોડું જાણતી હતી, તેને વધારે પૂછયા અને તેણીએ મિસિસ કોલિન્સને જણાવ્યું કે તે ઘણી નમ્ર અને સુંદર ઢબની છોકરી છે. જૂદી જૂદી વખતે તેણીએ તેને પૂછયું કે, તેને કેટલી બ્હેનો હતી, તેના

કરતાં તે મોટી છે કે નાની, તેમાંની એકકે પરણે એવો સંજોગ છે કે નહીં, તેઓ દેખાવડી છે કે કેમ, તેઓને ક્યાં કેળવણી અપાઇ હતી, તેનો પિતા કેવી જાતની ગાડી રાખે છે અને તેની માતા કુંવારી હતી ત્યારે તેનું નામ શું હતું ?–ઇલિઝાબેથને તેના આ બધા પ્રશ્નો હઠીલાઇ ભરેલા લાગ્યા પણ તે બધાના જવાબ તેણે શાન્તિપૂર્વક આપ્યા.

જ્યારે પુરૂષો તેમની ભેગા ભળ્યા અને ચ્હા પીવાનું કામ પૂરૂં થયું ત્યારે પત્તાં રમવા માટે ટેબલ ઢાળવામાં આવ્યાં. લેડી કેથેરિન, સર વિલિયમ અને મિ. તથા મિસિસ કોલિન્સ એ ચાર જણ એક ટેબલ ઉપર બેઠાં અને મિસ ડી બર્ગે એકવીશ ટપકીનો પત્તાંનો દાવ રમવાનું પસંદ કર્યાથી તે બે છોકરીઓને મિસિસ જેન્કિન્સનને તેની ટોળી પૂરી કરવા માટે મદદ કરવાનું માન મળ્યું. તેમના ટેબલ ઉપરનાં બધાં મૂર્ખ હતાં. બાજીને લગતો ન હોય એવો ભાગ્યેજ એકાદ શબ્દ કાઢવામાં આવતો. માત્ર મિસિસ જેન્કિન્સન, મિસ ડી બર્ગ ઘણી ગરમ અથવા ઘણી ઠંડી ન થઇ જાય અથવા તેના ઉપર ઘણું વધારે કે ઘણું ઓછું અજવાળું પડે નહીં તેની દહેશત વચ્ચે વચ્ચે બતાવતી હતી. બીજા ટેબલ ઉપર ઘણી વધુ બાબતો પસાર થઇ. લેડી કેથેરિન ઘણું અરૂ બોલતી હતી–તે બીજાં ત્રણ જણાંની ભૂલો બતાવતી અથવા પોતાના જીવનની કોઇ ખાનગી વાતનું વર્ણન કરતી. તે ઉમરાવજાદી જે દરેક બાબત કહેતી તેમાં હામાં હા મેળવવામાં મિ. કોલિન્સ તૈયારજ રહેતો, જે દરેક માછલી તે જીતતી તે માટે તેનો આભાર માનતો અને જો તે પોતે ઘણીજ

સંખ્યામાં જીતવાનું ધારતો હોય તો તે માટે માફી માગતો. સર વિલિયમ ઘણું બોલતો નહીં. જૂની વાતો અને ઉમદા નામો પોતાની યાદદાસ્તમાં તે એકઠાં કર્યો જતો હતો.

જયારે લેડી કેથેરિન અને તેની પુત્રી જયાં સુધી પોતાની મરજીમાં આવ્યું ત્યાં સુધી રમ્યાં ત્યાર પછી રમત ભાંગી પાડવામાં આવી. મિસિસ કોલિન્સને ગાડી આપવા માગણી કરવામાં આવી, તે સાભાર સ્વીકારવામાં આવી અને તરતજ તે જોડી લાવવાનો હુકમ અપાયો. એ પછી આખું મંડળ દેવતાની આસપાસ એકઠું મળ્યું અને લેડી કેથેરિન આવતી કાલે કેવી ઋતુ હશે તે માટે જે નિશ્ચય કરવા લાગી તે સાંભળવા મંડયું. આ વાતચિતમાંથી, ગાડી આવી પહોંચ્યાનું કહેણુ આવતાં, તેઓ ઉઠયાં અને મિ. કોલિન્સ તરફથી આભારનાં ઘણાં વચનો સાથે અને સર વિલિયમ તરફથી ઘણાજ નમન સાથે તેઓ વિખૂટાં પડયાં. જેવાં તેઓ દરવાજામાંથી બહાર નીકળ્યાં કે, ઇલિઝાબેથને તેના પિત્રાઇ ભાઇએ, રોઝિંગ્ઝ ખાતે તેણીએ જે બધું જોયું હતું તેનો અભિપ્રાય આપવા નિમંત્રણ કર્યું, જે, શાર્લોટીની ખાતર ખરી રીતે પોતાને લાગ્યું હતું તેના કરતાં તેણે વધુ વખાણવાજોગ જણાવ્યું. પણ તેનાં વખાણ, જોકે તેને પોતાને કાંઇક દુઃખ ઉપજાવતાં હતાં તોપણ મિ. કોલિન્સને જરાકે સંતોષ આપી શકયાં નહીં અને તેથી તે ઉમરાવજાદીનાં વખાણનું કામ પોતાનાજ હાથમાં લેવાની તેને તરતજ ફરજ પડી!

---

# પ્રકરણ ૨૩.

સર વિલિયમ હન્સફોર્ડ ખાતે માત્ર એકજ અઠવાડીઉં રહ્યો પણ તેની મુલાકાત, તેને એ સંતોષ આપવા માટે પુરતી લાંબી હતી કે, તેની પુત્રી ઘણી સગવડ ભરેલી રીતે ઠેકાણે પડી છે અને તેને એવો સારો ધણી તથા એવાં પાડોશી મળ્યાં છે કે જેવાં વારંવાર મળતાં નથી. જયારે સર વિલિયમ તેમની સાથે હતો ત્યારે મિ. કોલિન્સ દરરોજ સહવારે પોતાની શીઘરામમાં તેની સાથે બેસીને બહાર ફરવા જતો અને તેને તે પ્રદેશ બતાવતો પણ જયારે તે ગયો ત્યારે આખું કુટુમ્બ તેમની હમેશની કામગિરીમાં પાછું પડયું અને ઇલિઝાબેથ એ જોઇને આભારી થઇ કે, એ ફેરફારથી તેનો પિત્રાઇ તેઓને વધુવાર દેખા દેતો નહોતો; કારણ કે નાસ્તા અને જમણની વચ્ચેના તેના વખતનો મુખ્ય ભાગ કાંતો તે બાગમાં કામ કરવામાં પસાર કરતો અથવા તો વાંચવામાં અને લખવામાં તેમજ તેની પોતાની ચોપડીઓની ઓરડી, જે રસ્તા ઉપર પડતી હતી તેની બારીમાંથી બહાર અહીં તહીં જોવામાં ગાળતો. જે ઓરડામાં સ્ત્રીઓ બેસતી તે પાછળના ભાગમાં આવેલો હતો. ઇલિઝાબેથ પહેલાં તો લગાર અજાયબ થઇ હતી કે, શાર્લોટીએ જમવાનું દીવાનખાનું સર્વસાધારણ ઉપયોગ માટે પસંદ કરવું જોઇએ નહીં; તે એક વધુ સારો મોકળાશવાળો ઓરડો હતો અને તેનો દેખાવ ખુશકારક હતો, પણ તે પછી તરતજ તેણે જોયું કે, તેની સખીએ જે કાંઇ કર્યું હતું, તે માટે તેને ઉત્તમ કારણ હતું; કારણ જો તેઓ તેમાં એક

સરખી રીતે આનંદથી બેસે તો મિ. કોલિન્સ, વગર શંકાએ તેના પોતાના ઓરડામાં ઘણો ઓછો વખત રહે; અને તેણીએ શાર્લોટીને આ ગોઠવણુ માટે માન આપ્યું.

દીવાનખાનામાંથી તેઓ ગલીમાંનું કશું પારખી શકતાં નહીં અને કઇ ગાડીઓ ત્યાં થઇને ગઇ તે જણાવવા માટે અને ખાસ કરીને કેટલી વાર મિસ ડી બર્ગ પોતાની " ફેટન " માં બેસીને ગઇ કે જેમ તે લગભગ દરરોજ કરતી હતી તેની ખબર તેઓને આપવાને તે કદિ નિષ્ફળ નીવડતો નહીં, તે માટે તેઓ મિ. કોલિન્સની આભારી બનતી. તેણી વારંવાર ધર્મ શિક્ષકના મકાન આગળ ઉભી રહેતી અને શાર્લોટી સાથે થોડીક પળ સુધી વાતો કરતી પણ ભાગ્યેજ તે ગાડીમાંથી બહાર આવવાનું પસંદ કરતી.

મિ. કોલિન્સ રોઝિંગ્ઝ ખાતે ગયો ન હોય એવા ઘણા થોડા દિવસ પસાર થયા અને તેની વહુ એવીજ રીતે જવાનું જરૂરનું ન ધારે એવા પણ બહુ દિવસ ગયા નહીં અને હજી તો ઇલિઝાબેથ એમજ ધારતી કે બીજાં કુટુંબોને તે મળવા જતી હશે અને તે ન સમજી શકી કે આટલા બધા કલાકોનો ભોગ તે કેમ આપતી હશે! વારંવાર તેઓને નામવર ઉમરાવજાદી તરફથી મુલાકાતનું માન મળતું અને એ મુલાકાતો દરમ્યાન તે ઓરડામાં શું બનતું તે તેના ધ્યાન બહાર રહેતું નહોતું. તેણી તેમનાં સાધનો તપાસતી, તેમનું કામકાજ જોતી અને તેમને જૂદી રીતે કરવાની સલાહ આપતી; સરસામાનની ગોઠવણીમાં દોષ કાઢતી અથવા કામ કરનારીની બેદરકારી શોધી બતાવતી અને

જો તે કાંઈ નાસ્તો લેતી તો તે માત્ર એટલુંજ બતાવવાની ખાતર કે મિસિસ કોલિન્સ માંસના ગઠ્ઠા, તેના કુટુમ્બના પ્રમાણમાં ઘણાજ મોટા રાંધતી હતી.

ઇલિઝાબેથે તરતજ જોયું કે, જોકે આ મહાન્ સન્નારી આ પ્રદેશ માટે શાન્તિની લવાદ તરીકે ન હતી તો પણ પોતાના ગામડામાં તેણી એક સૌથી વધુ ચપળ માજીસ્ટ્રેટ તરીકે વર્તતી અને તે ઓદ્ધાને લગતી સૌથી ઝીણામાં ઝીણી બાબતો મિ. કોલિન્સ તેની સન્મુખ લઈ જતો અને જ્યારે કોઇ પણ ઝુંપડાં-વાસીઓ કજીઓકંકાસ કરતાં, એકબીજાથી અસંતુષ્ટ થતાં અથવા તો તેઓ ઘણાજ કંગાલ બની જતાં ત્યારે તેઓના વિખ-વાદ મટાડવા માટે તેણી ગામડામાં કૂચ કરી, તેઓની ફરિયાદો શમાવતી અને તેઓને એકસંપ કરવા અને એકસમૂહમાં રહેવા ધમકાવતી.

રોઝિંગ્ઝ ખાતે જમવાની મોજ અઠવાડીઆમાં લગભગ બે વખત મળતી; સર વિલિયમની ગેરહાજરીને લીધે તેમજ પત્તાં રમવાનું માત્ર એકજ ટેબલ બિછાવેલું હોવાને લીધે, બીજી દરેક રમત પહેલાં હતી તેના વધારાના ભાગ રૂપેજ હતી. તેમની બીજી રમતો ઘણી થોડી હતી કારણ સામાન્ય રીતે પાડોશીઓની રહેવાની ઢબછબ કોલિન્સ કુટુમ્બ કરતાં ચઢીઆતી હતી. એમ છતાં, આથી ઇલિઝાબેથને કાંઇ નુકશાન ન હતું અને એકંદરે તેણીએ પોતાનો વખત પુરતી મોજમઝાથી ગાળ્યો; શાર્લોટી સાથે અર્ધો અર્ધો કલાક તે ખુશકારક વાતચિતમાં ભળતી અને વર્ષના એ ભાગ માટે હવા એવી સુંદર હતી કે તેણીને ઘર બહાર ફર-

વામાં બહુ આનંદ મળતો. જયારે બીજાંઓ લેડી કેથેરિનને મળવા જતાં ત્યારે તે પોતાને મનપસંદ જગ્યા કે જયાં તે વારંવાર ફરવા જતી તે બાગની જે બાજુએ સુંદર છાંયડાવાળો રસ્તો હતો તેની કિનાર ઉપર આવેલી એક ખુલ્લી ઝાડી હતી અને તેણીના શિવાય તે કોઇ પસંદ કરતું જણાતું ન હતું એટલુંજ નહિ પણ ત્યાં તે લેડી કેથેરિનની ચિકિત્સા કરવાની ટેવમાંથી પોતાને દૂર રહેલી ધારતી.

આ શાંત રીતિએ, તેની મુલાકાતનું પ્રથમ પખવાડીઉં તરતજ પસાર થઇ ગયું. ઇસ્ટરના તહેવારો નજદિક આવતા હતા અને તેની પહેલાંના અઠવાડીઆમાં રોઝિંગ્ઝ ખાતે કુટુંબમાં વધારો થનાર થનાર હતો. પોતાના આવ્યા પછી ઇલિઝાબેથે તરતજ સાંભળ્યું હતું કે, મિ. ડાર્સી થોડાંક અઠવાડીઆં દરમ્યાન આવી પહોંચનાર હતો અને જો કે તેની પોતાની ઓળખાણ વાળાંઓ જેમને તે પસંદ નહોતી કરતી એવાં બહુ ન હતાં તો પણ તેનું આવવું રોઝિંગ્ઝના મેલાવડાઓમાં એક સરખાવવા જોગ નવી બાબત તરફ ધ્યાન આપવા જેવું થઇ પડશે અને એ જોવાની તેણીને મોજ મળશે કે લેડી કેથેરિને દેખીતી રીતે ડાર્સીને પોતાની પુત્રી સાથે પરણાવવાનો તાગડો રચ્યો હતો તેથી તેની પિત્રાઇ તરફની તેની વર્તણુંકથી મિસ બિંગ્લેની તેના વિષે રચાયલી યુક્તિઓ કેવી નિરાશાજનક હતી. લેડી કેથેરિન ડાર્સીના આવવા વિષે ઘણાજ સંતોષથી વાત કરતી, ઉંચા માનના શબ્દોમાં તેનાં વખાણ કરતી અને મિસ લ્યુકાસ તથા ઇલિઝાબેથે વારંવાર તેને અગાઉ કયારનોએ જોયો છે, એ જોઇને તે લગભગ ગુસ્સે થઈ જતી.

તેના આવ્યા વિષેની ખબર પાદરીના મકાનમાં તરતજ પડી ગઇ; કારણ મિ. કૉલિન્સ, સહવારનો આખો વખત હન્સફૉર્ડની ગલીમાંનાં મકાનો દેખાય એવી રીતે ડાર્સીના આવ્યાની પોતાને સૌથી વહેલી ખાત્રી કરી લેવા માટે ફરતો હતો અને જેવી તેની ગાડી બાગ તરફ વળી કે તરતજ તેણે સલામ કર્યા બાદ એ મહાન્ ખબર કહેવા તે ઘર તરફ ઉતાવળો ઉતાવળો ગયો.

બીજે દિવસે સહવારે તે પોતાની સલામ ભરી આવવા માટે રેઝિંગ્ઝ ખાતે સૌથી વહેલો ગયો. એ સલામો લેડી કેથેરિનના બે ભત્રિજાઓને કરવાની હતી, કારણ મિ. ડાર્સી પોતાની સાથે પોતાના કાકા લૉર્ડ—ના નાના પુત્ર કર્નલ ફિટ્ઝવિલિયમને લાવ્યો હતો અને આખી મંડળીની ભારે અજાયબી વચ્ચે જ્યારે મિ. કૉલિન્સ ઘેર પાછો આવ્યો ત્યારે તે ગૃહસ્થો તેની સાથે આવ્યા. તેઓ રસ્તાનો વાંક વળતા હતા ત્યારે શાર્લોટીએ તેમને પોતાના ભરથારના ઓરડામાંથી જોઇને જે માન મેળવવાની તેઓએ આશા રાખવાની હતી તેની વાત કરી અને ઉમેર્યું કેઃ— " ઈલિઝા, આ નાનીશી સભ્યતા માટે મારે તારો આભાર માનવો જોઇએ. મિ. ડાર્સી આટલો બધો વહેલો મને મળવા માટે કદિ આવ્યો હોત નહીં. "

આ મુબારકબાદીના બધા હક્ક નહીં સ્વીકારવાનો ઇલિઝાબેથને ભાગ્યેજ અવસર મળ્યો તે પહેલાં બારણા ઉપરનો ઘંટ વાગવાથી તેમના આવવાની ચેતવણી મળી અને તે પછી તો ટુંક વખતમાં તે ત્રણ ગૃહસ્થોએ ઓરડામાં પ્રવેશ કર્યો. કર્નલ ફિટ્ઝવિલિયમ જે સૌથી આગળ હતો તે આશરે ૩૦ વર્ષનો

હતો, દેખાવડો નહોતો પરંતુ કદમાં અને વાતચિતમાં તે ઘણોજ શુદ્ધ ગૃહસ્થ હતો. મિ. ડાર્સી જેવો હર્ટફોર્ડશાયરમાં દેખાવાને ટેવાયલો હતો તેવોજ દેખાયો—પોતાના હમેશના સ્વમાનથી તેણે મિસિસ કોલિન્સને મુબારકબાદી આપી અને તેણીની સખી તરફ તેની ગમે તેવી લાગણીઓ હશે પણ તે તેને દરેક પ્રકારની શાંતિના દેખાવથી મળ્યો. ઇલિઝાબેથે એકકે શબ્દ બોલ્યા વિના માત્ર તેના તરફ ઘટતો વિનય બતાવ્યો.

કર્નલ ફિટ્ઝવિલિયમ એક સારી કેળવણી પામેલા માણસની ચપળતા અને શાંતિથી દરેકની સાથે જૂદી જૂદી વાતચિત કરવા લાગ્યો અને ઘણી ખુશનુમા રીતે વાતચિત કરવા લાગ્યો પણ તેનો પિત્રાઈ, મિસિસ કોલિન્સ સાથે ઘર અને બાગ વિષે સહેજ અવલોકનના શબ્દો કહ્યા બાદ કોઇની સાથે બોલ્યા વિના થોડોક વખત સુધી બેઠો. એમ છતાં, આખરે તેની સભ્યતા એટલે સુધી તો જાગ્રત થઇ કે તેણે ઇલિઝાબેથને તેના કુટુમ્બ વિષે પૂછપરછ કરી. તેણીએ તેને હમેશની રીતે જવાબ વાળ્યા અને થોડીક ક્ષણ થોભ્યા બાદ ઉમેર્યું: "મારી મોટી બહેન આજ ત્રણ મહિનાથી લંડન શહેરમાં ગઇ છે. તમે કદિ તેણીને ત્યાં જોઇ શકયા નથી?"

તે સંપૂર્ણ રીતે જાણતી હતી કે તે તેને કદિ મળ્યો નથી; પણ તે એ જોવા માગતી હતી કે, બિંગ્લે કુટુમ્બીઓ અને જેઇન વચ્ચે જે કાંઈ બન્યું છે તેની કાંઇ ખબર તે ભૂલમાં આપી દે છે કે નહીં? અને તેણીને લાગ્યું કે તે જ્યારે જવાબ આપતો હતો ત્યારે કંઇક ગુંચવાયલો જણાતો હતો. તેણે જવાબ દીધો કે,

મિસ બેનેટને મળવા જેવો ભાગ્યશાળી હું કદિ પણ થયો નથી. આ વિષયમાં વધારે પૂછપરછ કરવામાં આવી નહીં અને તે ગૃહસ્થો તરતજ તે પછી જતા રહ્યા.

---

## પ્રકરણ ૨૪.

---

કર્નલ ફિટઝવિલિયમની રીતભાતનાં ધર્મશિક્ષકના મકાનમાં ઘણાંજ વખાણ થયાં અને બધી સ્ત્રીઓને એમ લાગ્યું કે રોઝિંગ્ઝ ખાતે તેમને જે મળવાનું હતું તેમાં પડનારી ગમ્મતમાં તે ઘણોજ ઉમેરો કરશે; પરન્તુ ત્યાંથી તેમને આમંત્રણ મળવામાં કેટલાક દિવસો પસાર થઇ ગયા; કારણ કે તે મકાનમાં જોકે મળવા આવનારા મનુષ્યો હતા તોપણ તે કાંઇ ખાસ જરૂરનાજ નહોતા. લગભગ ઇસ્ટરના તહેવારોમાં—એટલે કે તે ગૃહસ્થના આવ્યા બાદ એક અઠવાડીએ—તેમના તરફ એટલું પણ ધ્યાન આપવામાં આવ્યું અને પછી જયારે દેવળમાથી તેઓ બહાર નીકળીને પસાર થતી હતી ત્યારે તેમને તે સાંજે ત્યાં જવાનું આમંત્રણ મળ્યું. છેલ્લા અઠવાડીઆમાં તેઓએ લેડી કેથરિન અગર તેની પુત્રીને દીઠાં નહોતાં. તે દરમ્યાન કર્નલ ફિટઝવિલિયમે ધર્મશિક્ષકના મકાનની અનેકવાર મુલાકાત લીધી હતી, પણ મિ. ડાર્સીને તો તેમણે એકજ વખતે જોયો હતો.

અલબત, આમંત્રણનો સ્વીકાર કરવામાં આવ્યો અને યોગ્ય સમયે તેઓ લેડી કેથેરિનના પોષાક બદલવાના ઓરડામાંની મંડળીમાં સામેલ થયાં. તે બાનુએ તેમને સભ્યતાથી સત્કાર આપ્યો

પરન્તુ તે સત્કાર, બીજા કોઇની હાજરી વિના તેમને જેવી રીતે આપવામાં આવ્યો હોય, તેવો નહોતો, એ તો સ્પષ્ટ જણાઈ આવતું હતું અને ખરી રીતે, ઓરડામાંના બીજા કોઇ પણ મનુષ્ય કરતાં, પોતાના ભત્રીજાઓની સાથે અને તેમાં પણ ખાસ કરીને ડાર્સીની સાથે વાતચિત કરવામાં તે વધારે રોકાઇ ગઇ હતી.

જયારે કૅાફીને ન્યાય આપવામાં આવ્યો ત્યાર બાદ કર્નલ ફીટઝવિલિયમે પોતાની આગળ વાજીંત્ર વગાડી બતાવવાના વચનનું ઇલિઝાબેથને સ્મરણ કરાવ્યું; અને તે પણ સીધી વાજીંત્ર પાસે જઇને બેઠી. તેણે એક ખુરશીને પાસે ખેંચી લીધી. અડધું ગાયન થયું ત્યાં સુધી લેડી કેથેરિન તે શ્રવણ કરી રહી, અને પછી આગળ ઉભી રહી, પોતેજ પોતાના:ભત્રીજા સાથે વાત કરવા મંડી; છેવટે તે ભત્રીજો તેની પાસેથી ઉઠીને ચાલ્યો ગયો અને પીઆનો વગાડનાર તરફના તેના હમેશના ધ્યાનપૂર્વક તે બીજે જઇને એવી રીતે ઉભો કે વગાડનારનો ચહેરો પૂરેપૂરો દૃષ્ટિમાં આવે. ભત્રીજાની આ હિલચાલ તરફ ઇલિઝાબેથ જોઈ રહી હતી અને જેવો પ્રથમ અવકાશ મળ્યો કે તુરતજ તે સહેજ હાસ્ય કરીને તેની તરફ વળી અને બોલી:

"મિ. ડાર્સી, તમે આ પ્રમાણેની સ્થિતિમાં મારૂં ગાયન સાંભળવા આવીને મને ગભરાવા માગો છો? જો કે તમારી ભગિની પણ ઘણું સારૂં વગાડી જાણે છે, તોપણ હું જરાય બ્હીવાની નથી. મારામાં એક પ્રકારની એવી હઠીલાઇ છે કે જે બીજાઓની ઇચ્છા પ્રમાણે હું ગભરાઈ જઉ એ સહન કરી શકશે નહીં. મને બ્હીવડાવવાના દરેક પ્રયત્નની સાથેજ મારી હિંમત હમેશાં વધે છે."

તેણે જવાબ આપ્યો: "તમે ભૂલ કરો છો એમ હું કહીશ નહીં; કારણ કે તમને બ્હીવડાવવાની કોઈ પણ યુક્તિ મારા મનમાં છે એમ તમે ખરેખર તો માની શકયાં નહીં હો. અને મને તમારી લાંબા વખતથી એવું જાણીને ઓળખાણ થઈ છે કે જે અભિપ્રાયો ખરી રીતે તમારા હોતા નથી તે પ્રસંગોપાત દર્શાવવામાં તમને મોટો આનંદ પડે છે."

પોતાના આ ચિત્રના વર્ણન તરફ ઇલિઝાબેથને અંતરમાંથી હસવું આવ્યું. તેણે કર્નલ ફિટ્ઝવિલિયમને કહ્યું: "તમારો ભાઈ તમને મારા વિષે ઘણો સુંદર ખ્યાલ આપશે અને મારો બોલેલો એક પણ શબ્દ નહી માનવાનું તમને શિક્ષણ આપશે. દુનિયાના જે ભાગમાં હું કાંઇક માન સાથે મારી જાતને પસાર કરી દેવાની આશા રાખતી હતી ત્યાંજ મારા ખરા ચારિત્ર્યને ખુલ્લું પાડનારા આવા શક્તિમાન્ મનુષ્યની સાથે મળવામાં હું ખાસ કરીને દુર્ભાગી થઇ છું. ખરેખર, હર્ટફોર્ડશાયરમાં મારા ગેરલાભનું જે તમે જાણુતા હતા તે બધું કહી બતાવ્યું તેથી તમે ઘણા બિનઉદાર બન્યા છો—અને જોકે તે ઘણું અયુક્તિસર છે છતાં મને કહેવાની રજા આપશો કે—સામો ટાંણો મારવાની મને સ્હોડ છે, કારણકે તેમાં એવી બીનાઓ વખતે બહાર પડી જાય કે જે સાંભળીને અત્રેનાં તમારાં સગાંઓ છક્ક થઇ જાય."

"મને તમારો જરા ભય લાગતો નથી," તેણે જરા સ્મિત કરીને ઉત્તર આપ્યો.

"તમે તેની સામે જે આરોપ મૂકવાનાં હો તે મહેરબાની કરીને અમને સંભળાવો" કર્નલ ફિટ્ઝવિલિયમ પોકારી ઉઠયો

અજાણ્યા મનુષ્યોની સાથે તે કેમ વર્તે છે તે જાણવાની મારી ઇચ્છા છે. ”

“ ત્યારે તમે સાંભળોજ—પરન્તુ પ્રથમ કાંઇક ઘણીજ ભયંકર ઘટના સાંભળવાને તમે તૈયાર બની જાઓ. તમે જાણતાજ હશો કે હર્ટફોર્ડશાયરમાં પહેલ વહેલા મેં તેમને કદિ જોયા હોય તો તે નાચના મેળાવડામાં—અને તે નાચના મેળાવડા પ્રસંગે તેમણે શું કરેલું તમે ધારો છો ? તે માત્ર ચારજવખત નાચ કરી શકયા ! હું દીલગીર છું કે તમને આથી દુઃખ થશે—પરન્તુ ખરી વાત એજ છે. જોકે ત્યાં બીજા ગૃહસ્થો જુજ સંખ્યામાં હતા તોપણ તે ચાર જ નાચ કરી શકયા; અને હું ખાત્રીથી જાણું છું કે એક કરતાં વધારે એટલે ઘણી યુવતીઓ, નાચનારની તંગીને લીધે નીચે બેસી રહી હતી. મિ. ડાર્સી, તમે આ બીનાનો અસ્વીકાર કરી શકશો નહીં. ”

“ તે સમયે મંડળીમાંની, મારા પોતાના પક્ષ શિવાયની કોઈ પણ સ્રીને ઓળખવાનું માન મને મળેલું નહોતું, ” ડાર્સીએ તુરતજ ઉત્તર આપી દીધો.

“ ખરૂં; અને નાચના દિવાનખાનામાં કોઇની કદિ ઓળખાણ પણ કરાવી શકાય નહીં. વારૂ, કર્નલ ફિટ્ઝવિલિયમ, હવે હું કિયું ગીત વગાડું ? મારાં આંગળાં તમારા હુકમની રાહ જુએ છે. ”

“ જો મેં ઓળખાણ કરાવવાનો પ્રયત્ન કર્યો હોત તો કદાચ મેં બહુ સારી રીતે અભિપ્રાય બાંધ્યો હોત ” મિ. ડાર્સી બોલ્યો: “ પરન્તુ હું અજાણ્યાની સાથે મારી જાતને ભેળવવાને લાયક નથી. ”

" આનું કારણ શું એમ તમારા ભાઇને પૂછી શકાશે? " ઇલિઝાબેથે હજુ પણ કર્નલ ફિટ્ઝવિલિયમને ઉદ્દેશીને પૂછયું, " આપણે તેમને એવો પ્રશ્ન કરીએ કે જે માણસમાં બુદ્ધિ અને કેળવણી છે અને જેણે આ દુનિયામાં પોતાનું જીવન વ્યતીત કર્યું છે તે અજાણ્યાઓની સાથે ભળી જવાને ઓછો લાયક છે તેનું કારણ શું ? "

કર્નલ ફિટ્ઝવિલિયમે જણાવ્યું: " એને પૂછયા વિનાજ, એ પ્રશ્નનો ઉત્તર હું આપી શકું તેમ છું.'તેનું કારણ એ છે કે તે જાતે કાંઇપણ તસ્દી લેતો નથી. "

" કેટલાક લોકોમાં જે બુદ્ધિમત્તા હોય છે તેવી–જેમને મેં અગાઉ કદિ જોયેલા નથી હોતા તેમની સાથે સહેજે વાતચિત કરી લેવાની બુદ્ધિ મારામાં નથી " ડાર્સી બોલી ઉઠયો "મારા જોવામાં વારંવાર આવે છે તે પ્રમાણે, તેમની વાતચિતના તાલને હું જાણી શકતો નથી અગર તો તેમના કામકાજમાં હું રસ લઉં છું, એવો દેખાવ પણ કરી શકતો નથી. "

ઇલિઝાબેથ બોલી: " આ વાજીંત્ર ઉપર, જેમ બીજી ઘણી સ્ત્રીઓ જેવી કાબેલ રીતે પોતાની આંગળીઓ ફેરવી શકે છે તેમ મારી આંગળીઓ ચાલી શકતી નથી. તેમાં એવું બળ કે ઝડપ નથી તેમ તેનાથી એવો સ્વર પણ નીકળતો નથી; પણ તેથી કરીને તેમાં મેં મારી પોતાનીજ ખાત્રી ધારેલી છે–કારણ કે તેવી ટેવ પાડવાની મેં કદિ તસ્દી લીધી નથી. એમાં એવું કાંઇ નથી કે બીજી સારી રીતે વગાડનારી સ્ત્રીનાં આંગળાં જેવા મારાં આંગળાં શક્તિમાન્ નથી એમ હું માનું છું. "

ડાર્સી સહેજ હસ્યો અને બોલ્યોઃ "તમારૂં કહેવું સંપૂર્ણ રીતે સત્ય છે. તમે તમારા સમયનો બહુજ સારો ઉપયોગ કર્યો છે. તમારૂં વાદન સાંભળવાનો હક્ક જેને પ્રાપ્ત થયો હોય તેને કાંઇ ખામી હોવાનો વિચાર પણ આવે નહીં. અમારામાંથી કોઇ પણ, અજાણ્યાની પાસે વગાડતા નથી."

આ પ્રસંગે લેડી કેથરિનના બોલવાથી તેમની વાતચિતમાં અંતરાય પડયો. તેણે મોટેથી પૂછયું કે તમો શા વિષેની વાત કરો છો? ઇલીઝાબેથે તુરતજ ફરીથી વગાડવાનું શરૂ કર્યું. લેડી કેથેરિને ત્યાં આવ્યા બાદ થોડી મીનીટ સાંભળી રહ્યા પછી, ડાર્સીને કહ્યું:

"જો મિસ બેનેટ હજુ વધારે મ્હાવરો પાડે તો તે વાજીંત્ર વગાડવામાં જરા પણ ચુકે નહીં અને તેને લંડનના શિક્ષણનો લાભ પણ મળી શકે. આંગળીઓ કેમ ચલાવવી તેનો ખ્યાલ તેને ઘણો સારો છે; જો કે એનીના જેટલો તેનામાં રસ આવતો નથી. જો એનીની તબીઅત આ વાજીંત્ર વગાડવાનું શિખવા જેવી હોત તો તે ઘણીજ આનંદદાયક વગાડનારી થઇ હોત."

ડાર્સી પોતાની પિત્રાઇનાં વખાણને કેવી માયાળુતાથી આવકાર આપે છે તે જોવા માટે ઇલિઝાબેથે ડાર્સીના સામું જોયું; પરન્તુ તે પળે અગર તો તે પછી બીજી કોઇ ઘડીએ તેના ચહેરામાં પ્રીતિનું કાંઇ ચિન્હ દીઠું નહીં; અને મિસ ડી બર્ગ તરફના તેના બધા વર્ત્તનમાંથી મિસ બિંગલે માટે એટલો દિલાસો મળ્યો કે, જો તે તેની સગી થતી હોત તો, તે તેને પરણવાનો સંભવ હતો.

લેડી કેથેરિને, ઇલિઝાબેથના વાદનકૃત્ય ઉપરથી ટીકા ચાલુ રાખી હતી અને તેમાં વાદન તથા શોખના સંબંધમાં સાથે સાથે કેટલીક સૂચનાઓનું મિશ્રણ કર્યું હતું. ઈલિઝાબેથે, સભ્યતાથી તે સૂચનાઓનો સ્વીકાર કર્યો હતો અને બીજા ગૃહસ્થોની વિનતિથી, જયાં સુધી તે નામદાર બાનુની ગાડી બધાંને ઘેર લઇ જવા માટે તૈયાર થઇને ત્યાં આવી પહોંચી ત્યાં સુધી, તે વાજીંત્ર વગાડતીજ રહી હતી.

## પ્રકરણ ૨૫.

ઇલિઝાબેથ, બાગની અંદર ફરતી હતી તેવા સમયમાં, અનેક વખત મિ. ડાર્સીને અણધારી રીતે મળી હતી.

એક દિવસે તે જેઇનના છેલ્લા પત્રને ફરીથી વાંચી જતી રસ્તે ચાલતી હતી. તે પત્રમાં એક વાકય એવું હતું કે જે ઉપરથી એમ સાબીત થતું હતું કે જેઇને તે પત્ર બરાબર ભાવમાં લખ્યો ન હતો. અમુક વાક્ય ઉપર વિચાર કરવામાં તે રોકાઇ હતી એટલામાં ડાર્સીની અચાનક મુલાકાત થવાને બદલે, તેણીએ ઉંચું જોયું તો માલુમ પડયું કે કર્નલ ફિટઝવિલયમ તેણીને મળવા આવ્યો છે. તુરતજ કાગળને દૂર કરી તે સ્મિત કરીને બોલી—

"તમે આ રસ્તેથી કદી જતા હશો એવી મને અગાઉ ખબર નહોતી."

"હું આ બાગની આસપાસ ફર્યા કરૂં છું" તેણે જવાબ

આપ્યો, "હું દરરોજ સાધારણ રીતે એમ કરૂં છું અને પર્સીને-જની મુલાકાત લઇને પછી તે બંધ કરવા ધારૂં છું. તમે બહુ આઘે જાઓ છો ?"

"ના, રે, હું એક પળમાંજ પાછી ફરવાની હતી."

અને એ મુજબ તે પાછી ફરીજ અને બન્ને જણાં પર્સો-નેજ તરફ સાથેજ ચાલ્યાં.

"તમે શનિવારે ખાત્રીપૂર્વકજ કેન્ટ છોડયું હતું ?" તેણીએ પુછયું.

"હા—જો ડાર્સી ફરીથી તે મુલતવી રાખે નહીં તોપણ હું તેની હકુમતમાં છું. તે તેની ઇચ્છામાં આવે તેવી રીતે વ્યાપાર ધંધાની ગોઠવણી કરે છે." કર્નલ ફિટઝવિલિયમે ખુલાસો કર્યો.

"મને એવું અનુમાન થાય છે કે તમારો ભાઈ મુખ્યત્વે કરીને પોતાના કાબુમાં ગમે તેને રાખવાને ખાતરજ તમને અહીં લાવ્યો છે. એવા પ્રકારની સતત સગવડ મેળવવાને તે લગ્ન કરતો નથી એથી મને આશ્ચર્ય થાય છે, પરન્તુ કદાચ હાલ તેની બહેન તે સગવડ સારી રીતે સારતી હશે અને તેણી, તેની સ્વતંત્ર સંભા-ળ નીચે છે તેથી તેણીનું તે ધારે તેમ કરી શકે."

કર્નલ ફિટઝવિલિયમ બોલી ઉઠયો, "ના, એ લાભ તો એવો છે કે તેમાં તેણે મારી સાથે ભાગમાંજ તેનો ઉપયોગ કરવો જોઇએ. મિસ ડાર્સીના વાલીપણામાં તેની સાથે હું પણ સામેલ થયેલો છું."

"તમે ખરેખરજ સામેલ છો ? અને મહેરબાની કરી જણા-વશો કે તમે કેવા પ્રકારના વાલી છો ? તમને એની જે સુપરત

થયેલી છે તેથી તમને કાંઈ તસ્દી પડે છે? તેણીની ઉમર યુવાન સ્ત્રી ઉપર દેખરેખ રાખવાનું કામ કઠણ છે, અને જો તેનામાં કુટુમ્બનો ખરો જુસ્સો હોય તો, તે પોતાની ઇચ્છામાં આવે તે રીતે ચાલવાનું પસંદ કરે."

જેવી તે આ શબ્દો બોલી કે તુરતજ તેણે, તે કર્નલને પોતાની સામે આતુરતાથી દેખતાં જોયો; અને પછી તુરતજ તેણે જે રીતેથી, મિસ ડાર્સીને લીધે તેમને કાંઈ બેચેની રહેવાનો સંભવ હોવાનું તેણીએ શા માટે ધાર્યું, એમ પુછયું, તે ઉપરથી તેણીની ખાત્રી થઇ કે તેણી ગમે તે રીતે સત્યની નીકટ પહોંચી ગઇ હતી. તેણીએ હવે સીધો ઉત્તર આપ્યો:

" તમારે ગભરાવાની જરૂર નથી. મેં તેણીના સંબંધમાં નરસું સાંભળ્યું નથી; અને હું હિંમતથી કહું છું કે તેણી દુનિયામાંના બધાં મનુષ્યો કરતાં સૌથી વધારે કહ્યાગરૂં મનુષ્ય છે. મારી ઓળખીતી કેટલીક સ્ત્રીઓમાં તે ઘણી માનિતી છે. તેમાં મિસિસ હર્સ્ટ અને મિસ બિંગ્લેની માનીતી છે. વળી હું ધારૂં છું કે તમે તેમને ઓળખો છો એમ તમને બોલતાં પણ મેં સાંભળ્યા છે. "

" હું તેમને નહીં જેવાંજ ઓળખું છું. તેમનો ભાઇ ખુશ મીજાજી ગૃહસ્થના જેવો છે—તે ડાર્સીનો મોટો મિત્ર છે. "

"અરે ! હા" લુખ્ખા ભાવથી ઇલિઝાબેથ બોલી, "મિ. ડાર્સી, મિ. બિંગ્લે તરફ અસાધારણ માયાળુપણું રાખે છે અને તેની અત્યન્ત સંભાળ રાખે છે. "

" તેની સંભાળ રાખે છે !—હા, જ્યાં જ્યાં તેને સંભાળની

જરૂર હોય ત્યાં તે બાબતમાં ડાર્સી તેની સંભાળ લે છે. અહીં આ તરફની અમારી મુસાફરીમાં તેણે કેટલીક બાબત મને કહેલી તે ઉપરથી મને એમ ધારવાનું કારણ મળ્યું છે કે બિંગ્લે તેનો ઘણોજ આભારી છે. પણ મારે તેની ક્ષમા માગવી જોઇએ, કારણ કે તે વ્યક્તિ તે બિંગ્લેનેજ ધારવાની હતી એમ માની લેવાનો મને હક નથી. તે બધી અટકળ હતી."

"તમે કોના સંબંધમાં કહો છો?" ઇલિઝાબેથે પૂછ્યું.

"એ સંયોગો એવા છે કે જે અલબત્ત, ડાર્સી, બીજાઓને જાણવા દેવાની ઇચ્છા રાખતો નથી, કારણ કે તેથી જો તે યુવતીના કુટુમ્બની નજીકનો પ્રસંગ પાડવાનો હોય તો તે એક નારાજી ઉત્પન્ન કરનારી બાબત થાય."

"હું તે બાબત કહીશ નહીં એ ઉપર તમે આધાર રાખો" ઇલિઝાબેથે ખાત્રી આપી.

"અને એટલું યાદ રાખજો કે તે બિંગ્લે જ હશે એમ ધારી લેવાનું મને કંઈ કારણ નથી. તેણે મને જે કહ્યું તે માત્ર આ જ હતું: 'કે મેં મારા પોતાના એક મિત્રને ઘણાજ ગેર ડહાપણ ભર્યા લગ્નની અગવડોથી થોડાજ સમય પહેલાં બચાવ્યાને લીધે હું મારી જાતને ધન્યવાદ આપું છું;' પણ તે મિત્રનું નામ તેણે દીધું ન હોતું મને તે મિત્ર બિંગ્લે હોવાનો શક એ ઉપરથી આવ્યો હતો કે એવા પ્રકારની સપડામણમાં જે જાતના યુવાન માણસો આવે છે તે વિષે તેના કહેવામાં વિશ્વાસ રાખ્યો તથા ગયા આખા ઉનાળામાં તે બન્ને સાથે જ રહ્યા હતા એમ હું જાણતો હતો."

"આવી રીતે વચ્ચે આવવાનાં કારણો મિ. ડાર્સીએ તમને આપ્યાં હતાં?" ઇલિઝાબેથે પૂછ્યું.

"મારા સમજવામાં એમ આવ્યું હતું કે તે યુવતી સામે કેટલાક ઘણાજ મજબુત વાંધાઓ હતા."

"અને તેમને છુટાં પાડી નાંખવાને તેણે કઇ કઈ યુક્તિઓનો ઉપયોગ કર્યો હતો ?"

"તેણે તેનો પોતાની યુક્તિઓ વિષે મને કાંઈ વાત કરી ન હોતી," ફિટઝવિલિયમે થોડું હાસ્ય કરીને કહ્યું, "તેણે તો, હાલ મેં જે તમને કહ્યું તેટલુંજ મને કહ્યું હતું."

ઇલિઝાબેથે કાંઇ ઉત્તર આપ્યો નહીં અને તે આગળ ચાલી; તેના હૃદયમાં ક્રોધનો ઉભરો આવ્યો હતો. તેણીની સામે થોડો વખત જોઇ રહ્યા બાદ, ફિટઝવિલિયમે પુછયું, "તમે શાથી આટલા બધા વિચારમાં પડી ગયાં ?"

"તમે મને જે કહો છો તેનો હું વિચાર કર્યાં કરું છું' તેણીએ જવાબ આપ્યો, "તમારા ભાઇની વર્તણુક મારી લાગણીઓ સાથે બંધબેસ્તી થતી નથી. શા માટે તે પોતેજ ન્યાયાધીશ બની બેસવાનો હતો ?"

"તમે તેના વચ્ચે પડવાના કૃત્યને ધાંધલીઉં ગણતાં હો એમ લાગે છે ?"

"તેના મિત્રના વલણના વાજબીપણા વિષેનો નિર્ણય કરવાનો અગર તો તેના એકલાના જ અભિપ્રાય ઉપરથી, તેનો મિત્ર કઇ રીતે સુખી થશે તે નક્કી કરવાનો અને રીતિ સૂચવવાનો તેને શો હક હતો એ હું સમજી શકતી નથી." પણ, પોતાની જાતને પાછી યાદ કરીને તેણીએ બોલવાનું ચાલુ રાખ્યું, "આપણે તેની કાંઇ વિગત જાણતા નથી. તેના વર્તનને વખોડી કાઢવું તે

બરાબર નથી. એમ ધારી લેવાનું નથી કે તે બાબતમાં બહુ સ્નેહ સમાયલો હતો. ”

“ તે કલ્પના કાંઇ અસ્વાભાવિક તો નથી ” ફિટ્ઝ વિલિયમ બોલી ઉઠયો, “ પણ તેથી મારા ભાઇની ફતેહનું માન બહુ અપ્રિય રીતે ઘટે છે. ”

આ બોલો મશ્કરીમાં બોલાઇ ગયા; પરન્તુ તેમાંથી તેણીને મિ. ડાર્સીના ચારિત્ર્યનું એવું તો આબેહુબ ચિત્ર જણાયું કે તેણીને પોતાના ઉત્તરમાં પણ વિશ્વાસ આવ્યો નહીં અને તેથી વાતચિતને ટૂંકાવીને જ બદલી નાંખી, પર્સીનેજ પહોંચતાં સુધી બીજી નજીવી બાબતો ઉપર વાત ચલાવી. ત્યાં, જેવો તે મુલાકાતે આવનાર ગૃહસ્થ તેને છોડીને ચાલ્યો ગયો કે તુરતજ તે, પોતાના દીવાનખાનામાં બંધબારણે, જે તેણે સાંભળ્યું હતું તેનો, કાંઇ પણ અંતરાય શિવાય વિચાર કરી શકી. આથી એમ ધારવાનું ન હોતું કે જેની સાથે તેનો સંબંધ હતો તે શિવાયના બીજા લોકોની તે વાત હતી. દુનિયામાં બે જ માણસો એવા હયાત હોઇ ન શકે કે જેના ઉપર ડાર્સી આવો અસીમ વગ વસીલો ધરાવી શકે. બિંગ્લે અને જેઇનને જુદાં પાડવાને જે પગલાં લેવામાં આવ્યાં હતાં તેમાં તેનો હાથ હતો તે વિષે તેણીને જરા પણ શક ન હોતો; પણ તેણીએ એની મુખ્ય યોજના અને ગોઠવણ મિસ બિંગ્લેના હાથે થઇ છે એમ ધારેલું હતું; તો પણ, જો તેની પોતાની મગરૂરીએ તેને ભૂલાવ્યો ન હોય તો, જેઇનને જે સહન કરવું પડયું છે અને હજુ પણ સહન કરવું પડે છે તે બધાનું કારણ તેજ છે, તેનાં કારણો અભિમાન અને તરંગ જ છે.

થોડાક વખત સુધી તો, તેણે દુનિયામાંના ઘણાજ સ્નેહપૂર્ણ અને ઉદાર અંતઃકરણ માટેના સુખની દરેક આશાનો નાશ કર્યો હતો; અને કેવું દીર્ઘજીવી સંકટ તેણે નાંખ્યું હોત તે કોઇથી પણ કહી શકાત નહીં.

આ વિષયથી જે ચળવળાટ અને આંસુઓની શરૂઆત થઈ તેથી તેના મસ્તકમાં દુઃખાવો થયો; અને સાંજના સમયે તે દર્દ એટલું તો વધી ગયું કે ડાર્સીને મળવાની નારાજી ઉપરાંત, રોઝીંગ્ઝ કે જયાં તેના ભાઇઓ સાથે ચહા પીવા માટે જવાનું હતું ત્યાં પણ નહીં જવાનો તેણે નિશ્ચય કર્યો. મિસિસ કોલિન્સે જોયું કે તેણીની તબીયત ખરેખર બરાબર નથી એટલે તેણીએ પણ તેને જવા માટે કાંઇ આગ્રહ કર્યો નહી અને તેનું બની શકે તેવી રીતે તેના પતિને પણ તેને આગ્રહ કરતાં અટકાવ્યો; પરન્તુ જો તે અહીં ઘેર જ રહેશે તો તેથી લેડી કેથેરિન કદાચ નારાજ થશે એવી પોતાની દહેશત મિ કોલિન્સ છુપાવી શકયો નહીં.

---

## પ્રકરણ ૨૬.

---

જયારે તેઓ ગયાં ત્યારે, ઇલિઝાબેથે મિ. ડાર્સી સામે પોતાની જાતને બની શકે તેટલી વધારે ગુસ્સે કરવાનો જાણે ઇરાદો હોય તેમ, જે કાગળો જેઇને કૅન્ટમાં આવી ત્યારથી તેણીને લખ્યા હતા તે બધા કાગળોનું નિરીક્ષણ કરવાનું કામ પસંદ કર્યું. એકાએક દ્વાર આગળની ઘંટડીના અવાજથી તે ચોંકી,

અને જ્યારે તેને વિચાર આવ્યો કે તે કર્નલ ફિટ્ઝવિલિયમ કે જે અગાઉ એક સાંજે મોડો મળવા આવ્યો હતો અને હવે ખાસ કરીને મારી પાછળ ખબર પુછવા આવવાનો સંભવ છે તે હશે ત્યારે તેણીના જુસ્સાને કાંઇક આંચકો લાગ્યો. પણ એ વિચાર તરતજ નાશ પામી ગયો, અને તેના આશ્ચર્ય વચ્ચે જ્યારે તેણે મિ. ડાર્સીને પોતાના દીવાનખાનામાં આવતાં જોયો ત્યારે તેના જુસ્સામાં કાંઈક જુદી અસર થઈ. ઉતાવળો ઉતાવળો તે તુરતજ તેણીની તબીઅતના સમાચારની ખબર પુછવા લાગ્યો અને પોતાની મુલાકાતનો હેતુ તેણે એવો બતાવ્યો કે તેણીની તબીઅત સારી છે એમ સાંભળવાની તેની ઇચ્છા થઇ હતી. તેણીએ તેના પ્રશ્નોના ઉત્તરો ઠંડી સભ્યતાથી આપ્યા. તે થોડીક મીનીટ સુધી ત્યાં બેસી રહ્યો; પછી ઉભો થઇને દીવાનખાનાની આસપાસ ફરવા લાગ્યો. ઇલિઝાબેથને આથી આશ્ચર્ય થયું પરન્તુ તે એક શબ્દ પણ બોલી નહીં. કેટલીક ઘડી સુધી ચૂપ રહ્યા પછી તે ઉશ્કેરાયેલી સ્થિતિમાં તેણીની તરફ ગયો અને આ પ્રમાણે શરૂઆત કરીઃ

" મેં પ્રયત્નો નકામા કર્યાં. તેથી હવે કામ હશે નહીં. મારી લાગણીઓને દાબી દેવાશે નહીં. તમારે મને એવું કહેવાની રજા આપવી જોઇએ કે હું તમને કેટલાં વખાણું છું તથા કેવાં ચાહું છું. "

ઇલિઝાબેથને આથી જે અચંબો થયો તે અવર્ણનીય હતો. તેણી એક નજરે જોઇ રહી, તેના ચહેરા ઉપર રતાશ આવી ગઇ, તેણીને શંકા થઇ અને તે ચૂપજ રહી. આથી તેને પૂરતું ઉત્તેજન

મળ્યું છે એમ તેણે ધાર્યું અને તેને જે લાગણી થઇ આવી તથા તેણીને માટે અગાઉ તેને જે લાગણી થઇ હતી તેની ઘોષણા તેણે તુરતજ કરી. તે બહુ સારી રીતે બોલ્યો; પરન્તુ તેમાં અંતઃકરણની લાગણીઓ શિવાયની બીજી પણ લાગણીઓનું પૃથ-ક્કરણ કરવાનું હતું, અને તેણે વળી મગરૂરી કરતાં નાજુકાઇના વિષય ઉપર વધારે છટાથી ભાષણ કર્યું નહોતું. ઇલિઆબેથને પોતાથી નીચી માનવાની વૃત્તિ–તેમાં પણ તેને ઉતરતી પંક્તિમાં ગણવાની વૃત્તિ–તથા કૌટુમ્બિક પ્રતિબંધો કે જે તેના વલણથી હમેશ વિરૂદ્ધ હતા તે બધાનું તેના ભાષણમાં જુસ્સાથી વર્ણન કરવામાં આવ્યું હતું કે જે જુસ્સો જે પરિણામનો તે ઘા કરતો હતો તેને આભારી હતો, તે જુસ્સો તેના પાત્રને માફક આવે તેવો સંભવ ન હોતો.

તેના અંતરની ઉંડી અરૂચિ છતાં પણ, આવા મનુષ્યના સ્નેહના અભિનંદન તરફ તે દુર્લક્ષ કરી શકે તેમ નહોતું; અને જો કે તેણીનો ઇરાદો એક પળભર પણ બદલાયો નહોતો, તોપણ તેને જે દુઃખ મળનાર હતું તેને માટે તેણી પ્રથમ દીલગીર તો થઇજ; છેવટે તેની પાછળની ભાષાને લીધે જ્યારે તેણીને ગુસ્સો આવ્યો ત્યારેજ તેણીની બધી દયા ક્રોધના સ્વરૂપમાં અદશ્ય થઇ ગઇ. તોપણ તેણીએ મિ. ડાર્સીને ધીરજથી ઉત્તર આપવાને પોતાની જાતે શાન્ત થવા પ્રયત્ન કર્યો; ડાર્સીએ પણ એમજ કરવું જોઇતું હતું. તેણે, જે સંબંધને અનેક પ્રયત્નો કર્યા છતાં કાબુમાં લેવાનું અશકય માલુમ પડયું હતું તેજ સંબંધના બળ વિષે તેણી આગળ વાદ કર્યો અને તે રીતે તેના ભાષણનો

અંત આણ્યો અને છેવટે એવી આશા દર્શાવી કે હવે તેના હાથનો સ્વીકાર કરીને તેને તેનો બદલો આપવામાં આવશે જેવું આ તે કહી રહ્યો કે તરતજ તેણી સહજમાં જોઇ શકી કે હવે તેને તેનો મનગમતો ઉત્તરજ મળશે. તેણે કાંઇક ચિન્તા અને ભયની પણ વાત કરી હતી પરન્તુ તેના ચહેરા ઉપરથી તો સંપૂર્ણ ખાત્રી હોય એમ જણાતું હતું. આવા સંયોગથી ક્રોધમાં વધારો થાય અને જયારે તે બોલતો બંધ થયો, ત્યારે તેણીના ગાલ ઉપર લાલાશ ચઢી આવી અને તેણી બોલી:

“ આવી બાબતોમાં, મારા માનવા મુજબ, જે જે મનોભાવના વ્યકત કરવામાં આવે તેમના ગમે તેવા ઉત્તરો પાછા વળાય તોપણ, તે મનોભાવના બદલ આભારની લાગણી વ્યકત કરવાનો સ્થાપિત રિવાજ છે. આભારની લાગણી થવીજ જોઇએ એ સ્વાભાવિક છે અને જો મને એવો આભાર લાગી શકે તેમ હોત તો હું તમારો રાજીખુશીથી આભાર માનત. પરન્તુ મને એવું લાગી શકતું નથી—તમારા સારા અભિપ્રાયની મેં કદિ ઇચ્છા કરી નથી અને તમે પણ ખાત્રીપૂર્વક ઘણીજ નારાજીથી તે અભિપ્રાયની ભેટ કરી છે. કોઇને પણ દુઃખ કરવાની તક મળે તે માટે હું દિલગીર છું. તોપણ તે મેં અજાણતાં કરેલું છે અને મને આશા છે કે તે થોડાજ સમય સુધી રહેશે. તમારા કહેવા મુજબ જે લાગણીઓએ, તમારી સંભાળની કબુલાત અટકાવી છે તેમને, મારા ખુલાસા પછી, દાબી દેવામાં કાંઇ મુશ્કેલી આવશે નહીં. ”

મિ. ડાર્સી કે જે ચૂલાના પાછલા ભાગને અઢેલીને ઉભો હતો અને જેણે પોતાની નજર તેણીની સામેજ રાખી હતી તેણે

તેણીના શબ્દો આશ્ચર્ય કરતાં કાંઈ આછી રીસથી ગ્રહણ કર્યા નહીં. તેનો ચહેરો ગુસ્સાથી ફીકો પડી ગયો અને તેના દરેક અંશમાં તેની અસ્વસ્થતા દૃષ્ટિગોચર થતી હતી. તે શાંત દેખાવ ધારણ કરવા માટે ઘણાં ફાંફાં મારતો અને જ્યાં સુધી એ હેતુ પાર ન પડે ત્યાં સુધી પોતાના હોઠ ઉઘાડવાને પણ રાજી નહોતો. આ અંતરાય ઇલિઝાબેથની લાગણીઓને ઘણો ભયભીત લાગ્યો. આખરે, પરાણે ધારણ કરેલી શાન્તિના અવાજે તે બોલ્યો: "અને ત્યારે શું આ જ ઉત્તરની આશા રાખવાનું માન મને મળવાનું છે ! કદાચ મારી એવી ઇચ્છા થાય કે સભ્યતાનો આ-ટલો નજીવો પ્રયત્ન કરીનેજ મને આમ શાથી નકારવામાં આવે છે તે વિષેની માહિતી મને આપવામાં આવે, પરન્તુ તે થોડીજ અગત્યનું છે," નિરાશાની ઝાંખી કરતાં તે યુવકે ચિન્તાથી પુછ્યું.

તેણીએ જવાબ આપ્યો: "હું પણ એવીજ રીતે પુછી શકું કે શા માટે મને ચ્હીડવવાની અને મારૂં અપમાન કરવાની દેખીતીજ ધારણાથી તમે તમારી મરજી વિરૂદ્ધ, તમારી વિવેકબુદ્ધિ વિરૂદ્ધ અને તમારા ચારિત્ર્યથી પણ વિરૂદ્ધ થઇને મને એમ કહેવાનું પસંદ કર્યું કે તમે મને ચાહોછો ? જો હું અસભ્ય થઇ હોઉં તો એ અસભ્યતાને માટે આ કાંઇ બહાનું નહોતું ? પણ મને ઉશ્કેરનારાં બીજાં પણ કારણો છે. તમે પણ જાણો છો કે એવાં બીજાં કારણો છે. જો મારી પોતાની લાગણીઓએ તમારી વિરૂ-દ્ધમાંજ નિર્ણય આપ્યો નહોત—જો તે લાગણીઓ નજીવી હોત, અથવા તો તે તમને લાભ આપવાના વલણવાળી હોત તોપણ તમે એમ ધારો છો કે જે મનુષ્ય મારી એક ઘણીજ વ્હાલી

બ્હેનના સુખનો—કદાચ સદાને માટે—વિનાશ કરવાના સાધનરૂપ થયો છે તેનો સ્વીકાર કરવાને મને કોઇપણ વિચારથી લાલચ થાત ?"

તેણીએ જેવો આ શબ્દોનો ઉચ્ચાર કર્યો કે તુરતજ મિ. ડાર્સીના ચહેરાનો રંગ બદલાયો; પરન્તુ એ લાગણી ટુંક સમયની હતી અને તે, તેણીના બોલવાની વચમાં પડયા વિનાજ તેણીના કહેવાને સાંભળી રહ્યો. તેણીએ ચાલુ રાખ્યું કે—"દુનિયામાં તમારા વિષે નરસો વિચાર બાંધવાનું મને દરેક કારણ છે. તમે અન્યાયી અને બિન ઉદાર ભાગ ભજવ્યો છે તેનો, કોઇ પણ હેતુથી બચાવ થઇ શકે તેમ નથી. તમારી હિંમત નથી અને તમે એનો અસ્વીકાર કરી શકશો નહીં કે તમે તેમને એક બીજાથી છુટાં પાડવામાં જોકે માત્ર એકલાજ સાધનરૂપ નહીં થયા હો તોપણ મુખ્ય સાધનરૂપ તો થયા હશોજ—તેમાંના એકને છળ અને ચાંચલ્ય માટે દુનિયાની નિંદામાં અને બીજાને નિષ્ફળ નિવડેલી આશાઓ માટેની તૃષ્ણામાં ખુલ્લાં પાડયાં છે; અને બન્નેને ઘણાજ વિકટ પ્રકારના દુઃખમાં સંડોવ્યાં છે."

તેણી કાંઇક અચકી અને તેણીએ કાંઇક વધુ ક્રોધથી જોયું કે તે એવા મીજાજથી સાંભળતો હતો કે જેથી કરીને, તે ઠપકાની કોઇપણ લાગણીથી તદ્દન અડગ રહ્યો. તે વળી તેણીની સામે કૃત્રિમ ભોળપણના હાસ્યથી જોઇ રહયો હતો.

"તમે એ કૃત્ય કર્યું છે તેની તમે ના પાડી શકો તેમ છો ?" તેણીએ તેનો પુનરૂચ્ચાર કર્યો.

ઉપરથી શાન્તિ ધારણ કરીને તેણે પછી ઉત્તર આપ્યો,

" મને એ બાબતનો અસ્વીકાર કરવાની ઇચ્છા નથી કે તમારી બહેનથી મારા મિત્રને છુટો પાડવાને મારાથી બની શકે તેટલું બધું મેં કર્યું હતું, તેમજ મારી એ ફતેહમાં મને આનંદ થાય છે તે પણ ના પાડી શકતો નથી. તેની તરફ મારી જાત કરતાં પણ હું વધારે માયાળુ રહ્યો છું."

ઇલિઝાબેથ આ સભ્ય આક્ષેપ તરફ ધ્યાન આપ્યાના દેખાવ ને વખોડતી હતી. પરન્તુ તેનો જે અર્થ હતો તે તેની ધ્યાન બહાર રહ્યો નહીં તેમજ તેથી કરીને તેણી શાન્ત થઇ જાય તેમ પણ નહોતું.

તેણીએ હવે ફરીથી બોલવાનું ચાલુ કર્યું: " પણ આ કાંઇ એકજ બાબત નથી કે જે ઉપર મારી નાપસંદગીનો પાયો રચાયેલો છે. તે બનાવ બન્યાના લાંબા સમય અગાઉથીજ તમારા વિષેનો મારો અભિપ્રાય બંધાઇ ચુકયો હતો. જે કવિતા મને ઘણા મહિનાઓ અગાઉ મિ. વિકહામ પાસેથી મળી હતી તેમાંજ તમારા ચારિત્ર્યનો પડદો ખુલી ગયો હતો. આ વિષય ઉપર તમારે શો ખુલાસો કરવાનો હોઇ શકે ? મિત્રતાના કયા કાલ્પનિક કાર્યથી આ બાબતમાં તમે તમારો બચાવ કરી શકો ? અથવા કેવા અવળા અર્થ કરી બતાવીને તમે બીજાઓ ઉપર દમ બતાવી શકો ?"

" એ ગૃહસ્થના કામકાજમાં તમે બહુ આતુરતાથી રસ લ્યો છો," ડાર્સીએ કાંઈક ઓછા શાન્ત અવાજે અને જરાક વધારે ગરમ થઇને જણાવ્યું.

" જે મનુષ્ય, તે ગૃહસ્થના દુર્ભાગીપણાની વાત જાણે છે

તે શું તેનામાં રસ લીધા શિવાય રહી શકે ખરો ?"

"તેનું દુર્ભાગીપણું ?" ડાર્સીએ તિરસ્કારપૂર્વક એ શબ્દોનું પુનરૂચ્ચારણ કર્યું, "હા, ખરેખર તેનાં દુર્ભાગ્ય મોટાં નીવડયાં છે."

"અને તે દુર્ભાગ્ય તમારા હાથનાંજ કરાયેલાં," ઇલિઝાબેથ આવેશથી બોલી ઉઠી, "તમેજ તેને ભૂખમરાની સ્થિતિએ સરખાવી શકાય તેવી ભૂખમરાની સ્થિતિએ પહોંચાડયો છે, જે લાભો તેને માટેજ યોજાયેલા હોવાનું તમે જાણતા હતા તે લાભોને તમે અટકાવી રાખ્યા છે. તેના જીવનનાં સારામાં સારાં વર્ષોની તેની સ્વતંત્રતાં કે જે તેના હાલના દુર્ભાગ્ય કરતાં તેના વધારે હકની હતી તે તમે છીનાવી લીધી છે. આ બધુંય તમેજ કર્યું છે! છતાં પણ તમે તેના દુર્ભાગ્યના સ્મરણને તિરસ્કાર અને હાસ્ય વડેજ પસાર થવા ઘો છો."

"અને મારે માટે તમારો આવો અભિપ્રાય છે ?" ઓરડામાં ઉતાવળે પગલે ફરતાં ફરતાં ડાર્સીએ જણાવ્યું: "મને આવી રીતનો મનુષ્ય ધારો છો ! અને તે બાબતનો આવો સંપૂર્ણ ખુલાસો કરવા માટે હું તમારો આભાર માનુંછું. આ તમારી ગણત્રી મુજબ તો મારી ભૂલો ખરેખર ઘણી મોટી છે, પરન્તુ કદાચ," તેણે ચાલતાં ચાલતાં અટકી જઇને અને તેણીની તરફ ફરીને ઉમેર્યું, "જે શંકાઓને લીધે હું કોઇ પણ ગંભીર યોજના કરતો લાંબા વખતથી અટકી ગયો હતો તે શંકાઓને પ્રમાણિકપણે કબૂલ કરવાથી જો તમારી મગરૂરીમાં કોઇ પ્રકારની ખલેલ આવી ન હોય તો તમે આવી કસુરો તરફ આંખમીચાંમણી પણ કરી હોત. મેં આવી યુકિત વાપરીને મારા પ્રયત્નોને છુપાવ્યા હોત

તથા હું કોઈ હેતુ વગરના અને શુદ્ધ વલણથીજ દોરવાયો હતો એવી આ વિનતિ ઠસાવવાને મેં તમારી પ્રશંસા કરી હોત તો, આ સખ્ત આરોપને તમે કદાચ દબાવી દીધો હોત; અને ગમે તો વિવેકથી, વિચારથી અગર તો દરેક રીતિથી દબાવ્યા હોત. પરન્તુ દરેક પ્રકારે ખુશામતને મને તિરસ્કાર છે. તેમજ જે લાગણીએ મેં કહી બતાવી છે તેથી મને પોતાને કાંઇ શરમ આવતી નથી. તે લાગણીએ હૃદયની અને વાજબીજ હતી. તમારા સંબંધની અંદર કોઇ પ્રકારની નિષ્ઠુરતા આવે તો તેમાં હું આનંદ પામુ છું એમ તમે ધારી શકો ? જે સગાઇએ જીવનની સ્થિતિમાં મારી પોતાની દેખરેખ નીચેજ ખાત્રીથી રહેલી છે તેમને માટેની આ-શાથી હું મારી જાતને મુબારકબાદી આપુ એમ તમે માની શકો નહીં કે ?”

ઇલિઝાબેથ દરેક પળે વધારેને વધારે ગુસ્સે થતી હોય એમ તેણીને લાગ્યું, છતાં પણ તેણીએ શાન્તિથી બોલવા માટે પોતાથી બનતો પ્રયત્ન કર્યો. તે બોલી: “ મિ. ડાર્સી, જો તમે ગૃહસ્થોને વધારે છાજે તેવી રીતે વર્ત્યા હોત તો, જે સંબંધની ના પાડવા માટે મને લાગણી થઇ હશે અને જેમાંથી હું બચી છું તેના કરતાં તમારી તે સંબંધની ના પાડવા માટે મને લાગણી થઇ હશે અને હું બચી છું તેના કરતાં તમારી તે સંબંધ જાહેર કરવાની રીતિથી મારા ઉપર બીજીજ અસર થઇ હોત એમ જો તમે ધારતા હો તો તેમાં તમારી ભૂલ થાય છે. ”

આ વાક્યો સાંભળતાં મિ. ડાર્સી ચમકતો હોય એમ તે-ણીને લાગ્યું પણ તે કાંઇ બોલ્યો નહીં અને ઇલિઝાબેથેજ બોલવાનું

ચાલુ રાખ્યું: " મને તમારો હાથ સ્વીકારવાને લલચાવી હોય એવી બીજી કોઇ રીતે તમે મારા હાથની માગણી કરી હોત નહીં."

તેને ફરીથી અચંબો થયેલો સ્પષ્ટ જણાયો; અને તેણે મિશ્ર ભોળપણથી તથા આશ્ચર્યચકિત થઈને તેણીના સામે જોયું.

તે બોલી: " તમારી સાથે મારી ઓળખ થઇ તેની શરૂઆતથીજ— હું તો લગભગ એમ કહું છું કે તેની પહેલીજ પળે— તમારી રીતભાત કે જે તમારા અહંકારમાં, તમારી આત્મ શ્રદ્ધામાં અને બીજાઓની લાગણીઓ તરફ તમારા સ્વાર્થી ધિઃક્કારમાં— મારી પુરેપુરી માન્યતા થાય એવી મારા ઉપર છાપ પાડે છે, તે તમારી રીતભાત એવી હતી કે જે ઉપર, તે પછી બનેલા બનાવો જેના ઉપર આટલો બધો તિરસ્કાર બાંધી શકે તેવી નાપસંદગીના પાયાનું કામ સારી શકે, અને વળી મને જેની સાથે પરણવાને લલચાવી શકે એવા મનુષ્યોમાં દુનિયામાં તમે છેવટના મનુષ્ય છો એવી મને લાગણી થઇ તે પહેલાં એક મહીનાથી પણ મેં તમને ઓળખ્યા ન હોતા. "

" બાનુ, તમે હવે બધુંએ કહી દીધું છે. તમારી લાગણીઓનો મને હવે પુરેપુરો ખ્યાલ આવે છે, અને મારી પોતાની જે લાગણીઓ છે તેથી હવે મારે માત્ર શરમાવુંજ પડે છે. તમારો આટલો બધો વખત રોકયો તે માટે મને ક્ષમા આપશો અને તંદુરસ્તી તથા સુખ બદલ મારી સારામાં સારી આશાઓ છે તેનો સ્વીકાર કરશો. "

આ શબ્દો બોલતાંની સાથેજ તે, તે દિવાનખાનું છોડીને ચાલ્યો ગયો, અને બીજીજ પળે આગળનું દ્વાર ઉઘાડી, તે મકાન

છોડી જતાં ઇલિઝાબેથે તેના જવાનો અવાજ સાંભળ્યો.

હવે તેણીના મનમાં જે યુદ્ધ ચાલ્યું તે ઘણુંજ મોટું હતું. અને હવે પોતાની જાતને કેમ ટકાવી રાખવી તે પણ તે જાણી શકી નહી અને ખરેખરી અશક્તિને લીધે તે નીચે બેસી ગઇ અને અરધા કલાક સુધી તે રડતી રહી. જે બન્યું. હતું તેના ઉપર જેવો તેણે વિચાર કરી જોયો તેવો તેના આશ્ચર્યમાં મોટો ઉમેરો થયો અને તેનું જેમ વધારે અવલોકન કર્યું તેમ તે વધતુંજ ગયું. તેણીને તો એજ આશ્ચર્ય લાગ્યું કે મિ. ડાર્સી તરફથી મારા ઉપર લગ્નની માગણી શાથી આવે ! આટલા બધા મહીનાથી તે મારી સાથે શું પ્રેમમાં રહ્યાં કરે !-- અને તે પ્રેમ એટલો બધો કે તેના મિત્રને મારી બ્હેન સાથે પરણાવતાં અટકાવવા માટે જે જે વાંધાઓ હતા અને જે વાંધાઓ મારા પોતાના સંબંધમાં પણ લાગુ પડતા હતા તે બધા વાંધાઓ હોવા છતાં મારી સાથે લગ્ન કરવાની તે ઇચ્છા કરે !–એ બધું માની શકાય તેવું નથી !—આટલો બધો સ્નેહ એ જાણતાં અને જાણીને કર્યા વિનાજ ઉત્પન્ન થાય એ સંતોષની વાત છે. તેની મગરૂરી—તેની તિરસ્કરણીય મગરૂરી—જેઇનની બાબતમાં તેણે જે કર્યું હતું તેની બેશરમ કબુલાત—તે કૃત્યને વાજબી ઠરાવી શકે તેમ નહોતું છતાં પણ તેનો સ્વીકાર કરવામાં તેણે આપેલી અક્ષમ્ય ખાત્રી, અને જે લાગણી વગર આવી રીતિએ તેણે વિકહામના નામનો ઉલ્લેખ કર્યો તે અને જેના તરફની નિર્દયતાનો ઇનકાર કરવાનો તેણે પ્રયત્ન પણ કર્યો નથી તે બધાને લીધે, તેના તરફ એક પળ જેને લીધે કાંઇક વિચાર આવેલો તે બદલાઇ ગયો. આ પ્રમાણે

જ્યાં સુધી લેડી કેથેરિનના ગાડીના અવાજથી તેણીને એવી લા-
ગણી થઇ કે શાર્લોટીની ટીકાની સ્પર્ધા કરવાને પોતે કેટલી બધી
અસમાન હતી ત્યાં સુધી ઇલિઝાબેથે ઉશ્કેરાયેલી સ્થિતિમાં વિચાર
ર્ક્યા કર્યો અને પછી તે પોતાના ઓરડામાં ચાલી ગઈ.

## પ્રકરણ ૨૭.

જે વિચારો અને ધ્યાનમાં ઇલિઝાબેથ આખરે ઉંઘી
ગઇ હતી તેમાં ને તેમાંજ તે બીજી સહવારે જાગી ઉઠી. જે બનાવ
બની ગયો હતો તેના આશ્ચર્યમાંથી તેણી હજુ પુનઃ સાવધ થઇ
નહોતી; બીજી કોઇ બાબતનો વિચાર કરવો એ અશક્ય હતું;
અને કોઇ પણ કામમાં ગુંથાવું તદ્દન અશક્ય લાગવાથી, નાસ્તો
લીધા પછી તુરતજ તેણે માત્ર હરવા ફરવામાં અને કસરત લેવા
માંજ કાળ વ્યતીત કરવાનો નિશ્ચય કર્યો. તે હવે પોતાના માનીતા
સ્થળ તરફ ફરવા જવાને સીધી ચાલી પણ એવામાં ડાર્સી
વખતે ત્યાં આવી પહોંચશે એ વિચારથી તે અટકી ગઇ અને
બાગમાં દાખલ થવાને બદલે તે ગલીની ઉપરની બાજુએ વળી,
કે જ્યાંથી તે વળવાની સડકથી વધારે આઘે જઇ પહોંચી. બાગની
વાડ એજ સડકની હદનું નિશાન હતું અને તેણી તેના એક દરવાજા
આગળથી પસાર થઈ ગઇ.

ગલીના તે ભાગમાં બે ત્રણ વખત ચાલ્યા પછી, સહવારની
ખુશ્નુમા હવાથી તેને દરવાજાઓ આગળ થંભી જવાનું મન
થયું અને બાગમાં જવાનો વિચાર આવ્યો. તેણીએ, કેન્ટમાં જે

પાંચ અઠવાડીઆં ગાળ્યાં હતાં તે દરમિયાન તે પ્રદેશમાં ઘણો ફેરફાર થઇ ગયો હતો અને દરરોજ દરેક વૃક્ષની નવપલ્લવતામાં વધારો થતો જતો હતો. તેણી પોતાનો માર્ગ આગળ ચાલુ રાખવાની અણી ઉપર હતી, એવામાં તેણીની નજરે, બાગના છેડા ઉપર વૃક્ષોની એક પ્રકારની ઘટામાં કોઇ ગૃહસ્થના ચહેરાની ઝાંખી પડી; તે ગૃહસ્થ તે રસ્તે જતો હતો; અને વખતે તે મિ. ડાર્સી હશે એવા ભયથી તેણી સીધી પાછી ફરવા લાગી. પરન્તુ જે સખ્સ આગળ ચાલીને આવ્યો તે હવે એટલો તો તેણીની પાસે આવ્યો કે તે સખ્સે તેણીના નામનો ઉચ્ચાર કર્યો, ત્યારે તો તેણી જરા વાંક વળી ગઈ હતી. પણ જો કે અવાજ એવો આવ્યો કે જેથી તે ડાર્સીનો હોવાનું સાબીત થયું તોપણ પોતાનાજ નામથી બોલાવવામાં આવે છે એમ સાંભળી તેણી ફરીથી દરવાજા તરફ વળી. એ વખતે સખ્સ પણ ત્યાં પહોંચી ગયો હતો. તેણે એક કાગળ ધર્યો, જે તેણીએ કાંઇક લાગણીપૂર્વક લઇ લીધો. પછી તે સખ્સ મગરૂરીભરી શાન્તિની નજરે બોલ્યોઃ “ આ ઘટામાં તમને મળવાની આશાએ કેટલાક વખતથી હું ફર્યાં કરૂં છું. પત્ર વાંચીને તમે મને માન આપશો ? ” અને પછી, જરા નમન કરી, તે સખ્સ ફરીથી ઝાડોની અંદર જતો રહ્યો અને દૃષ્ટિપથમાંથી ગુમ થઇ ગયો.

ઇલિઝાબેથે, કોઇપણ જાતની ગમતની આશાથી નહીં પણ બહુજ નવાઇથી તે પત્ર ઉકેલ્યો અને હજુ પણ તેના વધતા જતા આશ્ચર્ય વચ્ચે લેટર–પેપરનાં બે પાનાંવાળું એક પરબીડીયું જોયું; તે કાગળમાં ઘણા ખીચોખીચ અને આરપાર ફુટે

તેવા અક્ષરો પાસે પાસે લખેલા હતા. પરબીડીયું પણ તેજ પ્રમાણે બરાબર કાગળથી ભરાયેલું હતું. તેણીએ ગલી તરફને રસ્તે જતાં જતાં તે પત્ર વાંચવા માંડયો. તેના ઉપર રોઝીંગ્ઝ મુકામેથી લખ્યાની તારીખ અને સવારના આઠ વાગ્યાનો સમય જણાવેલો હતો અને તે પત્ર નીચે મુજબ હતોઃ

"બાનુ, આ પત્રમાં ગઈ રાત્રે જે મનોભાવનાઓ અગર તો માગણીઓથી તમને ઘણોજ કંટાળો આવ્યો હતો તેનું પુનરૂદ્ધાટન હશે એવા ભયને લીધે, આ પત્ર તમોને મળતાં જરા પણ બ્હીતાં નહીં. આ પત્ર તમને દુઃખી કરવાના ઇરાદા શિવાય તેમજ મારી જાતને હલકી પાડવાની ધારણા રાખ્યા વિનાજ લખું છું અને તેમાં એવી ઇચ્છાઓ દર્શાવું છું કે જે આપણા બન્નેના સુખને માટે હાલ તુરત ભૂલી જઇ શકાય તેમ નથી, અને આ કાગળ વાંચી જવાથી જે પ્રયત્ન થવાથી તડ ઉભી થાય, તે, જો મારા ચારિત્ર્યને લીધે લખવો પડયો નહોત અને તે તમારી પાસે વંચાવવો પડયો ન હોત તો, હું પડતો મૂકત. આથી જે છુટ લઇને હું તમારૂં ધ્યાન ખેંચવા માંગુ છુ તે છુટ લેવા માટે તમારે મને ક્ષમા આપવી જોઇએ. હું જાણું છું કે તમારી લાગણીઓ તે ઘણીજ નાખુશીથી આપશે પણ હું તમારી ન્યાયવૃત્તિ પાસેથી ક્ષમાની યાચના કરૂં છું.

"તમે ગઈ રાત્રે ઘણાજ જુદા જુદા પ્રકારના અને કોઈપણ રીતે એક સરખી મહત્તાના નહીં એવા બે ગુન્હાઓનું આળ મારા ઉપર મૂકયું હતું. તેમાં પહેલો જણાવેલો ગુન્હો એવો હતો કે—બન્નેમાંથી એકે જણના મનોભાવની દરકાર કર્યા વિના

મેં બિંગ્લેને તમારી બ્હેનથી જુદો પાડયો હતો—અને બીજા એવા ગુન્હાનું આળ મુકયું કે જુદી જુદી જાતના હકોને નાબૂદ કરીને અને સ્વમાન તથા ભૂતદયાને તિલાંજલિ આપીને મિ. વિકહામની ભાવી આશાઓને મેં ઉરાડી દીધી તથા તેની નજીકની આબાદીનો નાશ કર્યો—મારી યુવાનીના સમયનો સાથી કે જે મારા પિતાનો સ્વીકૃત માનીતો હતો, અને જેને અમારા પોતાના કુટુમ્બના આધાર સિવાય બીજો કોઈ આશ્રય નહોતો અને જેને, બહાર મૂકવા માટેજ ઉછેરવામાં આવ્યો નહતો તેવા યુવકને જાણી જોઇને અને ઉચ્છૃંખલતાથી ફેંકી દીધાનું કૃત્ય એટલું નીચ છે કે જેની સાથેની સરખામણીમાં, બે યુવાન્ વ્યક્તિઓને છુટી કરી નાંખવાનું—એ બે વ્યક્તિઓ પણ એવી કે જેમનો સ્નેહ માત્ર થોડાં અઠવાડીઆંથીજ વધેલો હોય—તે કૃત્ય કોઈ રીતે ઉભું રહી શકે નહીં. પરન્તુ ગઇ રાત્રે જે ઠપકો એટલી ઉદારતાથી દરેક બાબતને માટે આપવામાં આવ્યો હતો તેની કઠોરતાને લીધે, જયારે તમે મારાં કૃત્યો અને હેતુઓનો નીચેનો અહેવાલ વાંચી જશો ત્યારે ભવિષ્યમાં મને ચોક્કસ ન્યાય મળી જવાની આશા છે. જો તે હેતુઓ તથા કૃત્યોનો ખુલાસો કે જે કરવાને હું બંધાયેલો છું તે કરવામાં મને, એવી લાગણીઓનું વર્ણન કરવું પડે કે જેથી તમને ખોટું લાગે તો તે માટે મારે એટલુંજ કહેવાનું કે હું દીલગીર છું. એ જરૂરીઆતનું શરણ લેવુંજ પડશે અને હવે વિશેષ આજીજી કરવી તે મૂર્ખતા છે.

"બીજાઓની સાથે મને પણ એમ લાગ્યું કે બિંગ્લેએ દેશમાંની બીજી યુવાન્ સ્ત્રી કરતાં તમારી મોટી બહેનને પસંદ

કરી છે તે પહેલાંના લાંબા વખતથી હું હર્ટફોર્ડશાયરમાં રહ્યો હતો. પરંતુ નેધરફીલ્ડમાં નાચ થયો તે દિવસની સાંજ સુધી તો તે તેણીની સાથે કોઇ રીતે પુખ્ત વિચારથી સંબંધ રાખે છે એવો મને ભય નહોતો. અગાઉ મેં તેને વારંવાર પ્રેમમાં પડેલો જોયેલો હતો. એ નાચના પ્રસંગમાં અને જે વખતે મને તમારી સાથે નાચવાનું માન મળ્યું હતું તે વખતે, સર વિલિયમ લ્યુકાસે અકસ્માત આપેલી બાતમી ઉપરથી મને એવી ખબર પડી હતી કે બિંગ્લેએ તમારી બહેન તરફ જે ધ્યાન આપવા માંડયું હતું તે ઉપરથી તેમનાં લગ્નની સામાન્ય ધારણા બાંધી શકાઇ હતી. તેણે, તે વિષે ચોક્કસ બનાવ તરીકે વાત કરી હતી કે જેના વિષે માત્ર સમયજ અચોક્કસ હતો. તે પળથી મારા મિત્રની વર્તણુંક તરફ મેં બહુજ ધ્યાનપૂર્વક સરત રાખવા માંડી; અને તે પછી મને જણાયું કે મિસ બેનેટને માટે તેણે જે પક્ષપાત બતાવ્યો હતો તે, તેનામાં મેં કદી જોયો હોય તે કરતાં પણ અણધાર્યો હતો. મેં તમારી બહેન ઉપર પણ નજર રાખી હતી. તેનો દેખાવ અને રીતભાત ખુલ્લાં, આનંદી અને હમેશની પેઠેજ કાર્યમાં રોકાયેલાં હતાં; પરંતુ તેમાં કોઇ પ્રકારની ખાસ સંભાળનું કાંઇ ચિન્હ જણાયું નહી અને તે સાંજે કરેલી મારી તપાસમાંથી મારી ખાત્રી કાયમજ રહી કે જો કે તેણી તેની સભ્યતાઓને આનંદથી સ્વીકારતી હતી તોપણ તે કોઇ પણ જાતના મનોભાવમાં ભાગ લઇને તેમનો સ્વીકાર કરતી નહી. જો આ બાબતમાં તમારી ભૂલ થઇ ન હોય તો, મારીજ ભૂલ થઇ હોવી જોઇએ. મારી બાબતમાં તેમનાં લગ્ન સામે જે વાંધાઓ મેં લીધા હતા તેજ માત્ર નહોતા; મેં તે વાંધાઓને દૂર મુકવા માટે ઘણાજ બળની

જરૂર હોવાનું ગઈ રાત્રે કબુલ કર્યું હતું. જો સંબંધની ખાત્રી હોય તો તેથી મને જેટલી હાનિ થાય તેટલી મારા મિત્રને થાય નહી. પણ તેની નાપસંદગીનાં બીજાં પણ કારણો હતાં. તે કારણો જો કે હજુ પણ અસ્તિત્વમાં છે અને તે અમારા બન્ને દાખલાઓમાં સરખી રીતેજ લાગુ પડે છે. તે કારણોને ભૂલી જવાને મેં પોતેજ પ્રયત્ન કર્યો હતો, કારણ કે તે કારણો મારી પાસે પ્રત્યક્ષમાં નહોતાં. એ કારણો ગમે તો ટુંકમાં પણ કહી બતાવવાં જોઇએ. તમારી માતાના કુટુમ્બની સ્થિતિ જો કે વાંધો લેવા લાયક હતી તોપણ તે, તમારી બહેન, તથા તમારી બીજી ત્રણ નાની બહેનોએ વારંવાર વિવેકની ખામી બતાવી છે—અવિવેક દર્શાવ્યો છે અને વળી તમારા પિતાએ પણ એવી ખામીજ વારંવાર જણાવી છે તેની સરખામણીમાં કાંઈજ નથી. તમને ગુસ્સે કરવાથી મને પોતાને દુઃખ થાય છે. પરંતુ તમારાં નિકટનાં સગાંઓની ખામીઓ માટેની તમારી ચિંતામાં અને તે ખામીઓ કહી બતાવવાથી તમારી જે નાપસંદગી થાય છે તેમાં, તમને એટલો વિચાર કરવાથી દિલાસો મળશે કે તમે તમારી જાતે એવી જાતની કોઇ નિંદાના ભાગમાંથી દૂર રહી શકયાં તે સાધારણ રીતે તમારી બહેનના કરતાં થોડી પ્રશંસા કહેવાય નહીં; તે બંને બુદ્ધિ તથા સ્વભાવને માન ભરેલું ગણાય તે કરતાં એ પ્રશંસા ઓછી નથી. હું વિશેષમાં એટલુંજ કહીશ કે તે સાંજે જે બનાવ બન્યો તે ઉપરથી બધા પક્ષો વિષેનો મારો અભિપ્રાય દૃઢ બન્યો હતો તથા મને, મારા મિત્રને ઘણાજ દુર્ભાગી સંબંધમાં જોડાતો અટકાવવાની લાલચ પણ વધી. એ સંબંધને હું ઘણોજ દુઃખી સંબંધ ગણુતો હતો. તે બીજે જ દહાડે નેધરલેન્ડ છોડીને લંડન જવા

નીકળ્યો હતો અને મને ખાત્રી છે કે તમને પણ યાદ હશે કે તેની યોજના તુરતજ પાછા ફરવાની હતી.

"તેમાં મેં જે ભાગ ભજવ્યો હતો તેનો ખુલાસો કરવાની હવે જરૂર છે. તેની બ્હેનોને પણ મારી સાથેજ મારા જેટલીજ ચિંતા થઇ હતી. અમારી લાગણીઓ એકજ પ્રસંગે થઇ તે તુરતજ અમને માલમ પડયું હતું અને તેમના ભાઇને છુટો પાડી નાંખવા માટે હવે સમય ગુમાવવાની જરૂર નથી એવું અમે એકજ વખત જાણી ગયાં હતાં તેથી અમે તેને લંડનમાં મળવા માટે તુરતજ ઉપડયાં. એ પ્રમાણે અમે ગયાં અને ત્યાં જઇને હું મારા મિત્રને એવી પસંદગીથી આવતાં કેટલાંક નરસાં પરિણામો બતાવવાનું કાર્ય કરવામાં ગુંથાયો. પરંતુ, મારા એ ઠપકાથી તેના નિશ્ચયને ગમે તેવો આંચકો લાગ્યો હોય અગર તો તેનો નિશ્ચય ઢીલો થયો હોય તોપણ મારા ધારવા પ્રમાણે જો તમારી બ્હેનની બેદરકારી વિષે મેં તેને ખાત્રી આપીને તે ઠપકાને પૂર્તિ આપી ન હોત તો હું નથી ધારતો કે તેથી તેમનાં લગ્ન થતાં અટકી જાત. તેણે પહેલાં એમ માન્યું હતું કે તેણી, જો કે તેના જેટલીજ દરકાર બતાવીને વળતો સ્નેહ નહી બતાવે તો છેવટે અંતરની લાગણીથી પણથી પણ સ્નેહ દર્શાવશે. પરંતુ બિંગ્લેમાં કુદરતી શરમાળપણું બહુ છે. તે તેના પોતાના અભિપ્રાય કરતાં મારા અભિપ્રાય ઉપર વધારે આધાર રાખે છે. આથી કરીને, તે છેતરાયો છે, એવી તેને ખાત્રી કરી આપવાનું કામ કાંઈ બહુ કઠણ નહોતું. જયારે એવી રીતની ખાત્રી કરી આપી એટલે પછી હર્ટફર્ડશાયરમાં પાછા નહીં જવાને તેને સમજાવવો તે એક પળનુ પણ કામ નહોતું.

જો મેં તમારી બહેનની લાગણીઓ દુખવી હોય તો તે અજાણ-તાંજ દુખાઈ હતી; અને જે હેતુઓથી હું આમ કરવાને દોરાયો હતો તે કુદરતી રીતે અપૂર્ણ લાગતાં હોય તોપણ તે હેતુઓને વખોડી કાઢવાનું હું હજુ શીખ્યો નથી.

"હવે પેલા વધુ મજબુત આરોપના સંબંધમાં–મિ. વિકહા-મની હાનિ કરવા સંબંધમાં, મારા કુટુમ્બ સાથેનો તેનો બધો સંબંધ તમારી આગળ ખુલ્લો કરીને એ આરોપ હું નાબૂદ કરી આપીશ.

"મિ. વિકહામ એ એવા તો આબરૂદાર ગૃહસ્થનો છોકરો છે કે જેના હસ્તક પેમ્બરલીની બધી જાગીરોનો વહિવટ ઘણાં વર્ષો સુધી રહ્યો હતો અને તે કામ કરવામાં તે ગૃહસ્થે એવું વર્તન રાખ્યું હતું કે જેથી મારા પિતાએ તેની કાંઈક સેવા બજાવવા-નો ઇરાદો કર્યો હતો અને તેથી મારા પિતાએ જયોર્જ વિકહામ કે જે તેનો દત્તક પુત્ર હતો તેના ઉપર ઘણુંજ માયાળુપણું બતાવ્યું. મારા પિતાએ તેને નિશાળમાં ભણાવ્યો અને પછી કેમ્બ્રીજમાં અભ્યાસ કરવાને મદદ આપી–આ મદદ ઘણીજ અગ-ત્યની હતી કારણ કે તેનો પોતાનો પિતા, તેની સ્ત્રીના ઉડાઉપણાને લીધે હમેશાં ગરીબ રહેતો હતો તેથી, એક સદ્‌ગૃહસ્થને છાજે તેવી કેળવણી તેને આપવાને તે અશક્ત થાત. મારા પિતા યુવાન્ માણસની સોબતના એટલા બધા શોખીન હતા એટલુંજ માત્ર નહીં; કારણ કે તે યુવાન્ માણસની રીતભાત બહુજ મળતાવડી હતી. મારા પિતા વળી તેના વિષે બહુ ઉચ્ચ અભિપ્રાય ધરાવતા હતા અને તે યુવાન્ માણસ પાદરીનો ધંધો પસંદ કરશે એવી

આશા રાખીને તે માટેની જોગવાઇ કરી આપવાનો પણ તેમનો ઇરાદો હતો. જો મારી પોતાની બાબતમાં પુછવામાં આવે તો, તેના વિષે જુદીજ રીતનો વિચાર કરવા માંડયાને મને ઘણાં વર્ષ થયાં. દુરાચરણી વૃત્તિઓ—એટલે કે કોઈ પણ સિદ્ધાંતની ખામી કે જેને, તે પોતાના સારામાં સારા મિત્રના જાણવામાં આવે નહી તેની સંભાળ રાખતો હતો તે બીના લગભગ મારા જેટલીજ ઉમરના યુવાન્ માણસના અવલોકનથી નજર બહાર રહી શકે નહીં; વળી તેને તેની અસાવધતાના સમયે પણ જોવાની મને જે તક મળી હતી, તે તક મહુંમ મિ. ડાર્સીને મળી શકે નહી, પણ મારી નજર ચુકાવી શકાય નહી.

"મારા ભલા પિતા આશરે ૫ વર્ષ ઉપર ગુજરી ગયા, અને મિ. વિકહામ તરફનો તેમનો સ્નેહ છેવટ સુધી એટલો તો દૃઢ હતો કે તેમણે પોતાના વસીઅતનામામાં મને ખાસ એવી ભલામણ કરી હતી કે તે તેના ધંધામાં પ્રગતિ કરી શકે એવી સારામાં સારી રીતે તેની ઉન્નતિને મદદ આપવી અને જો તે કોઇ પંથનો સ્વીકાર કરે તો મારા પિતાએ એવી ઇચ્છા દર્શાવી હતી કે, એક કુટુમ્બને રહેવાનું કીંમતી મકાન જેવું ખાલી થાય કે તુરતજ તેને સ્વાધીન કરવું. વળી વસીઅતનામામાં તેને એક હજાર પાઉન્ડનો વારસો આપવાનું જણાવેલું હતું. તેના પોતાના પિતા, મારા પિતાના મૃત્યુ બાદ બહુ જીવ્યા નહી અને ઉપરના બનાવ બન્યા પછી માત્ર અડધા વર્ષની મુદતમાંજ મિ. વિકહામે મને એવું લખી મોકલ્યું કે "કોઈ પણ પંથની દીક્ષા લેવાની વિરૂદ્ધનો છેવટનો નિશ્ચય કરીને હું એવી આશા રાખું

ખું કે મને કાંઇક વધારે અને તુરતમાંજ નાણાં સંબંધી લાભ મળે એવી આશા રાખવી તે મારા માટે ગેરવાજબી ગણાશે નહીં તે મારે ધારવું જોઇએ. મને જે રીતે બદલો આપવાનું નક્કી કર્યું છે તેથી મને કાંઇ લાભ થશે નહીં. " તેણે વધારેમાં એમ જણાવ્યું કે "કાયદાનો અભ્યાસ કરવાનો મારો ઇરાદો છે અને તમારે જાણવું જોઇએ કે એક હજાર પાઉન્ડના વ્યાજમાંથી પુરતો નિભાવ થશે નહીં." તેના આ લખાણમાં તે સહૃદય હોય એવું તેનું કહેવું માનવાની મારી ઇચ્છા હતી અને ગમે તે રીતે તેની દરખાસ્ત પ્રમાણે ચાલવાને હું સંપૂર્ણ રીતે તૈયાર હતો. હું જાણતો હતો કે મિ. વિકહામે પાદરીનો ધંધો કરવો ન જોઈએ; આથી એ બધી બાબતનો તુરતજ નિર્ણય થયો–તેણે દેવળમાં જો કોઇ પાદરીની જગા મળે તો તેનું તથા દેવળમાં કાંઇ પણ મદદ આપવાના હકનું રાજીનામું આપી દીધું અને તેને બદલે ૩૦૦૦ પાઉન્ડનો સ્વીકાર કર્યો. હવે અમારી વચ્ચેનો બધો સંબંધ તુટી ગયેલો જણાયો. તેને પેમ્બર્લીમાં આમંત્રણ આપી બોલાવવાનું મને પણ ખોટું લાગ્યું તેમજ તેને શહેરના સમાજમાં દાખલ કરવાનું પણ મેં ગેરવ્યાજબી ધાર્યું. મારા માનવા પ્રમાણે તે મુખ્યત્વે કરીને કસ્બામાં રહેતો હતો, પણ કાયદાનો અભ્યાસ કરવાનું તો તેણે માત્ર બહાનુંજ કાઢયું હતું અને હવે બધા પ્રતિબંધોમાંથી મુક્ત થવાથી, તેનું જીવન માત્ર આળસુપણામાં અને મોજશોખમાં વ્યતીત થવા લાગ્યું. લગભગ ત્રણ વર્ષ સુધી મેં તેના વિષે કાંઇ સાંભળ્યું નહોતું; પરંતુ જે જીવનની તેને માટે યોજના કરી હતી તે જીવનમાં રહીને કાળ વ્યતીત કરનારો માણસ ગુજરી ગયો ત્યારે તેણે ફરીથી મારી પાસે કાંઈક બક્ષીસની

અરજ કરી. તેણે મને ખાત્રી આપી તથા મેં પણ તેના કહેવામાં મુશ્કેલી વિનાજ શ્રદ્ધા રાખી કે તેના સંયોગો ઘણાજ ખરાબ હતા. કાયદાનો અભ્યાસ તેને ફાયદા વિનાનો માલુમ પડયો હતો અને હવે કોઇ પણ પંથના પાદરીનું કામ કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો; માત્ર મારે તેને તેવી રીતનું જીવન મેળવી આપવાનું હતું–તેને તે બાબતમાં કાંઇ પણ શંકા નહોતી. તેણે જણાવ્યું હતું કે "મને ખાત્રી છે કે મારૂં પોષણ કરવાને બીજો કોઈ સખ્સ નથી" તથા તેણે મને મારા પૂજ્ય પિતાનો ઇરાદો ભૂલી નહીં ગયાનું પણ જણાવ્યું હતું. આવી રીતની અરજનો સ્વીકાર કરવાની ના પાડવા માટે અથવા તો તેવી અરજ ફરીથી કરે તેવી દરેક તર્કે તેની સામે થવા માટે તમે મને ભાગ્યેજ ઠપકો આપશો. તેને જે ગુસ્સો આવ્યો તે તેના સંયોગોના દુઃખના પ્રમાણમાં હતો–અને બેશક, મારી આગળ તે મારા વિષે અપશબ્દો બોલતો હતો. આ સમય પછી ઓળખાણનો દરેક સંયોગ પડતો મૂકવામાં આવ્યો હતો. તેણે પોતાનું જીવન કેમ વ્યતીત કર્યું તે હું જાણતો નથી, પરન્તુ ગયા ઉનાળામાં તે ફરીથી ઘણીજ દુઃખકારક રીતે મારી નજરે પડયો.

" મારે હવે એક એવા બનાવની હકીકત કહેવી પડે છે કે જેને હું મારી મેળે ભૂલી જઉં એવી ઇચ્છા કરૂં, અને જે બનાવને હાલના કરતાં ઓછી અગત્યના આભારથી કોઇ પણ મનુષ્ય પ્રાણી આગળ હું કદી ખુલ્લો કહી બતાવું નહીં. આટલું કહીને, હવે મને તમારી પાસે કાંઇ ખાનગી વાત કરવામાં શક રહેતો નથી. મારી બહેન કે જે મારાથી ૧૦ વર્ષ નાની છે તેને મારી

માતાના ભત્રીજા, કર્નલ ફિટ્ઝવિલિયમના અને મારા વાલીપણા નીચે મૂકવામાં આવી હતી. આશરે એક વર્ષ પહેલાં તેને નિશાળેથી ઉઠાડી મૂકવામાં આવી હતી અને તેને લંડનમાં એક ખાતામાં મૂકી હતી, અને ગયા ઉનાળામાં તે ખાતાની જે ઉપરી બાનુ હતી તેની સાથે તે રામ્સગેટ ગઈ હતી; મિ. વિકહામ પણ બેશક પોતાની યુક્તિ પાર પાડવાને ત્યાં ગયો; કારણ કે ત્યાં મિસિસ યૂન્જ અને તેની વચ્ચે અગાઉની ઓળખાણ હોય એમ સાબીત થયું. મિસિસ યૂન્જના ચારિત્ર્યના સંબંધમાં અમે દુર્ભાગ્યવશાત્ ઠગાયા હતા; અને તેણીએ આંખમીંચામણું કર્યાથી તથા મદદ આપ્યાથી, જયોર્જીનીઆ કે જેના સ્નેહાર્દ્ર હૃદય ઉપર તેણીના બચપણના વખતના માયાળુપણાની તેણે મજબુત છાપ પાડી હતી તેણીને તેણે પોતાની જાત માટે એવી તો લટ્ટુ બનાવી કે તેણી તેની સાથે પ્રેમમાં છે, એવું તેણીને માનવાને સમજાવાયું અને તેણીએ તેની સાથે નાસી જવાની પણ સંમતિ આપી. તે વખતે તેણીની ઉમ્મર માત્ર ૧૫ વર્ષની હતી, જેથી તેણીને ક્ષમા મળવી જોઇએ. આ તેણીના ગેરડહાપણનો વૃતાંત આપીને પણ મારે એટલું ઉમેરવું જોઇએ કે તેનું જ્ઞાન મને તેણીની પાસેથીજ થયું. તેઓ બન્નેએ નાસી જવાનો ઇરાદો કર્યો હતો તેના એક કે બે દહાડા અગાઉ હું તેમને અચાનક મળી ગયો અને જયોર્જીનીઆ એ, હું તેની એક પિતા સમાન સંભાળ રાખતો હતો તેથી મારી આગળ બધાય બનાવને કબુલ કરી દીધા. મને કેવી લાગણી થઇ હશે અને હું કેવી રીતે વર્ત્યો હોઇશ તેની કલ્પના હવે તમે કરો. મારી બહેનની આબરૂ તથા તેની લાગણીઓને ખાતર તે બધું લોકોમાં જાહેર

કરવાથી હું અટકી ગયો; પરંતુ મિ. વિકહામ કે જે તે સ્થળ તુરતજ છોડીને ચાલ્યો ગયો હતો તેને મેં લખી મોકલ્યું તથા મિસિસ યૂન્જને પણ અલબત તેણીની પાસેથી દૂર કરવામાં આવી. મિ. વિકહામનો મુખ્ય હેતુ બેશક મારી બહેનની ભવિષ્ય લેવાનો હતો, કે જે ૩૦ હજાર પાઉન્ડની છે, પરન્તુ હું એટલું ધાર્યા વિના રહી શકતો નથી કે મારા ઉપર તેનું વૈર લેવાની તેને બહુ જ લાલચ થઇ હતી અને ખરેખર તેનું વૈર પૂરેપૂરૂં વળ્યું હોત.

" બાનુ, જે દરેક બનાવમાં અમારા બન્નેનો સંબંધ હતો તે મેં બરાબર વફાદારીથી આ પ્રમાણે કહી બતાવ્યો છે; પણ શું ખુલ્લું પાડવું જોઇએ અગર પાડી શકાય તે જાણવાને માટે હું તે વખતે મારી જાત ઉપર પુરતો કાબૂ ધરાવતો નહોતો. કારણ કે આ જે બધું કહેવામાં આવ્યું છે તેની સચ્ચાઇને માટે હું કર્નલ ફિટઝવિલિયમની સાહેદીને ખાસ કરીને અપીલ કરી શકું તેમ છું, કે જે, અમારો પાસેનો સગો તથા કાયમનો મિત્ર હોવાથી તથા એથી પણ વિશેષમાં મારા પિતાના વસીઅતનામાનો એક વહિવટદાર હોવાથી, ઉપરના બનાવોની દરેક વિગતથી અચુક રીતે જાણીતો છે. જો મારા તરફના તમારા તિરસ્કારને લીધે મારા આ કહેવાને તમે નજીવું ગણતાં હો તો તેજ કારણથી મારા ભાઇમાં વિશ્વાસ મૂકવાથી તમને અટકાવી શકાય નહીં; અને વળી તેની સલાહ લેવામાં આવે એવો સંભવ હશે તો હું આ પત્ર સહવારના સમયે તમારા હસ્તમાં મૂકવાની કોઈ પણ તક મેળવવાનો પ્રયત્ન કરીશ. હવે હું એટલુંજ ઉમેરીશ કે પરમાત્મા તમને સુખી રાખે.

ફિટઝવિલિયમ ડાર્સી.

# પ્રકરણ ૨૮.

મિ. ડાર્સીએ જ્યારે તેણીને કાગળ આપ્યો ત્યારે જો ઇલિઝાબેથે, તે પત્રમાં તેની માગણી ફરીથી રજુ કરવામાં આવ્યાનું ધાર્યું ન હોય તો, પત્રમાં શું લખેલું છે તેનો કાંઇ પણ ખ્યાલ તેણીએ બાંધ્યો નહોતો; પરંતુ એ માગણીઓ એવી હતી એટલે એવું ધારી શકાય કે કાગળમાંના લખાણને તે બહુ આતુરતાથી વાંચી ગઇ અને કેવી લાગણીઓનો કેવો વિરોધ થયો ! જેવી તેણી પત્ર વાંચતી ગઇ તેવી તેને કેવી લાગણીઓ થઇ તેની વ્યાખ્યા કરવી મુશ્કેલ છે. તેને આશ્ચર્ય સાથે પ્રથમ એમ સમજાયું કે, તેના માનવા પ્રમાણે કોઇ પણ જાતની માફી માગવાની ડાર્સીમાં શક્તિ છે અને તેણી બહુજ દૃઢતાથી સમજતી હતી કે, જે શરમની કોઇ પણ ન્યાયની વૃતિ છુપાવી શકે નહી તેનો કાંઇ પણ ખુલાસો આપવાનું તેની પાસે સાધન હોઇ શકે નહીં. તે જે કહે તેની સામે આવો સખત વહેમ રાખીને તેણીએ નેધરફીલ્ડ ખાતે બનેલા બનાવનો અહેવાલ વાંચવા માંડયો. તેણીએ એટલી તો આતુરતાથી વાંચવા માંડયું કે જેથી વાંચનનો અર્થ સમજવાનું બળ ભાગ્યેજ તેનામાં રહ્યું હોય, તથા હવે પછીના વાકયમાં શું આવશે એ જાણવાની અધીરાઇને લીધે તેણીની નજર આગળના વાકયના અર્થ ઉપર જતી. તેની બહેનની ગેરસમજ વિષેની તેની માન્યતા ખોટી હોવાનો તો તેણીએ તુરતજ નિર્ણય કરી લીધો; અને એ યુગલ થવા દેવા સામેના ખરા અને હલકામાં હલકા વાંધાઓના ડાર્સીએ આપેલા અહેવાલથી તેણી

એટલી બધી ગુસ્સે થઇ ગઇ કે તેને બિલકુલ ન્યાય આપી શકાય નહી. તેણે જે કાંઇ પગલું ભર્યું હતું તેને માટે કાંઇ ખેદ દર્શાવ્યો નહોતો કે જેથી તેણીને સંતોષ થાય; તેની લખવાની ઢબ પણ પસ્તાવા રૂપની નહોતી પણ મગરૂરીભરી હતી. એમાં પુષ્કળ અભિમાન અને ઉદ્ધતાઈ હતાં.

પરન્તુ જયારે આ વિષયની પછી વિકહામ વિષેનો તેનો અહેવાલ આવ્યો—જયારે તેણીએ જે બનાવો, જો તે ખરા હોય તો, તેના મહત્ત્વ વિષેનો દરેક વ્હાલો અભિપ્રાય પણ ઉથલાવી નાંખે અને જે, પોતાના વિષેના તેના ઇતિહાસને એટલી બધી ભયભીત રીતે મળતા આવતા હતા, તે બનાવોના વર્ણનને કાંઈક સ્પષ્ટ ધ્યાનપૂર્વક વાંચ્યા ત્યારે—તેણીની લાગણીઓ હજુ પણ વધારે તીવ્રપણે દુઃખાઇ અને તે કહી બતાવવાને વધારે મુશ્કેલ થઇ. આશ્ચર્ય, દહેશત અને ભયથી પણ તેને અતિશય દુઃખ થયું. તેણીએ તે અહેવાલમાં બિલકુલ વિશ્વાસ નહી રાખવાની ઇચ્છા કરી અને વચમાં વારંવાર એવા ઉદ્ગાર કાઢયા કે, “ આ ખોટું હોવું જોઇએ ! આમ બની શકે જ નહીં ! આ તો ઘણું જુઠ્ઠું હોવું જોઇએ ?” અને જયારે તે આખો પત્ર વાંચી રહી હતી ત્યારે, જો કે છેલ્લાં એક બે પાનાં વિષે તે ભાગ્યેજ કાંઇ જાણતી હશે તે પછી, તેણે તે કાગળ દૂર મુકી દીધો અને એવો વાંધો દર્શાવ્યો કે તે પત્રની દરકાર જ ન કરવી, તે પત્રને કદીય પણ ફરીથી વાંચવો નહીં.

આ પ્રમાણે બિલકુલ કશાય ઉપર વિચારો કરી શકે નહી એવી મનની ડામાડોળ સ્થિતિમાં તે આગળ ચાલી; પણ એમ

કાંઇ નભે તેમ નહોતું; અડધી મીનીટમાંજ પત્રને ફરીથી ઉકેલ્યો અને પોતાનાથી બની શકે તેવી સારી રીતે સ્વસ્થ થઇને તેણીએ વિક્‌હામને લગતી જે કાંઈ હકીકત હતી તેનું ફરીથી બહુજ ક્રુદ્ધ થઇને અવલોકન કરવા માંડયું અને પોતાની જાત ઉપર એવો તો કાબૂજ રાખ્યો કે દરેક વાકયના અર્થનું પરીક્ષણ કરી શકાય.

જે અત્યન્ત ઉતાવળથી અને સાધારણ મિઝાઝથી તેણે મિ. વિક્‌હામના ઉપર આરોપો મુકવામાં આંચકો ખાધો નહોતો તેથી તેણીને મોટો ધ્રાસ્કો પડયો; અને તેને થયેલા અન્યાયનો કાંઈ પુરાવો લાવી શકાય તેમ નહોતું તેથી તો તેને વધારે વિક્ષોભ થયો. તે......પરગણાની લશ્કરી નોકરીમાં દાખલ થયો તે અગાઉ તેણીએ તેના સંબંધમાં કાંઇ સાંભળ્યું નહોતું. એ નોકરીમાં તે એક યુવાન્ માણુસના સમજાવવાથી દાખલ થયો હતો કે જે યુવક નગરમાં તેને અકસ્માત્ જ મળી જતાં, તેની સાથેનું સહજ ઓળખાણ પાછું શરૂ થયું હતું. તે પહેલાં તેના જીવનની આગળની રીતભાત વિષે હર્ટફોર્ડશાયરમાં તેણે પોતે જે કાંઇ હકીકત કહેલી તે શિવાય કાંઇ પણ જણાયું નહોતું. તેના ખરા ચારિત્ર્ય સંબંધી બાતમી મેળવવાનું તેણીની સત્તામાં હોત તોપણ તે વિષે તપાસ કરવાની તેણીને કદી પણ ઇચ્છા થઇ નહોતી. તેનો ચહેરો, તેનો અવાજ અને તેની રીતભાતથી જ તેનામાં દરેક સદ્‌ગુણનો નિવાસ હોય તેવી રીતે તે સ્થાયી થયો હતો. તેણીએ ભલાઇનો કોઇપણ દાખલો અથવા પરોપકાર અગર પ્રમાણિકતાની કોઇક પ્રસિદ્ધ નિશાની યાદ કરવાને ઘણો પ્રયત્ન કર્યો કે જેથી કરીને ડાર્સીના આક્ષેપોમાંથી તેને બચાવી શકાય; અથવા તો

ડાર્સીએ જેનું વર્ણન કરી બતાવ્યું હતું તેને ઘણા વર્ષના સતત આળસુપણા અને દુર્ગુણ તરીકે ગણી કાઢવાની જે ભૂલોને લીધે તેણીએ પ્રયત્ન કરવા ધાર્યો હતો તે ભૂલો માટે, તેના સદ્ગુણના પ્રભાવથી પ્રાયશ્ચિત્ત કરે; પરન્તુ એવી રીત કોઇ યાદગીરીએ તેની મિત્રતાનો સ્વીકાર કર્યો નહીં. ભાષણ અને મિઝાઝના દરેક મોહમાં તેણી એક પળમાંજ પોતાની નજર સમક્ષ તેને દેખી શકતી; પરન્તુ પાડોશીઓની સામાન્ય અનુમતિ તથા તેની સામાજિક સત્તાને લીધે તેના ભાઇઓમાં તેના તરફ જે માન રાખવામાં આવતું હતું તે કરતાં કાંઇ વધારે સારા પ્રકારની ભલાઇ તેને યાદ આવી શકી નહીં. આ મુદ્દા વિષે કેટલોક સમય વિચાર કર્યા પછી, તેણીએ એકવાર ફરીથી કાગળ વાંચવાનું ચાલુ કર્યું. પરન્તુ અફસોસ ! તે પછી જે વાત તેના વાંચવામાં આવી-મિસ ડાર્સી વિષેની તેની યોજનાના સંબંધની-તેથી તો આગલા દિવસે સહવારે કર્નલ ફિટ્ઝવિલિયમ અને તેણીની વચ્ચે જે વાતચિત થઇ હતી તે વધારે ખાત્રીપૂર્વક જણાઇ; અને આખરે દરેક બાબતના સત્યપણા માટે તેણીએ કર્નલ ફિટઝવિલિયમનેજ પુછવાનું ધાર્યું-કે જેની પાસેથી, તેના પિત્રાઇ ભાઇની બધી બાબતોના તેના સંબંધ વિષે તેણીને અગાઉ ખાતમી મળી હતી, તથા જેના ચારિત્ર્ય વિષે શંકા ઉઠાવવાનું તેણીને કાંઈ કારણ નહોતું.

મિ. વિકહામ અને તેણીની વચ્ચે મિ. ફિલિપ્સના ઘર આગળ તેઓ પહેલીજવાર સાંજે મળ્યાં તે વખતે વાતચિતમાં જે જે હકીકત રજૂ થઇ હતી તે બધી તેણીને સંપૂર્ણ રીતે યાદ હતી.

તે વખતે તેણે કાઢેલા ઘણાખરા ઉદ્‌ગારો હજુ પણ તેણીની યાદ-દાસ્તમાં તાજા જ હતા. એક અજાણ્યા સખ્સને એવી વાતો કહે-વાના અવિવેકથી તેણીને હવે બહુ આશ્ચર્ય થયું અને તે બાબત અગાઉ તેના ધ્યાન બહાર રહી ગઇ તેથી તે ચકિત થઈ ગઇ. તેણે જેવી રીતે તેની પોતાની જાતને આગળ પાડી હતી તેના તે કૃત્યની નિર્લજ્જતા તથા તેની પ્રતિજ્ઞાઓ અને તેની વર્તણુંક વચ્ચેની અસંગતતા હવે તેણીની ધ્યાનમાં આવી ગઈ. તેણીને યાદ આવ્યું કે તેણે, મિ. ડાર્સીને મળવામાં કાંઇપણ ભય નહી લાગ્યાની બડાશ મારી હતી–વળી વખતે મિ. ડાર્સી દેશ છોડીને જાય પણ તે તો પોતાની જમિન ઉપર રહેવાનું કહેતો હતો છતાં નેધરફીલ્ડ ખાતે થયેલા નાચના મેળાવડામાં બીજે જ અઠવાડીએ તે આવ્યો નહોતો! તેણીને વળી એવું યાદ આવ્યું કે જ્યાં સુધી નેધરફીલ્ડનું કુટુમ્બ દેશ છોડીને ગયું નહોતું, ત્યાં સુધી તેણે પોતાની વાત તેણીના શિવાય બીજા કોઇને પણ કરી નહોતી; પરન્તુ તે કુટુમ્બના પ્રયાણ પછી તે વાતની બધે ચર્ચા થઈ હતી; તેણે જોકે તેણીને એવી ખાત્રી આપી હતી કે તેના પિતાના માનને ખાતર હું તેના પુત્રનાં છિદ્રો પ્રકટ કરી શકીશ નહીં, તો પણ તે કોઈ વાતને પોતાના મનમાં રાખી શકયો નહોતો તથા ડાર્સીના ચારિત્ર્યને હલકું પાડતાં પણ તેણે કાંઇ આંચકો ખાધો નહોતો!

જેમાં જેમાં તેનો સંબંધ હતો તે બધી બીના હવે તેણીને કેવા જૂદાજ સ્વરૂપમાં જણાવા લાગી! મિસ કિંગ તરફ તે જે પ્રેમનાં ચિન્હો બતાવતો હતો તે હવે માત્ર તદ્દન ખોટા અને

તિરસ્કારપૂર્વકના ભાડુતી વિચારોનું જ પરિણામ હતું; અને તેની દોલત મધ્યમ સ્થિતિની હતી તેથી તેની ઈચ્છાઓમાં મધ્યમસરતા આવી નહીં પરન્તુ ઉલટું દરેક ચીજને હાથ કરવાની તેની આકાંક્ષા થઇ. તેણીના તરફની તેની વર્તણુંકમાં હવે કોઇપણ સહન કરી શકાય તેવો હેતુ હોઇ શકે નહીં; કાંતો તેણીની દોલતના સંબંધમાં તે ઠગાયો હોવો જોઇએ અથવા તો તેણીએ જે પસંદગી, તે બીના માનવા પ્રમાણે ઘણી જ અસાવધતાથી કરી હતી તે પસંદગીને, તે પોતાની ખોટી મગરૂરીમાં સંતોષ તરીકે ગણતો હોવો જોઇએ. તેની તરફેણમાં જે કાંઇ છેવટનો મરતો મરતો પ્રયત્ન પણ રહ્યો હતો તે હવે તદ્દન નિર્માલ્ય અને વધુ નિર્માલ્ય થયો; અને મિ. ડાર્સીને વધુ ન્યાય આપવાને ખાતર તેણી એટલું ધાર્યા શિવાય રહી શકી નહી કે મિ. બિંગ્લેને, જ્યારે જેઇનના સંબંધમાં સવાલ પુછવામાં આવ્યા ત્યારે, તેણે ઘણા વખત પહેલાંથી જ તે બાબતમાં તે બિલકુલ ઠપકાને પાત્ર નહીં હોવાનું જણાવ્યું હતું; તેની રીતભાત બહુ મગરૂરીભરી અને ત્રાસદાયક હોવાથી, તેમની વચ્ચે ઓળખાણ થયાના બધા સમય દર્મ્યાન તેણીએ એવું કાંઇ પણ જોયું નહોતું કે જેથી તે કોઈ પ્રકારના સિદ્ધાંત વગરનો અગર અન્યાયી હોય એમ કહ્યામાં આવે. એ ઓળખાણથી જ બન્ને જણ એટલાં બધાં એકત્ર થયાં હતાં તથા તેની રીતભાત કેવી છે તેની એક પ્રકારની માહિતી તેણીને મળી હતી—વળી તે ઓળખાણ દર્મ્યાન તેણીએ એવું કાંઇ સાંભળ્યું નહોતું કે જેથી તેની અધાર્મિક અગર અનૈતિક ટેવો વિષે જાણવામાં આવે. તેના પોતાના સંબંધિત મનુષ્યોમાં તેનાં વખાણ થતાં હતાં તથા તેને મહત્ત્વને ગણવામાં

આવતો હતો—વળી વિક્હામે પણ તેનાં એક ભાઇના જેવાં વખાણ કર્યાં હતાં અને તેણીએ તેને તેની બહેનના સંબંધમાં એટલા તો સ્નેહથી બોલતાં સાંભળ્યો હતો કે તેનામાં સહચારની લાગણી હોય એવું સાબીત થઇ શકે; તેનાં કૃત્યો જો વિક્હામના કહેવા મુજબનાં હોત તો, દરેક વાજબી વાતનો આટલો બધો ભંગ થયેલો ભાગ્યે જ દુનિયાથી ગુપ્ત રહી શકે; અને એવો ભંગ કરી શકે તેવા સખ્સની અને મિ. બિંગ્લે જેવા મળતાવડા માણસની વચ્ચે મિત્રતા થાય એવું કલ્પનામાં પણ આવી શકે નહીં.

હવે તે પોતાની જાતથી જ તદ્દન શરમાઇ ગઇ. ડાર્સી તેમજ વિક્હામ બન્ને વિષે તેણી એવી લાગણી વિના વિચાર કરી શકી નહી કે પોતે અંધ, પક્ષપાતી, શંકિલી અને મૂર્ખ બની ગઇ છે.

દરેક પ્રકારના તરેહ તરેહના વિચાર કરતી કરતી, બનેલા બનાવો ઉપર ફરીથી વિચારતી, તેમાં લગભગ સત્ય શું હશે તેનો નિર્ણય કરતી, અને એવા એકાએક અને એટલી અગત્યના ફેરફાર સાથે, પોતાથી બની શકે તેટલી સારી રીતે પોતાની પ્રકૃતિનો મેળ બેસાડી તે ગલીમાં બે કલાક સુધી રખડયા પછી, થાક અને ઘણા વખતની પોતાની ગેરહાજરીની યાદ આવ્યાને લીધે તે લાંબા વખતે ઘેર પાછી ફરી; અને તેણી હમેશની પેઠે આનંદી દેખાવાની ઇચ્છા કરતી જ તથા જે વિચારોથી તેણી વાતચિત કરવાને અયોગ્ય બની જાય તેવા વિચારોને દાબી દેવાના નિર્ણય સાથે તે ઘરમાં દાખલ થઈ.

ત્યાં તુરતજ તેણીને કહેવામાં આવ્યું કે રોઝિંગ્ઝથી આવેલા

બે ગૃહસ્થો તેણીની ગેરહાજરી દરમ્યાન એકે એક મળવા આવ્યા હતા; તેમાં મિ. ડાર્સી માત્ર થોડી મીનીટ રહીને રજા લેવાજ આવેલો હતો—પણ કર્નલ ફિટઝવિલિયમ તેમની સાથે ઓછામાં ઓછો એક કલાક બેસી રહ્યો હતો. તેણે તેણી હમણાં પાછી ફરશે એવી આશા રાખી હતી અને જયાંસુધી ન મળે ત્યાંસુધી તેણીનીજ પાછળ ફરવા જવાનો પણ નિશ્ચય કર્યો હતો. ઇલિઝાબેથ, તેને ગુમાવવામાં પોતાને કામ હતું એવો ડોળ કરી શકી; તેણી આથી ખરેખર આનંદ પામી હતી; કર્નલ ફિટઝવિલિયમ હવે જરૂરની વ્યક્તિ રહી નહોતી. તેણી તો તેની પાસેના પત્રનોજ માત્ર વિચાર કરી શકતી હતી.

---

## પ્રકરણ ૨૯.

---

એ બે સદ્‌ગૃહસ્થો બીજે દહાડે સહવારે રોઝિંગ્સ છોડીને ચાલ્યા ગયા અને મિ. કોલિન્સ કે જે એ વિદાય થતા ગૃહસ્થોને વિદાયગીરીની સલામ કરવા માટે ભોજનગૃહની પાસે તેમની રાહ જોઇને ઉભો હતો તે રોઝિંગ્ઝમાં થોડા વખત પર ઉદાસી દેખાવ જોયા પછી તે ગૃહસ્થો સારી તંદુરસ્તીમાં જણાય તથા જેટલા મળતાવડા સ્વભાવની આશા રાખી શકાય તેટલા મળતાવડા સ્વભાવમાં તે દેખાય તેવા આનંદકારક સમાચાર તેમના બરાબર ધ્યાનમાં ઉતારવાને શક્તિમાન્ થયો હતો. પછી તે ઉતાવળે લેડી કેથેરિન અને તેની પુત્રીને દિલાસો આપવાને રોઝિંગ્ઝ તરફ વળ્યો; અને ત્યાંથી પાછા ફરતી વખતે ઘણાજ સંતોષની સાથે

તે નામદાર ખાનુ તરફથી એવી મતલબનો સંદેશો લાવ્યો કે તે નામદારને એટલી તો ઉદાસી લાગે છે કે બધાંઓએ આવીને તે નામદારને નમવું તેવી તેની ઇચ્છા છે.

ઇલિઝાબેથ લેડી કેથરિનને એવા સ્મરણ વિના જોઇ શકી નહીં કે, જો તેણે ચાહના કરી હોત તો, તેણીને તેની ભવિષ્યની ભત્રીજી તરીકે તેની આગળ રજુ કરવામાં આવી હોત; તેમજ તે નામદાર ખાનુનો કેવો ક્રોધ થયો હોત તેનો પણ તે, સ્હેજ સ્મિત વિના વિચાર કરી શકી નહીં. "તેણીએ શું કહ્યું હોત? તેણી કેવી રીતે વર્તી હોત?" આવા આવા સવાલોથી તેણી પોતાની મેળે ગમ્મત કરતી હતી.

તેમની વાર્તાનો સૌથી પહેલો વિષય રોઝિંગ્ઝની મંડળી ઘટતી જવા વિષેનો હતો. "તમને હું ખાત્રી આપુ છું કે મને તેની બહુજ લાગણી થાય છે," લેડી કેથેરિન બોલી ઉઠી, "હું માનુંછું કે મિત્રોના જવાથી મને જેટલી લાગણી થાય છે તેટલી બીજાઓને થતી નથી. પણ હું ખાસ કરીને આ યુવાન્ માણસો તરફ મોહથી બંધાઇ ગઈ છું અને તેઓ મારા તરફ મોહથી બંધાયા છે એમ હું જાણું છું!—તેમને જતી વખતે બહુજ દીલગીરી થઇ હતી! પણ તેઓ હમેશાં એવાજ હોય છે. મારા વ્હાલા કર્નલે છેવટની ઘડી સુધી તેના ભાવને ઘણોજ મળતાવડો રાખ્યો હતો; પણ ડાર્સીને તેના વિષે ઘણી તીવ્ર લાગણી થતી હોય એમ જણાય છે અને મારા ધારવા પ્રમાણે ગયા વર્ષથી પણ વધારે લાગણી જણાય છે. રોઝિંગ્ઝ તરફ તેનો મોહ ચોક્કસપણે વધતો જાય છે."

આ સમયે મી. કોલિન્સે એક અભિનન્દનનો તથા એક સૂચનાનો ઈસારો કર્યો હતો, કે જે સાંભળીને માતા તથા પુત્રી દયાળુપણે હસી પડયાં.

ભોજન લીધા બાદ, લેડી કેથેરિને જોઈ લીધું કે મિસ બેનેટ ખુશ મિઝાઝમાં નથી એટલે તુરતજ તે બદલ પોતેજ તે હકીકત જણાવી તથા તે ફરીથી તુરતજ પોતાને ઘેર પાછી જવાની ઇચ્છા ધરાવતી નથી એમ ધારી લઇને તેણે કહ્યુંઃ—

"પણ જો એમજ હોય તો તમારે તમારી માતાને લખીને એવી અરજ કરવી જોઇએ કે મારે થોડો વધારે વખત રહેવું પડશે. મને ખાત્રી છે કે મિસિસ કોલિન્સ તમારી સોબતથી ઘણી જ રાજી થશે."

"આપના આ માયાળુપણાના આમંત્રણ બદલ આપનો હું ઘણોજ આભાર માનું છું," ઇલિઝાબેથે ઉત્તર આપ્યો, "પરન્તુ એ આમંત્રણનો સ્વીકાર કરવાનું મારા હાથમાં નથી. આવતા શનિવારે મારે નગરમાં જવુંજ જોઇએ."

"કેમ વારૂ? ગમે તેમ હોય, પણ તમને માત્ર છ અઠવાડીઆંજ અહીં થશે. મેં તો એવી આશા રાખી હતી કે તમે બે મહિના રહેશો. તમારા આવ્યા અગાઉ મિસિસ કોલિન્સને મેં એવું કહ્યું હતું. તમે આમ આટલી ઉતાવળે જતાં રહો એવો કાંઈ પ્રસંગ હોઇ શકે નહી. મિસિસ બેનેટ તમને ખરેખર અહીં બીજા પખવાડીઆ સુધી રહેવા દઈ શકે."

"પણ મારા પિતા એમ કરે નહીં. તેમણે ગયા અઠવાડીઆમાંજ મને જલદી પાછી આવવાનું લખ્યું હતું" ઇલિઝાબેથે હરકતનું દર્શન કરાવ્યું.

"અરે ! જો તમારી માતા તમને અહીં રહેવા દઈ શકે તો તમારા પિતા તો અલબત તેમ કરી શકેજ. પુત્રીઓ, તેમના પિતાને કદી એટલી બધી અગત્યની હોતી નથી; અને જો તમે બીજો મહીનો પુરેપુરો રહો, તો તમારામાંથી એક જણને લંડન સુધી લઇ જવાને હું શક્તિમાન્ થઇશ, કારણ કે જુન માસની શરૂઆતમાં એક અઠવાડીઆ સુધી રહેવા હું ત્યાં જવાની છું; અને ફેટન ગાડી માટે ડૉસન પણ કાંઇ વાંધો લેતો નહીં હોવાથી તમારામાંની એકને માટે તો ઘણી સારી જગો થશે. અને ખરેખર, જો હવા ઠંડી હોવાનો સંયોગ હશે તો તમને બન્નેને લઈ જવામાં પણ મને વાંધો નહીં આવે, કારણકે તમારામાંથી કોઇએ બહુ મોટું નથી."

"બાનુ, તમે બહુજ દયાળુ છે, પણ હું માનુંછું કે આપણે આપણી મૂળ યોજના પ્રમાણેજ ચાલવું જોઇએ," ઇલિઝાબેથે હજુ પણ પોતાનો આગ્રહ બતાવ્યો.

લેડી કેથેરિને હવે વધારે આગ્રહ કરવાનું છોડી દીધું હોય એમ જણાયું. "મિસિસ કોલિન્સ, તમારે તેમની સાથે એક નોકરને મોકલવોજ. તમે જાણોછો કે હું હમેશાં મારા અંતર્થી જ બોલુંછું અને બે યુવાન સ્ત્રીઓ તેમની મેળેજ એકલી મુસાફરી કરે એ વિચારને હું સહન કરી શક્તી નથી. કોઇને સાથે મોકલવાની તમારે યોજના કરવીજ જોઇશે. દુનિયામાં એવી જાતની રીતભાતને માટે મને બહુજ તિરસ્કાર છે. યુવાન્ સ્ત્રીઓનું, જીવનમાં તેમની જેવી સ્થિતિ હોય તે પ્રમાણે, હમેશાં યોગ્ય રીતિએ રક્ષણ કરવું જોઇએ તથા તેમની સાથે રહેવું જોઇએ. જ્યારે

મારી ભત્રીજી જયોર્જીનીઆ ગયા ઉનાળામાં રામ્સગેઈટ ગઇ ત્યારે મેં તેણીની સાથે બે મરદ નોકરોને મોકલવાની ગોઠવણ કરી હતી. પેમ્બર્લીના મિ. ડાર્સીની પુત્રી મિસ ડાર્સી અને લેડી એની, એથી બીજી કોઇ રીતે વિવેકસરનો દેખાવ કરી શક્યાં હોત નહીં. એવી બધી બાબતોમાં હું અત્યન્ત ધ્યાન આપું છું. મિસિસ કોલિન્સ, તમારે એ યુવાન્ અબળાઓ સાથે જહૉનને અવશ્ય મોકલવો, એ જણાવી દેવાનું મને સૂઝયું તેથી હું ઘણી રાજી થઇ છું. કારણકે તેમને એકલીજ જવા દેવામાં તમને પોતાનેજ શોભાભર્યું ગણાય નહીં."

"મારા કાકા અમારા માટે એક નોકરને મોકલવાના છે."

"અરે !–તમારા કાકા !–તે નોકર રાખે છે, શું ? આવી બાબતનો વિચાર કરનાર તમારૂં કોઇ સગું છે તેથી હું બહુજ રાજી થઇ છું. તમે ઘોડાઓની અદલાબદલી કયાં કરશો ? અરે ! બ્રોમ્લી આગળ, અલબત–જો તમે બેલ આગળ મારૂં નામ દેશો, તો તમારી યોગ્ય ખરદાસ્ત થશે."

મુસાફરીને લગતા બીજા ઘણા સવાલો લેડી કેથેરિનને પુછવાના હતા, અને તે બધા સવાલોના જવાબ તેણીએ પોતેજ આપ્યા નહીં તેથી તે તરફ ધ્યાન આપવાની જરૂર હતી; ઇલિઝાબેથે આને માટે પોતાને ભાગ્યશાળી ધારી; અથવા તો, એવી રીતે પોતાનું મન ગુંથાએલું હોવાથી તે પોતે કયાં હતી તે પણ ભૂલી ગઈ. વિચાર કરી જોવાનું કામ એકાન્તના સમય માટેજ અમાનત રાખવું જોઇએ; જયારે જયારે તેણી એકલી પડતી હતી ત્યારે ત્યારે તેણી પોતાનું વિચાર કરવાનું કાર્ય

છુટથી ફરીને બહુ આરામ લેતી; અને એકાન્તમાં ફર્યો શિવાય તેનો એક દિવસ પણ જતો નહીં. તે ફરવા જતી વખતે પોતાને આનંદ જ મળે એવી એવી વાતો યાદ લાવીને આનંદ કરવા મંડતી.

મિ. ડાર્સીનો પત્ર બરાબર અંતરથી તુરત જાણી જવાની હવે તેને તક મળી. તેના દરેક વાકયનો તેણીએ અભ્યાસ કર્યો, અને વખતો વખત તે પત્રના લખનાર તરફની તેણીની લાગણી ઘણી જુદીજ થઇ જતી. જ્યારે તેના ભાષણની ઢબ તેણીને યાદ આવતી ત્યારે તેણીને હજુ પુરેપુરો ગુસ્સો આવતો, પણ જયારે તેણીને એવો વિચાર આવે કે તેણીએ કેટલી ગેરવાજબી રીતે તેનો તિરસ્કાર કર્યો હતો અને તેને ધમકાવ્યો હતો ત્યારે તેણીનો ગુસ્સો પોતાની જાત તરફ વળતો; અને તે નિરાશ થયેલી લાગણીઓની દયાનું પાત્ર બનતી. તેના સ્નેહના બંધનમાંથી આભાર જણાયો અને તેના સામાન્ય ચારિત્ર્ય માટે તેણીને માન ઉત્પન્ન થયું; પણ તેણી તેને પસંદ કરી શકી નહીં; તેમજ તેણીએ જે ના પાડી હતી તે કૃત્ય માટે તેણી એક પળ પણ પસ્તાવો કરી શકી નહીં તેમજ તેને ફરીથી મળવાની જરાય વૃત્તિ પણ થઈ નહીં.

---

## પ્રકરણ ૩૦.

---

શનિવારે સવારે ઇલિઝાબેથ અને મિ. કોલિન્સ બીજાઓના આવ્યા અગાઉ થોડી મીનીટ પહેલાંથી નાસ્તો કરવા માટે ભેગાં

થયાં; અને તેણે જે વિદાયગીરી વખતની સલામ કરવાનું અચૂક જરૂરનું ધાર્યું હતું તેની તક લીધી.

તેણે કહ્યું: "મિસ ઇલિઝાબેથ, મિસિસ કોલિન્સે તમે અહીં આવીને રહ્યાં તે બદલ તમારા માયાળુપણાના સ્વીકાર વિષેના ઉદ્ગાર કાઢયા છે કે નહીં તેની મને ખબર નથી; પણ મને ચોક્કસ ખાત્રી છે કે તેવા ઉદ્ગાર કઢાવ્યા વિના તમે આ મકાન છોડી જશો નહીં. હું તમોને ખાત્રી આપુછું કે તમારી સોબતથી અમને બહુજ માન મળ્યું હોય એવી લાગણી થઈ છે. અમારા ગરીબ આવાસમાં આવવાને કોઇને પણ લલચાવાનું કેટલું થોડું સાધન છે તે અમે જાણીએ છીએ. અમારી રહેણીકરણીની સારી રીત અમારા નાના ઓરડાઓ અને થોડાક નોકરો તથા દુનિયાના થોડા કામનો અમને અનુભવ મળે છે તે બધાને લીધે તમારા જેવી યુવાન્ અબળાને હન્સફોર્ડ અતિશય ઉદાસ જણાતુંજ જોઇએ, પણ આશા રાખુંછું કે તમે જે આ મહેરબાની બતાવી છે તે માટે અમને ઉપકૃત થયેલાં માનશો અને તમારો સમય નિરાનન્દમાં પસાર થતો અટકે તે માટે અમે અમારાથી બની શકે તેટલું કરી ચુકયાં છીએ."

ઇલિઝાબેથ આભાર માનવાને તથા સુખ મળ્યાથી ખાત્રીઓ આપવાને આતુર હતી. તેણીએ ઘણાજ આનંદથી ૬ અઠવાડીયાં ગાળ્યાં હતાં, અને શાર્લોટીની સાથે રહેવાના આનંદથી તથા પોતાના પ્રત્યે જે માયાળુભર્યું ધ્યાન આપવામાં આવ્યું હતું તેથી તેણીના ઉપર આભાર ચડયાની લાગણી તેણીને થવી જોઇએ. મિ. કોલિન્સને આથી સંતોષ થયો અને જરા વધારે ગંભીરતાથી તેણે ઉત્તર આપ્યો કે—

"તમારો કાળ જરા પણ નાપસંદગી વિના વ્યતીત થયો તે સાંભળીને મને મોટો આનંદ થાય છે. ખરેખર, અમે અમારાથી બનતો બધો પ્રયત્ન કર્યો છે; અને સુભાગ્યે તમને શ્રેષ્ટ સમાજનો પરિચય કરવાનું અમારી સત્તામાં હોવાથી તથા રોઝિંગ્ઝ સાથે અમારો સંબંધ હોવાથી—જે અમારા આ ગરીબ નિવાસના દેખાવમાંથી હવાફેર કરવાનું સાધન છે—હું ધારૂંછું કે હન્સફોર્ડ ખાતેની તમારી મુલાકાત તદ્દન કંટાળો આપે તેવી તો નથી નીવડી એથી અમે અમારી જાતને માટે મગરૂરી કરી શકીએ. લેડી કેથેરિનના કુટુંબના સંબંધની અમારી સ્થિતિથી તો અમને એક પ્રકારનો અસાધારણ લાભ તથા સુખ મળ્યાં છે કે જે બીજાઓને ભાગ્યેજ મળી શકે. અમે કેવા ધોરણ ઉપર મુકાયાં છીએ તે તમે જુઓ છો, અમે ત્યાં રાતદિન કેટલાં રોકાયેલાં છીએ એ પણ તમે જોયું છે. સત્ય કહું તો, મારે કબૂલ કરવું જોઇએ કે આ ગરીબ ધર્મગુરૂઓના નિવાસસ્થાનમાં બીજા ગેરલાભ ઘણા છે તે છતાં એમાં વસનારી એક વ્યક્તિ દયાનું પાત્ર થઈ પડે એમ હું ધારતો નથી, અને રોઝિંગ્ઝમાં તેઓ અમારી સાથેના સ્નેહનાં ભાગીદાર બને છે."

તેની લાગણીઓને ઉચ્ચ પ્રદેશમાં લઇ જવાને આ શબ્દો પુરતા હતા, અને ઇલિઝાબેથને થોડાંજ વાક્યોની અંદર ફરવાની જરૂર પડી.

"ખરી રીતે મ્હારી વ્હાલી બ્હેન, હર્ટફોર્ડશાયરમાં અમારા સંબંધમાં તમે ઘણીજ સારી હકીકત જણાવશો. તમે એમ કરવાને શક્તિમાન્ થશો એટલી તો મારી જાતની ખુશામત હું કરૂં છું.

મિસિસ કોલિન્સ તરફ લેડી કેથરિને ઘણું ધ્યાન આપ્યું છે તેના તમે દરરોજનાં સાક્ષી બન્યાં છો; અને હું બધી રીતે વિશ્વાસ રાખું છું કે તમારી સખીએ પણ કોઈ દુર્ભાગ્ય ખેંચ્યું હોય એમ દેખાતું નથી પરંતુ આ મુદ્દા ઉપર તો ચુપ થઇ જવું એજ સારૂં છે. મારાં વ્હાલાં મિસ ઇલિઝાબેથ, માત્ર મને તમને ખાત્રી આપવા દો કે લગનમાં પણ આવીજ રીતનો આનંદ થાય એવું મારા અંતઃકરણમાં હું ઘણીજ માયાળુ રીતે ઇચ્છું છું. મારી વ્હાલી શાર્લોટીનું અને મારૂં મન એકજ છે અને અમારી વિચારશ્રેણી પણ એકજ છે. અમારી વચ્ચે દરેક બાબતમાં ચારિત્ર્યનું તથા વિચારોનું ઘણુંજ પ્રશંસનીય સામ્ય રહેલું છે અને જાણે એક બીજાને માટેજ અમે નીમેલા હોઇએ એમ અમને લાગે છે.”

ઇલિઝાબેથ સહીસલામતિથી એટલું કહી શકી કે જ્યાં એવો પ્રસંગ હોય ત્યાં બહુજ સુખ હોય છે અને એટલીજ સહૃદયતાથી તેણીએ ઉમેર્યું કે, તેમના આવાસમાં કૌટુમ્બિક સગવડોથી તેણીને ઘણો આનંદ મળ્યો હતો, એમ તે માનતી હતી. તો પણ એ સુખસગવડો કરી બતાવવાના કાર્યમાં ત્યાં તે સ્ત્રીના આવવાથી ખલેલ પડી તેથી તે દિલગીર થઇ નહીં. બંન્ને જણ ઉઠીને તે સ્ત્રીની તરફ ગયાં. ગરીબ બીચારી શાર્લોટી ! તેણીને આવા સમાજમાં મુકી જવાનું બહુ દુઃખકારક હતું ! પણ તેણીએ પોતાની ખુલ્લી આંખોએ તે સમાજ પસંદ કર્યો હતો ! આજે જોકે તેની પરોણીઓ જવાની હતી તેથી તે દેખીતી રીતે દિલગીરી બતાવતી હતી તોપણ તેણીએ પોતાના તરફ દયા દર્શાવવાની કોઇ માગણી

ફરી ન હોતી. તેણીએ પોતાના ઘરમાંથી તથા તે ઘરની વ્યવસ્થા-માંથી, તથા તેણીના લત્તા ઉપરથી તથા તેણીનાં મરઘાં બતકાં ઉપરથી તથા તે માટેનાં બધાં આશ્રિત કામો ઉપરથી હજુ મોહ ઉતરી ગયો નહોતો.

આખરે ગાડી આવી પહોંચી, પેટીઓને તેના ઉપર બાંધી દેવામાં આવી, પોટકાં અંદર મૂકી દેવામાં આવ્યાં, તૈયાર થવાનું જાહેર કરવામાં આવ્યું. મિત્રોમાં અરસ્પરસ સ્નેહ સાથે હસ્ત મેળાપ તથા વિદાયગીરીની સલામો થયા બાદ ઇલિઝાબેથને મિ. કોલિન્સે બરાબર સાચવીને બેસાડી અને જ્યારે તેઓ બાગ સુધી ગયાં ત્યારે મિ. કોલિન્સે તેણીના આખા કુટુમ્બને નમન કરવાનો સંદેશો ઇલિઝાબેથ દ્વારા મોકલવા માંડયો, શિયાળામાં લૉંગબર્ન ખાતે તેના તરફ જે માયાળુતા બતાવવામાં આવી હતી તે માટે આભારની લાગણી દર્શાવવાનું પણ તે ભૂલ્યો નહીં તેમજ મિ. અને મિસિસ ગાર્ડનર જો કે જાણતાં નહોતાં તોપણ તેમને સલામ કહેવરાવતાં ચુકયો નહીં. આ પછી તેણે તેણીને અંદર બેસાડી, મેરીઆ પણ તેની પાછળ અંદર ગઇ, અને દ્વાર બંધ કરવાની તૈયારી થતી હતી એવામાં તેણે તેમને એકાએક આશ્ચર્ય સાથે યાદ દેવરાવ્યું કે, " તેઓ હજી રોઝિંગ્ઝની બાનુઓ માટે કોઇ પણ સંદેશો મોકલવાનું ભૂલી ગયાં છે ! "

તેણે જણાવ્યું: " પણ તે બાનુઓને તમારી નમ્ર સલામ કહેવડાવવાની તમારી ઇચ્છા હશેજ, કેમકે જેટલો સમય તમે અહીં રહ્યાં છો તે દરમ્યાન તમારા તરફ તેમણે જે માયાળુપણું દર્શાવ્યું તે માટે તમે તેમનાં આભારી થયાં છો. "

ઇલિઝાબેથે કાંઇ વાંધો લીધો નહીં; પછી દ્વારને બંધ કરવામાં આવ્યું અને ગાડી ત્યાંથી હંકારી જવામાં આવી.

"અરે ભલા પરમાત્મા!"–થોડો સમય ચૂપ રહ્યા પછી મેરીઆ બોલી ઉઠી, "આપણે અહીં આવ્યાને એક કે બે દહાડાજ થયા જણાય છે–તોપણ કેટલા કેટલા બનાવો બની ચુકયા છે!"

"ખરેખર ઘણા બનાવ બન્યા છે," તેણીની સખીએ નિઃશ્વાસ નાંખીને ઉત્તર આપ્યો.

"રેગ્ઝિગ્સમાં બે વખત ચહા પીવા ગયાં તે ઉપરાંત ત્યાં આપણે નવ વખત ખાણું લેવા ગયા હતાં! મારે કેટલું બધું કહેવાનું છે!"

ઇલિઝાબેથે મનમાં કહ્યું, "મારે કેટલું બધું છુપાવવાનું છે!"

તેમની મુસાફરી ઝાઝી વાતચિત વિના અને કાંઈ પણ ભય વગરની થઈ અને તેઓ હન્સફોર્ડ છોડીને ચાલ્યાં તે પછી ચાર જ કલાકમાં તેઓ મિ. ગાર્ડીનરના મકાને આવી પહોંચ્યાં, જયાં તેઓ થોડા દહાડા રહેવાનાં હતા.

જેઇન શરીરે ઠીક જણાતી હતી, અને તેણીની પ્રકૃતિ કેવી છે, તેનો અભ્યાસ કરવાનો ઇલિઝાબેથને થોડોજ સમય મળ્યો હતો, કેમકે તેની કાકીએ ઘણીજ માયાળુતાથી તેને માંટે જુદી જુદી જાતના આનંદનાં સાધનો રોકી રાખેલાં હતાં. પણ જેઇનને તેની સાથેજ ઘેર જવાનું હતું અને લોંગબર્નમાં તે બાબતનું અવલોકન કરવાનો પુષ્કળ સમય મળે તેમ હતું.

ઘેર આગળ તેમને બહુજ માયાળુપણે આવકાર આપવામાં

આવ્યો. મિસિસ બેનેટ તો જેઇનના જરા પણ કમી નહીં થયેલા સૌન્દર્યને જોઇને બહુ આનંદ પામી; અને ખાણા વખતે મિ. બેનેટે ઇલિઝાબેથને અનેક વખતે પોતાની મેળેજ કહ્યું કે–"લિઝિ, તમે બે પાછાં આવ્યાં તેથી હું બહુજ રાજી થયો છું."

ખાણું લેવાના ઓરડામાં તેમની મંડળી મોટી હતી, કારણકે મેરીઆને મળવા માટે તથા કાંઇ નવા જુની સમાચાર સાંભળવા માટે લ્યુકાસ કુટુમ્બની લગભગ બધી સ્ત્રીઓ ત્યાં આવી હતી, અને તેઓએ વિધવિધ પ્રકારના વિષયો ઉપર વાત ચીત કરી. લેડી લ્યુકાસ, ટેબલની સામે બેસીને મેરીઆને તેણીની બહેનનાં બચ્ચાં તથા તેના ભલા વિષે પુછપરછ કરતી હતી; મિસિસ બેનેટ બેવડી ગુંથાએલી હતી, એક તરફથી જેઇન પાસેથી હાલની ફેશનોનો એહવાલ એકત્ર કરતી હતી. જેઇન આ વખતે તેનાથી કાંઇ ઉતરતી બેઠકે બેઠી હતી; અને બીજી તરફથી તે બધા અહેવાલ લ્યુકાસ કુટુંબની નાની છોકરીઓને વિગતથી કહી બતાવતી; અને બાજા કોઇ સખ્સના કરતાં વધારે મોટા અવાજે લિડિયા, જે કોઇ તેણીનું બોલવું સાંભળવા રાજી હોય તેને સહવારના વિધવિધ આનંદો કહી બતાવતી હતી.

## પ્રકરણ ૩૧.

જે જે બનાવો બન્યા હતા તેથી જેઇનને જાણીતી કરવાની ઇલિઝાબેથની અધીરાઇ લાંબો વખત દબાઈ રહી નહીં; અને આખરે જેમાં પોતાની બહેનનો સંબંધ આવતો હતો તેવી દરેક

બાબત દબાવી દેવાનો નિશ્ચય કરીને તથા તેણીને આશ્ચર્યમાં નાંખી દેવાની તૈયારી કરીને તેણે બીજે દિવસે સહવારે મિ. ડાર્સી અને પોતાના વચ્ચે જે સંભાષણનો દેખાવ થયો હતો તેની મુખ્ય હકીકત તેણીને કહી બતાવી.

ઇલિઝાબેથે પોતાની બહેનના સંબંધમાં ઘણોજ પક્ષપાત બતાવ્યો અને જેથી ઇલિઝાબેથના જે કાંઇ વખાણ થયાં તે સંપૂર્ણ રીતે સ્વાભાવિક જણાયાં તેથી મિસ બેનેટનો અચંબો તુરતજ કમી થઈ ગયો અને આશ્ચર્યની લાગણી થોડાજ વખતમાં બદલાઇને બીજી લાગણીઓમાં ફેરવાઈ ગઇ. તેણીને એટલી દિલગીરી થઈ કે મિ. ડાર્સીએ તેની મનોભાવનાઓ જરાય માફક ન આવે એવી રીતે વ્યક્ત કરી હતી; પણ તે કરતાંએ તેણીની બહેને તેની માગણી સ્વીકારવાની ના પાડયાથી તેને જે દુઃખ થયું હશે તેથી તેને વધારે દુઃખ થયું.

"તેણે પોતાની ધારણામાં ફતેહમંદ થવાની જે આટલી બધી ખાત્રી રાખી હતી તેમાં તેની મોટી ભૂલ હતી," તેણી બોલી ઉઠી, "અને ખરેખર તેણે તેવા દેખાવું જોઇતું નહોતું પરન્તુ જરા વિચાર કરી જુઓ કે તેની નિરાશામાં કેટલો વધારો થયો હશે!"

"ખરેખર," ઇલિઝાબેથે ઉત્તર આપતાં જણાવ્યું, "તે માટે હું ઘણીજ દિલગીર છું. પણ તેને બીજી પણ લાગણીઓ છે, કે જેથી તે મારે માટેની કાંઇપણ દરકારને ભૂલી જશે તો પણ તેની માગણીનો અસ્વીકાર કરવા માટે તમે મને ઠપકો આપી શકશો નહીં?"

"તને ઠપકો આપું ! અરે, ના રે."

"પણ ત્યારે વિકહામના સંબંધમાં એટલી બધી તપી જઇને બોલવા માટે તમે મને કેમ ઠપકો આપો છો ?"

"ના–તું જે બોલી તે બોલવામાં તારી ભૂલ થઈ હતી એમ હું જાણતી નથી."

"પણ બીજેજ દહાડે શું બન્યું તે જ્યારે હું તમને કહી બતાવીશ ત્યારે તમે તે જાણશોજ."

આ પછી ઇલિઝાબેથે પેલા પત્ર વિષે વાત કરી અને તે-માંથી જયોર્જ વિકહામને લગતી જે જે બાબતો હતી તે તમામ ફરીથી કહી બતાવી. બિચારી જેઇનને માટે આ કેવો સખ્ત આઘાત હતો ! માનવગણની આખી જાતિમાં જેટલી દુષ્ટતા રહેલી છે તે અહીંઆ એક વ્યક્તિમાં એકત્ર થયેલી છે એવું માન્યા વિના આ દુનિયામાંથી કોણ પોતાની ખુશીથી પસાર થાય ! તેમજ ડાર્સીએ જે બદલો લીધો હતો તેથી જો કે તેની લાગણીઓ આભાર તળે આવી હતી તોપણ તેથી, આવી શોધથી તેણીને દિલાસો મળ્યો નહીં.

તેમના પાછા ફર્યાનું એક અઠવાડીઉં તુરતજ પુરૂં થયું. બીજું અઠવાડીઉં શરૂ થયું. મેરિટનમાં લશ્કરને રહેવાનો એ છેલ્લો દિવસ હતો અને આસપાસ વસતી બધી અબળાઓ સાથે સાથે ધીમે ધીમે પગલે જતી હતી. લગભગ બધે નિરાશાનું સામ્રા-જય જણાતું હતું. મિ. બેનેટની મોટી પુત્રીઓ જ હજુ ખાવા પીવાનું, નિદ્રા લેવાનું અને તેમના હમેશના ધંધાનું કાર્ય કરી શકતી હતી, તેમને કીટી અને લિડિયા આ

બેભાનપણા માટે વારંવાર ઠપકો આપતી હતી; પણ તેમનું પોતાનું દારિદ્ર અતિશય હતું તથા તેઓ કુટુમ્બની કોઇ પણ વ્યક્તિમાં એવી હૃદયની કઠોરતાનો ખ્યાલ લાવી શકતી નહીં.

પરન્તુ લિડિયાના ભવિષ્યનો અંધકાર થોડાજ સમયમાં દૂર થઇ હતો; કારણ કે તેને લશ્કરના કર્નલની પત્ની મિસિસ ફોર્સ્ટર તરફથી તેણીની સાથે બ્રાઇટન જવાનું આમંત્રણ મળ્યું. આ અમૂલ્ય મિત્ર એક ઘણીજ યુવાન અબળા હતી અને તે થોડાજ સમય ઉપર પરણી હતી. સારી પ્રકૃતિ અને સારા સ્વભાવના મળતાપણાને લીધેજ લિડિયા અને તેમની વચ્ચે પરસ્પર આકર્ષણ થયું હતું અને તેમની ત્રણ માસની ઓળખાણમાંથી તેઓ અત્યન્ત પ્રેમી સખીઓ થઇ હતી.

આ પ્રસંગે લિડિયાનો આનંદ, મિસિસ ફોર્સ્ટરને તેણે શણગાર સજાવ્યો તે, મિસિસ બેનેટનો આનંદ અને કીટીની શૂન્યાવસ્થાનું વર્ણન આપવાની ભાગ્યેજ જરૂર હોઇ શકે.

મેરિટન ખાતે લશ્કરને રહેવાના છેલ્લા દિવસે વિકહામે બીજા અમલદારોની સાથેજ લોંગબોર્નમાં ખાણું લીધું હતું; અને ઇલિઝાબેથનું વલણ તેનાથી સારી રીતિથી છુટા પાડવાનું એટલું બધું ઓછું હતું કે જ્યારે વિકહામે તેણીને એમ પુછ્યું કે હન્સફોર્ડમાં તેણીનો વખત કેવી રીતે પસાર થયો હતો ત્યારે તેણીએ, કર્નલ ફિટઝવિલિયમે અને મિ. ડાર્સીએ બન્ને એ રોઝિંઝ ખાતે ૩ અઠવાડીઆં ગાળ્યાની વાત કરી અને ઉલટું પુછ્યું, " કર્નલ ફિટઝવિલિયમને ઓળખો છો કે ? "

તે જાણે આશ્ચર્યથી ચકિત થયેલો, નારાજ અને ભયભીત

થયેલો જણાયો; એક પળમાં યાદ કરી તથા મંદ સ્મિત કરીને તેણે ઉત્તર આપ્યો કે, " મેં તેને અગાઉ વારંવાર જોયેલો છે; અને તે એક સદ્ગૃહસ્થ સરખો મનુષ્ય છે " એમ જણાવીને તેણીને પુછયું કે " તમે તેને કેવો ધારો છો? " તેણીએ ઉત્સાહથી તેની તરફેણમાં ઉત્તર આપ્યો. કાંઇક બેદરકારીના પવનથી તેણે પછી તુરતજ ઉમેર્યું–

" તે રોઝિંગ્ઝમાં કેટલો વખત રહ્યાનું તમે કહ્યું ? "

" લગભગ ત્રણ અઠવાડીઆં. "

" અને તમે તેને વારંવાર જોયો હતો ? "

" હા, લગભગ હમેશાં. "

" તેની રીતભાત તેના પિત્રાઇ ભાઇથી ઘણીજ જુદી જાતની છે "

" હા, ઘણીજ જુદી, પણ હું ધારૂં છું કે ઓળખાણ થવાથી મિ. ડાર્સી સુધરી જાય છે. "

" ખરેખર ! " વિક્હામ એવી નજર કરીને બોલી ઉઠયો, કે જે તેણીની ધ્યાન બહાર રહી નહીં. "મને જરા રજા આપો તો હું પુછું ? "–પણ પછી પોતાની જાતને કાબૂમાં લઇ તેણે જરા વધારે આનંદથી ઉમેર્યું, " તે ભાષણ કરવામાં સુધરે છે ? તેની સામાન્ય ઢબમાં તેણે સભ્યતાનો કાંઇ અંશ ઉમેર્યો છે ? પણ તે અગત્યની બાબતોમાં સુધર્યો હોય એવી હું આશા રાખી શકતો નથી. " તેણે જરા ધીમા પણ વધારે ગંભીર અવાજમાં બોલવા માંડયું.

" અરે ! નહીં રે ! " ઇલિઝાબેથે ઉત્તર આપ્યો, " મારા

માનવા પ્રમાણે તો ઘણી જરૂરની બાબતોમાં તો જેવો તે હતો તેવોજ ઘણો ખરૂ રહ્યો છે.”

તેણી આ પ્રમાણે બોલી એ દર્મ્યાન વિકૃહામે તેણીની તરફ એવી નજર કરી કે જાણે તેણીના શબ્દોથી રાજી થવું અથવા તેમાંના અર્થમાં અવિશ્વાસ રાખવો કે કેમ તેની તેને ખબર ન હોય. તેણીના ચહેરામાં કાંઇક એવો ભાવ જણાયો કે જેથી વિકૃહામને કાંઇક ભય અને ચિન્તાથી નિશ્ચિત થયેલા ધ્યાન વડે તેણીનું કહેવું સાંભળવું પડયું, અને તેણીએ ઉમેર્યું કે—

“ મેં એમ કહ્યું હતું કે તે ઓળખાણની બાબતમાં સુધરી ગયો છે ત્યારે મારા કહેવાનો ભાવાર્થ એવો ન હતો કે તેનું દિલ અગર રીતભાત સુધરતાં જવાની સ્થિતિમાં છે, પણ મારૂ કહેવુ એવું હતું કે તેને વધારે સારી રીતે ઓળખવાથી તેના સ્વભાવને સારી રીતે સમજવામાં આવે છે. ”

વિકૃહામનો ભય હવે વધારે ગુંચવણમાં અને ઉશ્કેરાયેલી નજરવાળો જણાયો. થોડી પળ સુધી તો તે ચૂપજ થઇ ગયો અને પછી પોતાનો ગભરાટ દૂર કરી, તે, તેણીની તરફ ફરીથી વળ્યો અને ઘણાજ માયાળુ અવાજે બોલ્યો—

“ તમે કે જે મિ. ડાર્સી તરફની મારી લાગણીઓને સારી રીતે જાણો છો, તે તુરતજ સમજી શકશો કે જે ખરૂ હોય તેનો દેખાવ પણ ધારણ કરવા જેટલો તે ડાહ્યો થયો છે, તે જાણીને હું અંતઃકરણથી કેટલો આનંદ પામુ છું. એ દિશા તરફની તેની મગરૂરી જો કે તેને પોતાને કાંઇ કામની નહીં હોય પણ બીજા ઘણાઓને તો તે કામ આવતી હશે, કારણ કે જે દુષ્

ગેરવતણુકથી મને સહન કરવું પડયું છે તેવી ગેરવર્ત્તણુક બીજાઓ પ્રત્યે ચલાવતાં તે અચકી જશે. મને માત્ર એટલીજ બ્હીક છે કે જે પ્રકારની સાવધતાનો તમે ઇસારો કરો છો તે માત્ર, તેની કાકીની મુલાકાતના વખતમાંજ ધારણ કરવામાં આવી છે. તે કાકીના સારા અભિપ્રાય અને વિવેકને લીધે તે દબાયલો રહે છે. જયારે જયારે તે બન્ને સાથે હોય છે ત્યારે ત્યારે, મને ખબર છે કે, તેણીના ભયથી તેના ઉપર હંમેશાં અસર થઈ છે; અને તેમાંનું ઘણું ખરૂં કારણ તો એટલા માટે છે કે મિસ ડીબર્ગ સાથે તે પોતાનું લગ્ન કરવાની ઇચ્છા રાખે છે. તે વિષે મને ખાત્રી છે કે તેના હૃદયમાં તેણીનોજ વિચાર રહેલો છે."

આ સાંભળીને ઇલિઝાબેથથી હસ્યા વિના રહી શકાયું નહીં, પણ તેણીએ માત્ર પોતાનું ડોકું સ્હેજ હલાવીનેજ ઉત્તર આપ્યો. તેણીએ જોયું કે તેની ઇચ્છા તેની ફરિયાદોના જુના વિષય ઉપર તેણીની સાથે વાતચિતમાં ગુંથાવાની છે અને તેણી પોતે તેને તેમ કરવા દેવાને ઇચ્છતી નહોતી. સાંજના ખાણીના સમયમાં, તેણે પોતે હમેશની માફક આનંદી ચહેરો જ ધારણ કર્યો હતો પણ ઇલિઝાબેથના સંબંધમાં વધારે જાણવાનો તેણે વધુ પ્રયત્ન કર્યો નહીં; અને આખરે તેઓ અરસપરસ સભ્યતા દર્શાવીને છુટાં પડી ગયાં અને વળી ફરીથી કદી નહીં મળવાની અરસપરસની ઇચ્છા થઇ હોય, એવો પણ સંભવ હતો.

## પ્રકરણ ૩૨.

ઇલિઝાબેથનો અભિપ્રાય જો બધી રીતે તેણીના કુટુમ્બમાંથી બાંધવાનો હોત તો તેણીએ કૌટુમ્બિક સગવડો અગર દાંપત્ય આનંદના સંબંધનું બહુ આનંદકારક ચિત્ર ધાર્યું નહોત. તેણીના પિતાએ યુવાની અને સૌંદર્યથી મોહ પામી, તથા યુવાની અને સૌંદર્ય વડે જે વિનોદ સાધારણ રીતે એ આવે છે તેથી આકર્ષાઇને, એક એવી સ્ત્રી સાથે લગ્ન કર્યાં હતાં કે જેણીની નબળી સમજશક્તિ અને અનુદાર વૃત્તિને લીધે લગ્ન પછી તુરતજ તેના તરફના ખરા સ્નેહનો અંત આવ્યો હતો. માન, પ્રશંસા અને વિશ્વાસ સદાને માટે અદશ્ય થઇ ગયાં હતાં; અને કૌટુમ્બિક સુખ વિષેના તેના સઘળા અભિપ્રાયો ઉડી ગયા હતા. પણ મિ. બેનેટ, પોતાના ગેરડહાપણથી જે નિરાશા થઇ હોય તે નિરાશાને બદલે, જે આનંદોથી દુર્ભાગી મનુષ્યો તેમની મૂર્ખતા અગર દુર્ગુણ બદલ દિલાસો આપે છે તેવા કોઇ આનંદમાં દિલાસો શોધવાના સ્વભાવનો નહોતો. તેને પોતાના ગામનો અને પુસ્તકોનો ઘણો શોખ હતો; અને એવા શોખમાંથી તેનાં રમતગમતનાં મુખ્ય સાધનોની ઉત્પત્તિ થઇ હતી. તેની પત્નીનાં અજ્ઞાન અને મૂર્ખ-તાને લીધે તેને જે ગમ્મત થતી હતી તે શિવાય તેની સ્ત્રીનું તેના ઉપર બીજું થોડુંજ ઋણ હતું. પરન્તુ એક પુરૂષ પોતાની સ્ત્રી તરફથી સામાન્ય રીતે જેવી રીતના સુખના ઋણની ઇચ્છા રાખે તે સુખ કાંઇ આ પ્રકારનું નથી; પણ જયાં જયાં બીજા [illegible] સત્કારની ખામી હોય છે ત્યાંથી તો જે ખરો તત્ત્વજ્ઞાની હોય છે તે, જે લાભ આપવામાં આવે તે જ મેળવે છે.

પરન્તુ, ઇલિઝાબેથ પોતાના પિતાના, પતિ તરીકેના વર્તનના અવિવેક તરફ કાંઇ અંધ નહોતી. તેણીએ તે દુ:ખી હૃદયે જોયું હતું; પણ પોતાના પિતાની બુદ્ધિના સંબંધમાં અને તેણીની તરફ જે સ્નેહપૂર્વકનું વર્તન તે રાખતો તેના આભારને લીધે તેણી જે બાબત જોઇ ન જોઇ થઇ ન શકતી તે ભૂલી જવાનો પ્રયત્ન કરતી તથા પોતાના વિચારોમાંથી દાંપત્ય ફરજ તથા દાંપત્ય વિવેકના ભંગને દૂર કરી નાંખવાનો પ્રયત્ન કરતી; કે જે ફરજ અને વિવેકના ભંગ, પોતાની સ્ત્રીને તેણીનાં બચ્ચાંઓનો તિરસ્કાર થાય એવી રીતે ઉઘાડી પાડવાના કૃત્ય વડે ઘણોજ ગર્હિત ગણાય. પણ એવાં અયોગ્ય જોડાંના લગ્નનાં છોકરાંને લીધે જે ગેરફાયદાઓ થાય છે તેને માટે હાલના જેવી તીવ્ર લાગણી અગાઉ તેણીને કદી થઇ નહોતી, તેમજ બુદ્ધિને એટલા બધા ખોટા વિવેકવાળી દિશામાં લગાડયાથી ઉત્પન થતાં દુ:ખોથી પણ તે કદી આટલી બધી જાણીતી થઇ નહોતી; એ બુદ્ધિ, જો બરાબર રીતે વાપરવામાં આવી હોત તો, ભલે તેની પત્નીના ચિત્તને ઉદાર કરવાને તે અશક્ત નિવડત પણ છેવટે તેની દીકરીઓના માનવંતપણાને તો જાળવી રાખત.

હવે તેમને ઉત્તર તરફ મુસાફરી કરવાની હતી. તેની શરૂઆત કરવા માટે જે સમય નિર્ણય કર્યો હતો તે હવે જલદીથી નજીક આવતો હતો અને તેમાં માત્ર એક પખવાડીઉં જ ખુટતું હતું. એવામાં મિસ ગાર્ડીનર તરફથી એક પત્ર આવવાને લીધે તેની શરૂઆતમાં એકદમ ઢીલ થઈ અને તેના વિસ્તારને ટુંકો કરવો પડ્યો. મિ. ગાર્ડીનરની ઇચ્છા ધંધાના કારણથી જુલાઇ માસમાં

એક પખવાડીયા સુધી નીકળતાં અટકા જવાની હતી અને તેને ફરીથી એક મહિનામાં જ લંડનમાં પાછા ફરવાનું હતું; અને તેથી કરીને એટલે બધે દૂર જવાને માટે તથા જેટલું તેમણે ધાર્યું હતું તેટલું જોવા માટે તેમને બહુજ થોડો સમય રહેવાથી અથવા તો જે સુખ અને સગવડોના ઉપર તેમણે બધો મદાર બાંધેલો હતો તે સાથે બધું જોવાનો તેમને સમય થોડોજ રહેવાથી સરોવરો તરફ જવાનું તેમને છોડી દેવું પડયું હતું અને તેને બદલે ઘણી જ ટુંકી મુસાફરી કરવાની હતી. હાલની યોજના મુજબ તેઓને ડર્બિશાયરથી વધારે ઉત્તર તરફ જવાનું નહોતું. તે દેશમાં તેમનાં ત્રણ અઠવાડીઆંનો મુખ્ય સમય રોકાય તેટલું જોવાનું હતું, અને મિસિસ ગાર્ડીનરને માટે તો તે ખાસ કરીને આકર્ષક થાય તેમ હતું. જે નગરમાં તેણે પોતાના જીવનમાં કેટલાંક વર્ષો ગાળ્યાં હતાં અને જયાં તેઓ હવે થોડા દિવસો ગાળવાનાં હતાં તે નગર તેણીને માટે તો લગભગ એટલી નવાઇની વસ્તુ થઇ પડી હતી કે જાણે મેટલોક ચેટસવર્થ, ડોવડેઈલ અથવા પીકનાં પ્રસિદ્ધ સૌંદર્યો જોવાનાં હોય.

ઇલિઝાબેથ અત્યન્ત નિરાશ થઇ ગઈ; તેનું હૃદય સરોવરો જોવા માટે બહુ આતુર હતું; અને તેણી તો હજુ પણ એમ જ ધારતી હતી કે તે માટે પુરતો વખત મળી રહેશે. પણ સંતુષ્ટ થવાનું તેણીનું પોતાનુંજ કામ હતું. ખરેખર સુખી રહેવાનો તેણીનો સ્વભાવ હતો. એટલે બધું ફરીથી તુરત જ બરાબર થઈ ગયું.

ડર્બિશાયરનું નામ પડવાની સાથેજ ઘણા વિચારોનો સંબંધ હતો. એ શહેર, પેમ્બર્લી અને તેના માલીકનો વિચાર કર્યા વિના

જોવાનું તેણીને માટે અશક્ય હતું. તે બોલી: "પરન્તુ મને ખાત્રી છે કે તેના ગામમાં હું નિર્ભયતાથી પ્રવેશ કરીશ અને તે, મને જુએ નહીં એવી રીતે થોડાક પથ્થર જેવા સોટાઓ તેના ગામમાંથી ઉઠાવી લાવીશ."

આશા રાખવાની મુદત હવે બમણી થઇ. તેના કાકા અને કાકીના આગમન પહેલાં ૪ અઠવાડીઆં પસાર થવાનાં હતાં. પણ તે સમય પસાર થઇ ગયો જ અને મિ. અને મિસિસ ગાર્ડીનર, તેમનાં ૪ છોકરાંઓને લઇને આખરે લોંગબોર્નમાં હાજર થયાં. બચ્ચાંઓમાં બે છોકરીઓ ૬ વર્ષની અને ૮ વર્ષની ઉમરની અને બે નાનાં છોકરાંઓને તેમની પિત્રાઇ બહેન જેઇનની ખાસ સંભાળ નીચે મુકી જવાનાં હતાં. જેઇન સાધારણ રીતે માનીતી હતી અને તેણીની દ્દઢ બુદ્ધિ અને સ્વભાવની મધુરતાને લઇને તે છોકરાંઓની હરેક રીતે સંભાળ લેવાને બરાબર લાયક બની ગઇ હતી. તે તેમને ભણાવતી હતી, તેમની સાથે રમતી હતી અને તેમને ચહાતી હતી.

લોંગબોર્નમાં ગાર્ડીનર કુટુમ્બીઓ માત્ર એક રાત્રીજ રહ્યાં અને નવીનતા તથા ગમ્મતની શોધમાં તેઓ ઇલિઝાબેથની સાથે બીજે દહાડે સહવારે જ ઉપડી ગયાં. એક બાબતનો આનંદ તો ખાત્રીપૂર્વક થવાનો હતો—સોબતી તરીકે પરસ્પરના સહયોગીપણાંનો આનંદ; તેથી અરોગ્ય અને પ્રકૃતિ કાંઈ પણ અગવડ પડે તો પણ સારાં રહી શકે તેવાં થતાં—દરેક આનંદને વૃદ્ધિંગત કરવાનું રાજીપણું—આ શિવાય સ્નેહ અને ચાતુરી કે જે, જો પરદેશ ખાતે કાંઇ નિરાશા લાગતી હોય તો, તેમના મળતાવડાપણાને પુરાં પાડી શકે તેવાં હતાં.

ડર્બિશાયરનું વર્ણન આપવાનો આ પુસ્તકનો હેતુ નથી, તેમજ જે જે પ્રસિદ્ધ સ્થળોએ થઇને તેમની મુસાફરીનો માર્ગ પસાર થતો હતો તેવા કોઇ સ્થળનું પણ વર્ણન કરવાનું નથી; ઑક્સફર્ડ, બ્લેન્હીમ, વોર્વીક, કેનીલવર્થ, બર્મીંઘામ વગેરે સારી રીતે જાણીતાં છે. હાલમાં તો આપણને ડર્બિશાયરના થોડા ભાગની સાથેજ સંબંધ છે. મિસિસ ગાર્ડીનરના આગલા નિવાસનું સ્થાન લેમ્બટનનું નાનું નગર કે જ્યાં તેણીનાં કેટલાંક ઓળખીતાંઓ હજુ પણ રહે છે એવું તેણીના જાણવામાં આવ્યું હતું તે તરફ તેમનાં પગલાં વળ્યાં; તે અગાઉ તેમણે ત્યાંના બધાં મુખ્ય મુખ્ય જોવા લાયક સ્થળો જોઇ લીધાં; અને લેમ્બટન પાંચ માઇલ દૂર હતું એ દર્મ્યાન ઇલિઝાબેથને તેની કાકી પાસેથી ખબર પડી કે પેમ્બર્લી ત્યાં આવેલું છે. તે તેમના સીધા રસ્તામાં નહોતું તેમજ તે રસ્તાથી એક કે બે માઇલ કરતાં વધારે દૂર નહોતું. આગલા દિવસની સાંજે તેમના જવાના રસ્તા વિષેની વાતચિત દર્મ્યાન, મિસિસ ગાર્ડીનરે એ સ્થળ ફરી જોવાની વૃત્તિ જણાવી. મિ. ગાર્ડીનરે તેમાં પોતાનું રાજીપણું દર્શાવ્યું અને ઇલિઝાબેથની સંમતિ લેવાઇ:" મારી વ્હાલી દીકરી, જે સ્થળ વિષે તેં આટલું બધું સાંભળ્યું છે, તે નજરે નિહાળવાની તારી ઇચ્છા નથી?" તેણીની કાકીને પુછ્યું: " વળી એ સ્થળની સાથે તારાં ઘણાં ઓળખીતાં-ઓનો પણ સંબંધ છે. તને ખબર છે કે વિકૂહામનું બધું જીવન ત્યાંજ પસાર થયું છે."

ઇલિઝાબેથનું મન કાંઇક દુઃખાયું. તેણીને એમ લાગ્યું હતું કે પેમ્બર્લીમાં તેને કાંઇ કામ નથી અને તેથી તે સ્થળ નહીં જોવાની વૃત્તિ ધારણ કરવાની તેને ફરજ પડી હતી. તેણીએ કબૂલ

કરવું જોઇએ કે મોટાં મકાનો જોવાથી તે કંટાળી ગઇ હતી; આટલાં બધાં મકાનો જોયાં પછી, હવે તેને સુંદર શેતરંજીઓ અગર સાટીનના પડદાઓ જોવામાં ખરેખર કાંઇ જ આનંદ નહોતો. તેણીની મૂર્ખાઇ માટે મિસિસ ગાર્ડીનરે ઘણા કઠોર શબ્દો સંભળાવ્યા: "જો એ માત્ર કીંમતી રાચરચીલું અને સામાનથી શૃંગારેલાં સુંદર મકાનનીજ વાત હોત, તો હું જાતે તો તેની જરાય દરકાર કરત નહીં;" તેણી બોલી ઉઠી, "પરન્તુ ત્યાંની ભૂમિકાઓ ઘણી આહ્લાદ્જનક છે. તે દેશમાં કેટલાંક સુંદર જંગલો પણ છે."

ઇલિઝાબેથ વધારે બોલી નહીં–પણ તેનું મન કાંઇ સંમત થયું નહીં. તે સ્થળને જોવા જતાં, મિ. ડાર્સીની મુલાકાત થવાનો પ્રસંગ આવશે એ ખ્યાલ તેણીને તુરતજ આવી ગયો. એ બહુ ભયંકર થઇ પડશે! એ મુલાકાતનો વિચાર આવતાં જ તેણીના મુખ ઉપર શરમના શેરડા પડયા અને તેણીને એમ લાગ્યું કે એવું જોખમ ખેડવા કરતાં તો પોતાની કાકીને ખુલ્લેખુલ્લું નકારમાં કહી દેવું એજ વધારે સારૂં છે; પરન્તુ આમ કરવામાં પણ વાંધા રહેલા હતા; અને તેણી એવા નિર્ણય ઉપર આવી કે, જો તેના કુટુમ્બની ગેરહાજરીના સંબંધમાં તેણીની ખાનગી તપાસના ઉત્તર અસંતોષકારક મળે તો પછી તે પોતાની કાકીને કહી દેવાનું છેલ્લું સાધન છે. આ પ્રમાણે, જયારે તે રાત્રે વિશ્રામ લેવા ગઇ ત્યારે તેણે દિવાનખાનાની દાસીને પુછી જોયું કે પેમ્બર્લી એક સુંદર સ્થળ છે કે કેમ, તેના માલેકનું નામ શું, અને જરાય ભય વગર એમ પણ તપાસ કરી કે તે કુટુમ્બ ઉન્હાળા માટે ત્યાં ગયું છે કે શી રીતે? છેલ્લા સવાલનો ઉત્તર આવકારદાયક નકારમાં મળ્યો અને હવે તેનો ભય દૂર થવાથી, તે મકાન પોતાની જાતેજ જોવાની

તેને ઘણી જ નવાઇ લાગી; અને જયારે બીજે દહાડે સહવારે પાછો તે વિષય શરૂ થયો, અને તેણીને ફરીથી તે બાબત પુછવામાં આવી, ત્યારે તે તુરત જ એવો જવાબ આપી શકી—અને તેપણ યોગ્ય બેદરકારીના પવનથી—કે એ યોજના તરફ મને ખાસ કાંઇ અરૂચિ નથી; આથી કરીને તેઓને પેમ્બર્લી જવાનું ઠર્યું.

## પ્રકરણ ૩૩.

જેવાં તેઓ ગાડી હંકારીને આગળ ચાલ્યાં તેવીજ ઇલિઝાબેથે પેમ્બર્લીનાં જંગલોના પહેલા દેખાવને માટે કાંઇક અસ્વસ્થતાથી જેવા માંડયું; અને આખરે જયારે તેઓ ત્યાંના આવાસ તરફ જવાને વળ્યાં ત્યારે તેનો સ્વભાવ કાંઇક વ્યગ્ર બની ગયો. બાગ ઘણો મોટો હતો અને તેમાં જમીન પણ વિધવિધ પ્રકારની હતી. તેઓ તેના એક ઘણા જ નીચાણવાળા ભાગ આગળથી દાખલ થયાં અને કેટલાક વખત સુધી તો તેમને ઘણા જ લાંબા વિસ્તારમાં પુગેલા સુંદર જંગલમાંથી પસાર થવું પડયું.

ઇલિઝાબેથનું ચિત્ત એટલું બધું રોકાયેલું હતું કે તેણી વાતચિત કરી શકતી નહોતી. પણ તેણીએ દરેક જાણીની જગો અને તેના દશ્યને જેઇને તેનાં વખાણ કર્યાં. ધીમે ધીમે તેઓ અડધા માઇલ જેટલા ચઢાવ ઉપર આવ્યાં અને પછી એક ઉચ્ચ ટેકરી ઉપર ચઢેલાં હોય એમ તેમને માલુમ પડયું; ત્યાંથી જંગલ આવતું બંધ થયું અને તેમની નજર તુરત જ પેમ્બર્લી કુટુમ્બના મકાન તરફ આકર્ષાઈ; તે મકાન એક ખીણની સામી બાજુએ આવેલું હતું. તે ખીણમાં રસ્તો ઘણાજ થોડા

વખતમાં વળી જતો હતો. એ ઉંચાણવાળી જમીન ઉપર સારી રીતે ઉભેલું અને મોટી જંગલી ટેકરીઓના રક્ષણવાળું હોવા સાથે તે મોટું અને પથ્થરની બાંધણીનું સુંદર મકાન હતું. તેની આગળના ભાગમાં કાંઇક કુદરતી અગત્યના વહેળાને, કાંઇપણ કૃત્રિમ દેખાવ આપ્યા વિના, મોટો બનાવેલો હતો. તેના કાંઠાઓ કાંઈ નિયમિત કરેલા અગર તો કશાથી શણગારેલા નહોતા. ઇલિઝાબેથને આનંદ થયો. તેણીએ આના કરતાં કુદરતે કાંઇ વિશેષ કાર્ય કર્યું હોય તેમ જ જયાં કુદરતી સૌંદર્ય પોતાના કઢંગા શોખને ખાતર આટલો નજીવો પ્રતિરોધ બતાવ્યો હોય એવું બીજું સ્થળ જોયું નહોતું. બધાંએ ઉત્સાહથી તે સ્થળનાં વખાણ કર્યાં; અને તે પળે તેણીને એમ લાગ્યું કે પેમ્બર્લીની માલેકણ બનવું એ પણ કાંઇક છે!

ટેકરીથી હવે તેઓ નીચે ઉતર્યાં, પુલ ઓળંગ્યો અને મકાનના દ્વાર તરફ ગાડી ચલાવી; અને મકાનનો નજીકનો દેખાવ જોતાં જોતાં, તેના માલેકને મળવાનો તેણીનો બધો ભય પાછો ખડો થયો. વખતે દિવાનખાનાની દાસીની ભૂલ થઇ હોય એમ પણ તેને દહેશત લાગી. સ્થળ જોવાનું કહેતાં જ તેમને અંદરના દિવાનખાનામાં દાખલ કરવામાં આવ્યાં અને તેઓ તે મકાનની સંભાળ રાખનારની રાહ જોતાં હતાં તે દર્મ્યાન, ઇલિઝાબેથને પોતે જયાં હતી ત્યાં આવવા માટે નવાઇ લાગી.

આખરે ગૃહ સાચવનારી આવી; તે એક આબરૂદાર દેખાવની વૃદ્ધ સ્ત્રી હતી; સુંદરતામાં કાંઇક ઓછી, પણ ઇલિઝાબેથે ધાર્યા કરતાં કાંઇક વધારે સભ્ય હતી. તેઓ બધાં તે વૃદ્ધાની પાછળ

જમવાના ઓરડામાં ગયાં. તે મોટો, ઘણોજ માપસારનો અને સુંદર રીતે શણગારેલો ઓરડો હતો. ઇલિઝાબેથ, તેને જરા જોયા પછી, એક બારી આગળ, બહારનો જ દેખાવ જોવા માટે ગઇ. જંગલ રૂપી તાજથી શણગારેલી ટેકરી ઉપરથી તેઓ ઉતરીને આવ્યાં હતાં અને છેટેથી તે નાની દેખાતી હતી. તે ઘણું જ સુંદર દશ્ય હતું. જમીનની દરેક રચના સારી હતી, અને તેણીએ નદી, તેના કાંઠાપરનાં વૃક્ષો તથા ખીણનો વાંક જયાં સુધી દેખી શકાય તેમ હતો ત્યાં સુધી આનંદ સાથે બધો દેખાવ જોયો. જયારે તેઓ બીજા ઓરડાઓમાં જતાં ત્યારે એ બધાં દશ્યો જુદી જુદી સ્થિતિમાં જણાતાં પણ દરેક બારીમાંથી સુંદર સુંદર દેખાવો જણાતા હતા. ઓરડાઓ ઉંચા તથા સુંદર હતા. તેમાંનો સરસામાન તેમના માલેકના ભાગ્યને લાયકનો જ હતો; પણ ઇલિઝાબેથે તે માલેકના શોખના વખાણની સાથે જોયું કે તે ભપકાવાળો અગર નિરૂપયોગી રીતે સુંદર નહોતો; તેનામાં રોઝીંગ્ઝના સરસામાન કરતાં ભપકો ઓછો હતો પણ સુંદરતા ખરેખરી હતી. “અને આ સ્થળની હું માલેકણ બની હોત !” તેણીએ વિચાર કર્યો: “આ ઓરડાઓથી હું સારી રીતે જાણીતી થઇ ગઈ હોત ! એક અજાણી તરીકે તેમને જોવાને બદલે, તે મારા પોતાના હોય એમ મેં તેમાં આનંદ માન્યો હોત અને મારા કાકા અને કાકીને અહીં પરોણાઓ તરીકે આવકાર આપ્યો હોત—પણ ના રે,” પોતાની જાતને પાછી સંભાળીને—“ તે કદી પણ બની શકે નહીં, મારા કાકા અને કાકીને મેં ગુમાવ્યાં હોત; તેમને આમંત્રણ આપવાની મને રજા મળત નહીં.”

આ બહુ ભાગ્યશાળી સ્મરણ હતું—તેણે તેણીને કાંઇક ખેદમાંથી બચાવી લીધી હતી. મકાનનો શેઠ ખરેખર ગેરહાજર છે કે કેમ તેની તપાસ કરવાની તેણીને ઇચ્છા થઇ હતી, પણ તેમ કરવાની તેની હિંમત નહોતી; તોપણ આખરે, તેણીના કાકાએ એ સવાલ પુછયો, અને જયારે મિસિસ રેનોલ્ડસેએ ઉત્તર આપ્યો કે, " હા તે ગેરહાજર છે, " પણ વધુમાં એમ જણાવ્યું કે, " પણ મિત્રોની મોટી ટોળી સાથે કાલે આવશે, એવું ધારીએ છીએ, " ત્યારે ઇલિઝાબેથ દૂર ખસી ગઇ. ઇલિઝાબેથને કેટલો આનંદ થયો હશે કે તેમની પોતાની મુસાફરી, કોઇપણ સંયોગને લઇને એક દહાડો પણ ઢીલમાં પડી નથી!

તેની કાકીએ હવે તેને એક ચિત્ર જોવાને બોલાવી. તે ત્યાં ગઇ અને બીજાં કેટલાક ચિત્રોમાં મી. વિક્હામની છબીને ઉપરના પડ ઉપર જોઇ. તેની કાકીએ, જરા હસીને તેને પુછયું, " તને આ ચિત્ર કેવું લાગે છે ? " એવામાં મિસિસ રેનોલ્ડસેએ આગળ આવી તેમને કહ્યું કે, " તે ચિત્ર એક યુવાન ગૃહસ્થ કે જે મારા મહુર્મ શેઠના કારભારીઓનો પુત્ર થાય છે અને જેને મારા શેઠે પોતાના ઘરના ખર્ચે ઉછેર્યો હતો તેનું છે. " તેણીએ વધુ એમ જણાવ્યું કે, " હવે તે લશ્કરમાં ગયો છે પણ હું ધારૂં છું કે તે ઘણો તોફાની નીવડયો છે. "

મિસિસ ગાર્ડીનરે જરા હસીને પોતાની ભત્રીજી તરફ નજર કરી, પણ ઇલિઝાબેથે તેનો કાંઇ ઉત્તર વાળ્યો નહીં.

મિસિસ રેનોલ્ડસેએ બીજા ચિત્ર તરફ આંગળી કરીને જણાવ્યું, " અને પેલા મારા શેઠ છે–તે ચિત્ર બરાબર મારા શેઠ

જેવુંજ છે. તે પેલા બીજા ચિત્રની સાથેજ-આશરે આઠ વર્ષ પહેલાં તૈયાર કર્યું હતું."

"તમારા શેઠના સુંદર શરીર વિષે મેં પણ સાંભળ્યું છે," ચિત્ર તરફ નજર કરીને મિસિસ ગાર્ડીનર બોલી ઉઠયાં, "એમનો ચહેરો ઘણો દેખાવડો છે. પણ લિઝિ, આ ચિત્ર તેમના જેવુંજ છે કે નહીં તે તું કહી શકીશ."

ઇલિઝાબેથ પોતાના શેઠને ઓળખે છે એવી ખબર પડતાં તેના માટે મિસિસ રેનોલ્ડસેને જે માન હતું તેમાં વધારો થતો જણાયો: "એ યુવાન્ બાઇ મિ. ડાર્સીને ઓળખે છે!"

ઇલિઝાબેથ કાંઇક શરમાઈ અને બોલી: "કાંઈક!"

"અને ત્યારે બાઇ, તમે તેમને એક દેખાવડા ગૃહસ્થ ધારી શકતાં નથી?"

"હા, ઘણાજ દેખાવડા."

"મને તો ખાત્રી છે કે એમના જેટલા દેખાવડા બીજા પુરૂષને હું ઓળખતી નથી; પણ માળ ઉપર જતાં તેમનું આથી વધારે સુંદર અને મોટું ચિત્ર તમે જોશો. આ ઓરડો મારા મર્હુમ શેઠનો માનીતો ઓરડો હતો, અને આ જે ચિત્રો છે તે, તે વખતે જેવાં હતાં તેવાંજ છે. તેમને એનો બહુ શોખ હતો."

મિ. વિક્‌હામનું ચિત્ર આ ચિત્રોમાં કેવી રીતે આવ્યું તેની માહિતી, આથી ઇલિઝાબેથેને મળી ગઇ.

મિસિસ રેનોલ્ડસેએ પછી તેમનું ધ્યાન મિસ ડાર્સીના ચિત્ર તરફ દોર્યું. તે ચિત્ર જયારે તેણી આઠ વર્ષની હતી ત્યારે દોરવામાં આવ્યું હતું.

"અને મિસ ડાર્સી પણ તેના ભાઈના જેટલીજ સુંદર છે ?" મિ. ગાર્ડીનર બોલ્યા.

"અરે હા, તે યુવતી સુંદરતામાં પણ એવી સુંદર છે કે જેવી કદી જોવામાં આવીજ ન હોય અને વળી એટલી બધી પ્રવિણ ! આખો દહાડો તેણી વાજું વગાડે છે. પાસેના ઓરડામાં તેણીને માટે હમણાંજ આવેલું વાજીંત્ર છે—મારા શેઠે તેમને તે ભેટ આપ્યું છે. કાલે તેમની સાથે તે પણ આવનાર છે.

મિ. ગાર્ડીનર કે જેની રીતભાત સરલ અને આનંદી હતી તેમના સવાલો અને ટીકાઓથી તે વૃદ્ધાના વાતોડીઆપણાને ઉત્તેજન મળ્યું. મિસિસ રેનોલ્ડસેને, કાંતો તેની મગરૂરીને લીધે અગર તો સ્નેહના બંધનને લીધે, પોતાના શેઠના અને તેમની બ્હેનના સંબંધે વાતો કરવામાં દેખીતી રીતેજ બહુ આનંદ આવતો હતો.

"તમારા શેઠ પેમ્બર્લીમાં વર્ષમાં ઘણો વખત રહે છે ?" મિ. ગાર્ડીનરે પુછવા માંડયું.

"સાહેબ, જેટલી મારી ઇચ્છા છે તેટલું તો રહેતા નથી; પણ હું એટલું હિંમતથી કહું છું કે, તે પોતાનો અરધો કાળ અહીં વ્યતીત કરે ખરા, અને મિસ ડાર્સી તો ઉનાળાના બધા મહીના હંમેશાં અહીંજ હોય છે."

"જ્યારે તેણી રામ્સગેટ જાય તે સિવાય," ઇલિઝાબેથે વિચાર કર્યો.

"જો તમારા શેઠ લગ્ન કરે, તો તમારી પાસે અહીં તે વધારે વખત રહે ખરા."

"હા જી, પરન્તુ એ ક્યારે થશે તેની મને ખબર નથી.

તેમને એટલું બધું કોણ વહાલું હશે તે હું જાણતી નથી."

મિ. અને મિસિસ ગાર્ડીનર હસ્યાં. ઇલિઝાબેથથી બોલ્યા વિના રહેવાયું નહિ કે, "મારી ખાત્રી છે કે તમે તેમના માટે એવા વિચાર ધરાવો, તે તેમની આબરૂને લીધેજ છે."

"હું સત્ય શિવાય બીજું કાંઇ, અગર તેમને ઓળખનાર દરેક જણ જે કહે તે કરતાં કાંઇ વધુ કહેતી નથી," તેણીએ ઉત્તર આપ્યો. ઇલિઝાબેથે ધાર્યું કે વાત હવે બહુજ વધી જાય છે; જયારે તે વૃદ્ધા નારી વિશેષ એમ બોલી કે, "મારી જીંદગીમાં મેં તેમના તરફથી કદી આડો શબ્દ સાંભળ્યો નથી અને જયારથી તે ૪ વષની ઉમ્મરના હતા ત્યારથી હું તેમને ઓળખુંછું." ત્યારે ઇલિઝાબેથ વૃદ્ધિ પામતા આશ્ચર્યની સાથે તે સાંભળી રહી.

બીજાં બધાં વખાણો કરતાં આ ઘણુંજ અસાધારણ અને તેણીના વિચારોથી ઘણું વિરૂદ્ધનું હતું. તે સારા સ્વભાવનો માણસ નહોતો એવો તેણીનો દ્દઢ અભિપ્રાય થઇ ચુકયો હતો. તેનું બહુ તીવ્ર ધ્યાન જાગ્રત થયું. હવે તેણીને વધારે સાંભળવાની ઇચ્છા થઇ અને તેના કાકા નીચે પ્રમાણે બોલ્યા તે માટે તેમની આભારી બની—

"જેના વિષે આટલું બધું કહી શકાય એવા લોકો ઘણાજ થોડા હોય છે. આવા શેઠ મળવામાં તમે બહુ ભાગ્યશાળી નીવડયાં છો."

"હા જી, હું જાણું છું કે હું ભાગ્યશાળી છું. જો મારે દુનિયામાં ફરી વળવાનું હોય તોપણ મને તેમના કરતાં સારા શેઠ મળી શકે નહીં. પણ મેં હંમેશાં જોયેલું છે કે જેઓ બાળપણ વખતે સારા સ્વભાવના હોય છે તેઓ, જ્યારે મોટા થાય

છે ત્યારે પણ સારા સ્વભાવના જ રહે છે; અને દુનિયામાં તે હમેશાં મધુરમાં મધુર સ્વભાવના અને અતિ ઉદાર દિલના છોકરા હતા. ”

ઇલિઝાબેથ તો એકી ટશે તેણીના સામેજ જોઇ રહી. “ મિ. ડાર્સી આવો હોઈ શકે ખરો ? ” તેણીએ મનમાં વિચાર કર્યો.

“ તેમના પિતા ઘણાજ સારા માણસ હતા, ” મિસિસ ગાર્ડીનર બોલ્યાં.

“ હા, બાઇ, ખરેખર તે સારાજ હતા; અને તેમના દીકરા પણ તેમના જેવાજ થશે–તેમના જેવાજ ગરીબો તરફ ભલા નીવડશે. ”

ઇલિઝાબેથ સાંભળી રહી, ચકિત થઇ, શંકિત બની, અને વધારે સાંભળવાને અધીરી બની. પણ મિસિસ રેનોલ્ડસે તેણીને બીજા કોઇ મુદ્દા વડે રસ ઉપજાવી શકે તેમ નહોતું. તેણીએ તો ચિત્રોનું વર્ણન કર્યું, ઓરડાઓનાં માપ જણાવ્યાં, અને સર સામાનનું મૂલ્ય બતાવ્યું, પણ એ બધું નકામું ગયું. મિ. ગાર્ડીનર કે જેને આવી જાતના કૌટુમ્બિક પક્ષપાતથી બહુજ ગમત થઇ હતી તથા જેણે તેણીના શેઠનાં તેણીએ જે આટલાં હદપારનાં વખાણ કર્યાં તે પક્ષપાતને લીધે હતાં એવું ધાર્યું હતું તેણે ફરીથી તે વિષય કાઢયો; અને જેવાં તેઓ બધાં મોટા દાદર ઉપર ચઢવા માટે સાથે ચાલ્યાં કે, તે વખતે તેણીએ તેના શેઠના ઘણા ઘણા ગુણો વિષે ઉત્સાહભેર વાત કરી.

“ તે કદીપણ ન થયા હોય તેવા ઉત્તમમાં ઉત્તમ જમીનદાર અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ શેઠ છે, ” તે બોલી, “ તેમાં પણ હાલના

વખતમાં જેવા ઉચ્છ્રંખલ યુવાન્ માણસો હોય છે, કે જેઓ પોતાની જાત શિવાય બીજો કાંઈ વિચાર જ કરતા નથી તેમના જેવા નહીં. તેમના માટે સારૂંજ બોલે એ સિવાયનો બીજો એકે તેમનો નોકર અગર ભાડવાત નહીં હોય. કેટલાક લોકો તેમને બહુ મગરૂર કહે છે; પણ મને ખાત્રી છે કે મેં એવું કંઇ કદી પણ જોયું નથી. મારી કલ્પના પ્રમાણે તો, એમ કહેવાનું કારણ એજ જણાય છે કે, બીજા યુવાન્ માણસોની પેઠે તે નકામા બડબડ કરતા નથી."

"આ બધું, તેને કેવા મળતાવડા સ્વરૂપમાં રજુ કરે છે?" ઈલિઝાબેથે મનમાં વિચાર કર્યો.

"તેના સંબંધમાં જે સુંદર અહેવાલ સાભળ્યો તે, બિચારી આપણી સખી તરફની તેની વર્તણુંક સાથે બંધબેસતો નથી," તેણીએ ચાલતાં ચાલતાં તેણીની કાકીના કાનમાં ફુંક મારી.

"કદાચ આપણે છેતરાયાં હોઇએ."

"તેવો ઘણો સંભવ નથી; આપણું તે સાધન ઘણુંજ મજબુત છે."

ઉપરના માળની સુંદર ચાલીમાં પહોંચતાંજ તેમને, થોડા સમય ઉપર નીચેના ભાગ કરતાં વધારે સુંદરતાથી અને આછી રીતે શણગારેલા, બેઠકના ઘણાજ સુંદર ઓરડામાં દાખલ કરવામાં આવ્યાં; અને તેમને માહિતી આપવામાં આવી કે મિસ ડાર્સી ગઇ વખતે પેમ્બરલીમાં આવ્યાં ત્યારે આ ઓરડાને તેમણે બહુ પસંદ કર્યો હતો, તેથી તેમને આનંદ આપવા માટે આ ઓરડો શણગારવામાં આવ્યો છે.

"મારી ખાત્રી છે કે, તેઓ એક સારા ભાઇ છે," ઇલિઝાબેથ જેવી એક બારી તરફ ચાલી તેવીજ બોલી.

જયારે મિસ ડાર્સી આ ઓરડામાં દાખલ થશે ત્યારે તેને બહુ આનંદ થશે એવી મિસિસ રેનોલ્ડસેએ આગાહી કરી હતી. "હમેશાં તેઓ આવી રીતે વર્તે છે," તેણીએ ઉમેર્યું: "જે જે વસ્તુ તેમની બહેનને કાંઇપણ આનંદ આપે એવી હોય તે દરેક એક પળમાં થઇ જવાની જ. તેણીને માટે તે ન કરે એવું કાંઈ જ નથી. ચિત્રોવાળી અભરાઇ તથા સુઇ રહેવાના બે ત્રણ મુખ્ય ઓરડાઓ એજ માત્ર હવે બતાવવાના બાકી રહ્યા. પહેલામાં ઘણાં સારાં ચિત્રો હતાં; પણ ઇલિઝાબેથ એ કળાનું કાંઇ જાણતી નહોતી; તેથી જેવાં ચિત્રો નીચેના ઓરડામાં કયારનાં જોવામાં આવ્યાં હતાં તેવાં ચિત્રો છોડીને તે, રાજીખુશીથી પિંછી વડે કાઢેલાં ચિત્રોમાંનાં મિસ ડાર્સીનાં કેટલાંક ચિત્રો તરફ નજર કરવા તરફ વળી. તે ચિત્રોના વિષયો સામાન્ય રીતે ઘણા રસ-દાયક અને વળી વધારે કળી શકાય તેવા હતા.

અભરાઇમાં કૌટુમ્બિક ચિત્રો ઘણાં હતાં પણ તેથી કોઈ અજાણ્યાનું ધ્યાન તેમાં ચોંટે એવું થોડું હતું. ઇલિઝાબેથ તો જેના ચહેરાની નિશાનીઓ તેણીને જાણીતી હોય તેનીજ એકલી શોધમાં ચાલી. આખરે એવા ચહેરાવાળા ચિત્રે તેણીને ઉભી રાખી; અને તેણીએ મિ. ડાર્સીને મળતી આવતી છબી જોઈ. તેના ચહેરા ઉપર એવું ધ્યાન ખેંચે તેવું હાસ્ય હતું કે જે, જયારે તેણે તેણીના સામુ જોયું હતું ત્યારે તેમના જોવામાં આવ્યાનું યાદ આવ્યું. ચિત્રની સમક્ષ તે કેટલીક મીનીટ સુધી ઉભી રહી

અને બહુ આતુરતાથી વિચાર કર્યો તથા એ છજા આગળથી તેઓ બધાં ચાલ્યાં ગયાં તે પહેલાં પણ તે ફરીથી તે ચિત્ર નજીક આવી ગઇ. મિસિસ રેનોલ્ડસેએ તેમને ખબર આપી કે તે છબી મારા જીવતાં લેવામાં આવી હતી.

આ પળે ખરેખર ઇલિઝાબેથના મનમાં મૂળ મનુષ્ય તરફ, તેમની ઓળખાણના કોઈ ગાઢ પ્રસંગે થઇ હોય તે કરતાં પણ વધારે માયાળુ લાગણી થઈ આવી. મિસિસ રેનોલ્ડસે તેના શેઠનાં જે વખાણ કર્યાં હતાં તે કાંઇ નજીવા સ્વરૂપનાં નહોતાં. ચતુર નોકરનાં વખાણ કરતાં કયાં વખાણ વધારે કીંમતી હોઇ શકે? એક ભાઇ, એક જમીનદાર અને એક શેઠ તરીકે તેના વાલીપણા નીચે કેટલાં બધાં મનુષ્યોનાં સુખ તેના હાથમાં હતાં, તેનો તેણે વિચાર કર્યો—તેની સત્તામાં કેટલું દુઃખ દેવું અગર કેટલો આનંદ આપવો તે સર્વ હતું!—તેના હાથે કેટલું બધું ભલું અગર કેટલું બધું બુરૂં થયું હોવું જોઇએ!—ગૃહવ્યવસ્થાપિકા વૃદ્ધાએ જે જે વિચાર દર્શાવ્યા હતા તે દરેક વિચાર તેના ચારિત્ર્યના લાભમાં જાય છે અને જે કંતાનના કાપડ ઉપર તેની છબી ચિત્રેલી હતી તેની આગળ જયારે તે ઉભી હતી અને તેની સામે પોતાની નજર ચોંટાડતી હતી ત્યારે તેણીએ તેની સંભાળના કાર્યનો, અગાઉ કદી પણ ધાર્યો હોય તે કરતાં પણ વિશેષ અને આભારની ઊંડી લાગણીથી વિચાર કર્યો. તેનો ઉત્સાહ તેણીને યાદ આવ્યો અને તેની સાથે ઉદ્ગાર કાઢવાનો અવિવેક નરમ પડી ગયો.

તે મકાનનો જે ભાગ સામાન્ય લોકોને જોવા માટે ખુલ્લો હતો તે બધો જોઇ રહ્યા બાદ, તેઓ બધાં નીચે આવ્યાં અને

તે ગૃહવ્યવસ્થાપિકાની રજા માગ્યા બાદ, તેમની, બાગના માળીને ભલામણ કરવામાં આવી; માળી તે ઓરડાના દરવાજા આગળજ મળ્યો. જેવાં તેઓ નદી તરફના મેદાનમાં થઇને ચાલ્યાં, તેવુંજ ઇલિઝાબેથે ફરીથી જોવા માટે પાછું ફરીને નજર કરી; તેની કાકી તથા કાકા પણ ઉભાં રહ્યાં, અને જયારે ઇલિઝાબેથ તે મકાન બંધાયાની તારીખ વિષે અટકળ કરતી હતી તેજ સમયે, તેનોજ માલેક પોતે જે રસ્તેથી તબેલાની પાછળ જવાતું હતું તે રસ્તેથી એકાએક આગળ આવ્યો !

તેઓ હવે એક બીજાથી ૨૦ વારના અંતરે રહ્યાં અને તે એવો તો ઓચિંતો જણાયો કે તેની નજર ચુકાવવી અશક્ય હતી. તેમની નજર તુરતજ એકમેક થઇ અને દરેકના કપોળપ્રદેશ ઉપર ઊંડી શરમના શેરડાઓ પડયા. તે હવે ચમકયો અને એક પળ સુધી તો આશ્ચર્યથી ત્યાંજ ઉભો રહ્યો; પરન્તુ થોડાજ સમયમાં પોતાની જાતને સ્વસ્થ બનાવીને પેલી મંડળી તરફ આગળ વધ્યો અને જોકે સંપૂર્ણ સ્વસ્થતાના શબ્દોમાં નહીં, તો પણ સંપૂર્ણ સભ્યતાથી તેણે ઇલિઝાબેથને બોલાવી.

તેણી આંતરિક લાગણીથી કાંઈક દૂર ખસી ગઇ પણ તેના નજીક આવતાંની સાથેજ તેણી ઉભી રહી અને દબાવી દઇ શકાય નહીં એવા ગભરાટ સાથે તેણીએ તેના અભિનંદનનો સત્કાર કર્યો. જોકે, તેના આ પ્રથમ દેખાવથી અગર તો જે ચિત્ર તેઓ થોડોજ સમય ઉપર જોતાં હતાં તેની સાથેના મળતાપણાથી, બીજા બે જણની એવી ખાત્રી પુરતી રીતે થઇ નહોત કે તેઓ હવે મિ. ડાર્સીનેજ જુએ છે, તોપણ બાગના માળીએ

પોતાના શેઠને જોતાંજ આશ્ચર્યનો જે ઉદ્દગાર કાઢયો તે વડે તેઓએ તે જાણ્યું હશેજ. જયારે તેણે, તેમની ભત્રીજીની સાથે વાત કરવા માંડી ત્યારે તેણીનાં કાકા અને કાકી જરા દૂર ઉભાં રહ્યાં; ભત્રીજી ચક્તિ થઇ, ગભરાઈ ગઇ હતી. તે તેના મ્હોં આગળ આંખ ઉંચી કરવાની ભાગ્યેજ હિંમત કરી શકી હતી તથા પોતાના કુટુમ્બના સમાચાર પુછવામાં તેણે જે સભ્યતા બતાવી હતી તેનો તેણીએ ઉત્તર વાળ્યો, તેની પણ તેને ભાગ્યેજ ખબર હતી. તેઓ છેલ્લી વખતની મુલાકાતથી છુટાં પડયાં ત્યારથી તેની રીત-ભાતમાં જે ફેરફાર થયો હતો તેથી તે ચકિત થઇ.

તે જે વાકય બોલતો હતો તે દરેક વાકયથી તેના ગભરાટ-માં વધારોજ થતો અને તેણી ત્યાં હોવાથી થતા અવિવે-કનો દરેક વિચાર તેના મનમાં આવવા સાથે, તેઓ જે થોડી મિનિટ ત્યાં સાથે ઉભાં રહ્યાં તે વખત જીવનની ઘણીજ અગવડભરી ઘડીઓ થઇ પડી તેમજ તે પોતે પણ શાન્તિમાં હોય એમ બહુ લાગ્યું નહીં. જયારે તે બોલ્યો, ત્યારે, તેના અ-વાજમાં હમેશની ગંભીરતા નહોતી; અને તેણે, તેણીના લોંગબોર્ન છોડવાના તથા ડર્બિશાયરમાં રહ્યાના સમય વિષે એટલી બધીવાર અને એવી ઉતાવળમાં પુછી જોયું કે જે ઉપરથી તેના વિચારોમાં વ્યગ્રતા સ્પષ્ટ રીતે જણાઇ. આખરે તેને દરેક વિચારમાં નાસીપાસ થવું પડયું; અને થોડીકવાર એક શબ્દ પણ બોલ્યા વિના ઉભા રહ્યા પછી તેણે પોતાના મનને એકદમ શાંત કરી, ત્યાંથી રજા લીધી.

બીજાંઓ પછી તેણીને આવી મળ્યાં અને તેમણે તે જનાર-ની આકૃતિનાં વખાણના ઉદ્દગાર કાઢયા; પણ ઇલિઝાબેથ એક

શબ્દ પણ બોલી નહીં અને પોતાનીજ લાગણીઓથી તદ્દન વિચા-રમાં ગુંથાયલી રહીને તે ચૂપાચૂપ તેમની પાછળ ચાલી. તેના ઉપર શરમ અને ક્રોધનું વર્ચસ્વ જામી ગયું હતું. તેણી ત્યાં આવી તે, જગત્‌માં ઘણુંજ દુર્ભાગી અને ઘણુંજ અવિચારી કૃત્ય થયું ! તેને પણ કેટલું વિચિત્ર લાગ્યું હશે ! એવા મગરૂર મા-ણસને આ કૃત્ય કેટલું બધું બેશરમનું લાગ્યું હશે ! આ તો વખતે એમ જણાય કે જાણે કે તેણીએ હેતુપૂર્વકજ તેને ફરીથી મળવા-નો આ માર્ગ લીધો હશે ! અરે ! અહીં તે આવીજ શા માટે ! અથવા તો તેને આવવાની રાહ જોવાતી હતી તેના એક દિવસ અગાઉ તે શાથી આવ્યો ? જો તેઓ દશેક મિનિટ વહેલાં નીકળી ગયાં હોત તો તેઓ તેની નજરની બહાર, પહોંચ્યાં હોત; કારણકે એ સ્પષ્ટ હતું કે તે તેજ ઘડીએ આવ્યો હતો–તેજ પળે તે તેની ગાડીમાંથી અગર ઘોડેથી ઉતર્યો હતો. તેમના મેળાપની વિપરી-તતાના વિચારથી તે વારંવાર શરમાવા લાગી; અને તેની વર્તણુંક આટલી બધી અસરકારક રીતે બદલાઈ–તેનો શો અર્થ હશે ? અરે, તે તેણીની સાથે વળી વાત કરે તે પણ આશ્ચર્યકારક હતું! પણ આટલી સભ્યતાથી વાત કરવી તથા તેણીના કુટુમ્બ વિષે પુછપરછ કરવી ! તેણીની જીંદગીમાં તેણે કદી પણ તેની રીત-ભાતને આટલી નજીવી પ્રતિષ્ઠાવાળી જોઇ નહોતી. આ અણ-ચિંતવ્યા મેળાપના સમય જેટલી સભ્યતાથી તેણે કદી પણ વાત કરી નહોતી. જયારે તેણે રોઝીંગ્ઝના બાગમાં તેણીના હાથમાં કાગળ આપ્યો તે વખતના ભાષણની સાથે સરખાવતાં આમાં કેટલો બધો ફેર હતો ! તેના વિષે શું ધારવું અગર તેનું કારણ કેવી રીતે શોધી કાઢવું, તેની તેણીને કાંઈ સમજ પડી નહીં.

હવે તેઓ પાણીની બાજુએ આવેલા સુંદર માર્ગમાં દાખલ થયાં અને દરેક પગલું આગળ ચાલતાં જમીનનો ઉમદા નીચાણનો ભાગ અગર તો જંગલની વધારે સુંદર હદ આવતી હતી, કે જે જંગલમાં તેઓ હવે પહોંચવાની તૈયારીમાં હતાં; પણ એ કોઇ બાબતનું ઇલિઝાબેથને ભાન થાય તે અગાઉ કેટલોક વખત પસાર થઇ ગયો હતો, અને જોકે તેણી, તેના કાકા કાકીની અરજ ઉપરથી વારંવાર ઉત્તરો આપતી હતી અને જે વસ્તુઓ તેઓ બતાવતાં તેના તરફ પોતાની નજર હોવાનો દેખાવ કરતી, તોપણ તેણે ત્યાંના દૃશ્યના કોઇ ભાગને નિહાળ્યો નહોતો. તેના વિચારો બધાય પેમ્બર્લી કુટુમ્બનું એક સ્થળ—પછી તે ગમે હોય—જ્યાં મિ. ડાર્સી તે વખતે હતો, તેના ઉપરજ ચોંટી ગયા હતા. તે પળે તેના મનમાં શા વિચાર ચાલતા હતા તે જાણવાની તેણીએ ઇચ્છા કરી હતી—તેણે, તેણીના સંબંધમાં કેવી રીતનો વિચાર કર્યો હશે? અને બધી બાબતોને પડતી મુકીને તેણી હજુ પણ તેને વહાલી હતી કે કેમ તે જાણવાની તેણીની ઇચ્છા હતી. કદાચ તે આટલો બધો સભ્ય થયો છે તેનું કારણ એમ હોય કે તે નચિન્ત હોય; તોપણ તેના અવાજમાં એવું તો હતુંજ કે જે નચિંતા જેવું નહોતું. તેણીને જોવાથી તેને દુઃખ વધારે થયેલું કે આનંદ વધારે લાગેલો તે તેણી સમજી શકી નહી, પણ તેણે ખરેખર તેણીને શાંતિપૂર્વક જોઇ નહોતી.

પરન્તુ આખરે તેણીના સાથીઓએ તેનું ચિત્ત ઠેકાણે નહીં હોવાની ટીકા કરવાથી તે સ્વસ્થ થઇ અને પોતાની જાતને સ્વસ્થ દેખાડવાની તેણીને વધારે જરૂર જણાઇ. તેઓ જંગલમાં

દાખલ થયાં અને થોડો સમય નદીને છેવટની સલામ કરીને કેટલીક વધુ ઉંચાણુની જમીન ઉપર ચડયાં; ત્યાંથી, કે જયાંથી વૃક્ષોની વચમાંના ભાગોમાંથી નેત્રોને આમતેમ નજર કરવાનું બળ મળતું હતું, તેવી જગાઓમાં ખીણમાં ઘણાં રમણીય દૃશ્યો હતાં તથા સામેની ટેકરીઓમાંની ઘણીક ઉપર તો જંગલ ઉગેલું હતું તથા કેટલીક ઉપર પાણીના વહેલા પણ હતા તેવાં સ્થળોએ તેઓ ગયાં. મિ. ગાર્ડીનરે આખા બાગની આસપાસ ફરવા જવાની ઇચ્છા દર્શાવી પણ તેને એવી દેહશત લાગી કે તેથી પોતાના માર્ગથી બહુ આડા જવાશે. ફતેહમંદ હાસ્ય સાથે તેમને કહેવામાં આવ્યું કે તે બધું ૧૦ માઇલનું ચક્કર છે. આથી તે બાબતનો નિર્ણય થઇ ગયો; અને તેઓ પોતાના હમેશના રિવાજ મુજબના માર્ગે ચાલ્યા. જે રસ્તેથી તેઓ કેટલાક વખત પછી, ફરીને, ઝુલતાં ઝાડોવાળા જંગલમાં નાચાણવાળા ભાગમાં પાણીની બાજુએ અને તેના અતિ સાંકડા ભાગમાં આવી પહોંચ્યાં. તેમણે, આસપાસના દેખાવના સામાન્ય વાતાવરણની હવાને અનુકૂળ બની, એક સાદા પૂલવડે જળાશયને ઉલ્લંઘ્યું. તેમણે કદી પણ જોયું હોય તે કરતાં આ સ્થળ કુદરતથી ઓછુંજ શૃંગારાયેલું હતું; અને ખીણ કે જે આ સ્થળે સાંકડી બનીને ગુફા જેવી થઇ જતી હતી તેમાં માત્ર પાણીનો વહેળો જવા જેટલોજ માર્ગ હતો તથા તેની બાજુએ આવેલી જંગલી ઝાડીના જંગલની વચમાં થઇને જવાનો એક સાંકડો રસ્તો હતો. ઇલિઝાબેથની ઇચ્છા તે ખીણના વાંકોને જોવાની હતી; પણ જયારે તેમણે પુલ ઓળંગ્યો અને પેલા મકાનથી કેટલું અંતર છે તે જોયું ત્યારે મિસિસ ગાર્ડીનર કે જે બહુ

ચાલનારી નહોતી તેણીનાથી આગળ ચલાયું નહીં. તેણે જેમ બને તેમ જલદીથી પોતાની ગાડીમાં પાછા જવાનો વિચાર જણાવ્યો, તેથી કરીને તેની ભત્રીજીને પણ તેને સંમત થવાની જરૂર પડી, અને તેમણે ટુંકામાં ટુંકે રસ્તે થઇને જવાય તે દિશામાં નદીની સામી બાજુએના મકાન તરફનો માર્ગ લીધો; પણ હવે તેઓ ઘણાંજ ધીમેથી આગળ ચાલી શકયાં. કારણકે મિ. ગાર્ડીનર જોકે શોખમાં બહુ પડે તેવા નહોતો તોપણ, મચ્છીનો શિકાર કરવાને ઘણો શોખીલો હતો અને પાણીમાં અમુક જાતનો કેટલીક માછલી પ્રસંગોપાત દેખાતી તે જોવામાં તથા તે વિષે સાથેના માણસો જોડે વાત કરવામાં એટલો તો તે ગુંથાયો કે તે બહુજ થોડું આગળ ચાલતો હતો. આ પ્રમાણે ધીમે ધીમે તે ચાલતાં હતાં એવામાં તેમને ફરીથી આશ્ચર્ય થયું અને ઇલિઝાબેથને તો મિ. ડાર્સી નજરે પડવાને લીધે—તે પણ બહુ દૂર નહીં—પહેલાના જેટલો અચંબો લાગ્યો. અહીંઆનો માર્ગ, સામી બાજુના કરતાં, ઓછી ઝાડીવાળો હોવાથી, તેમના મળતાં પહેલાં તેઓ તેને જોઈ શકયાં. ઇલિઝાબેથ ગમે તેટલી ચકિત થઇ ગઇ હતી તોપણ, અગાઉના કરતાં આ વખતે મુલાકાત માટે છેવટ કાંઇક વધારે તૈયાર તો હતી અને તેણીએ, જો તે તેમને મળવાના ઇરાદાથી આવ્યો હોય તો તેની સાથે શાન્ત દેખાઇને શાન્તિથી વાત કરવાનો નિશ્ચય કર્યો. થોડીવાર સુધી તો ખરેખર તેણીને એમ લાગ્યું કે તે ઘણું ખરૂં બીજા રસ્તે ચડી જશે. આ વિચાર, તેની ચાલના રસ્તામાં થી એક વાંક લેતાં તે દેખાતો બંધ પડયો ત્યાં સુધી ચાલ્યો; અને વાંક પુરો થતાંજ તે તેમની આગળ ખડો થઇ ગયો. નજરે પડતાંજ, તેણીએ જોયુ કે તેનામાંથી તેની થોડા વખતપરની સ-

ભ્યતા ગઇ નહોતી; અને તેની સભ્યતાની નકલ કરીને, જેવાં તેઓ મળ્યાં કે તુરતજ તેણીએ તે સ્થળના સૌંદર્યનાં વખાણ કરવા માંડયાં; પણ તેણી "આનંદકારક" અને "મોહક" શબ્દોથી આગળ વધી નહોતી, એટલામાં તો કોઇ દુર્ભાગી બાબતની યાદે તેમાં વાંધો નાંખ્યો અને તેણીએ કલ્પના કરી કે જો તેણી પેમ્બર્લીનાં વખાણ જો કરશે તો તેનો ગર્ભિત અર્થ ઉંધો કરવામાં આવશે. તેણીની મુખાકૃતિ બદલાઇ ગઈ અને તે કાંઈ બોલી નહીં. મિસિસ ગાર્ડીનર જરા પાછળ ઉભી હતી; અને જેવી તે અટકી ગઇ કે તુરતજ તેણે, તેને તેણીનાં મિત્રોની ઓળખાણ કરાવવાનું માન આપવામાં આવશે કે કેમ એમ પુછ્યું. આ સભ્યતાનો આ આઘાત એવો હતો કે જેને માટે તેણી લગાર પણ તૈયાર નહોતી; અને જેઓની સામે તેની મગરૂરીને લીધે તેને તેણીની પાસે માંગણી કરતાં વિરોધ આવ્યો હતો તે લોકોમાંનાંજ કેટલાંકની ઓળખાણ કરવાના તેના પ્રયત્ન તરફ તેણી પોતાના હાસ્યને દાબી શકી નહી. "તેઓ કોણ છે તે જ્યારે તેના જાણવામાં આવશે ત્યારે તેને કેટલી બધી નવાઇ લાગશે?" તેણીએ મનમાં વિચાર કર્યો: "તે તેમને શોખવાળા લોકો ધારે છે." તોપણ ઓળખાણ તુરતજ કરાવવામાં આવી; અને જેવું તેણીએ પોતાની મેળેજ તેમની સગાઇનું નામ પાડયું કે તુરતજ તેણે તેના સામે ચપળતાથી નજર કરી કે તે, એ ખબરને કેવી રીતે સહી શકે છે અને એવા શરમભરેલા સોબતીઓથી તેનાથી બને તેટલી ઝડપે તે નાસી જશે એવી આશાથી પણ તેણી રહિત નહોતી. આ સંબંધથી તે ચકિત થઇ ગયો, તે તો જાણે સ્પષ્ટ જણાતું હતું; પરન્તુ તે, તે હિંમતથી સહી રહ્યો અને

ત્યાંથી દૂર નહીં જતાં તે તેમની તરફ વળ્યો ને ઉભો અને મિ. ગાર્ડીનરની સાથે વાતમાં ચડયો. ઇલિઝાબેથ રાજી થયા વગર તેમજ ફતેહ પામ્યા વિના રહી શકી નહીં. એ બહુ દિલાસાની વાત હતી કે, તેણીનાં કેટલાક સગાંઓને માટે તેને શરમાવાની જરૂર નથી, એ તે જાણતો હોવો જોઇએ. તેમની વચ્ચે જે વાત થઇ તે બધી તેણીએ ઘણુંજ ધ્યાન દઇને સાંભળી અને તેના કાકાના દરેક વાક્ય તેમજ ઉદ્દગાર કે જેમાં તેની ચાતુરી, તેનો શોખ અગર તેની સારી રીતભાતનું સૂચન હતું તે દરેકથી તેણી ફુલાઇ જતી.

વાતચિત તુરતજ મચ્છીના શિકારના વિષય ઉપર વળી, અને તેણીએ, મિ. ડાર્સીને, ઘણીજ સભ્યતાથી તેના કાકાને તેની નજીકમાં રહે તે દરમ્યાન તેની નજરમાં આવે તેટલીવાર મચ્છીનો શિકાર કરવા આવવાને તેને આમંત્રણ આપતાં સાંભળ્યો, તેજ વખતે તેણે તેને માછલાં પકડવાનાં યંત્રો આપવાનું જણાવ્યું, અને વહેળાના જે ભાગમાં સાધારણ રીતે મચ્છી વધારે હોય છે તે તરફ આંગળી કરીને પણ તેણે બતાવી. મિસિસ ગાર્ડી-નર કે જે ઇલિઝાબેથનો હાથ ઝાલીને ચાલતી હતી તેણે આશ્ચ-ર્યની ગર્ભિત નજરે તેણીના સામું જોયું. પરન્તુ તેણીને તો અ-ત્યંત અચંબો થયો હતો અને તેણી સતત એ બોલ્યા કરતી કે, “ તે આટલો બધો શાથી બદલાઇ ગયો છે ? આ બધું શા-માંથી થઇ શકે ? મારા માટે તો આમ બની શકે નહીં. હન્સ-ફોર્ડ ખાતેના મારા ઠપકાઓથી આના જેવો અને આટલો ફેર પડી શકે નહીં. તે હજુપણ મને ચહાય, એ અશકય છે.”

આ પ્રમાણે કેટલોક વખત ચાલ્યા બાદ,—એટલે કે બે સ્ત્રીઓ આગળ અને પાછળ બે પુરૂષો—તેમનાં મૂળ સ્થળોએ પાછાં આવતાં અને કોઇક નવાઇ જેવો પાણીનો છોડ વધારે સારી રીતે તપાસી જોવા માટે નદીના કાંઠે ઉતરતો કેટલોક ફેરફાર બનવાનો સંયોગ થયો. તે ફેરફારની મિસિસ ગાર્ડીનરે શરૂઆત કરી. તેણીએ સવારના શ્રમથી થાકી જઈને ઈલિઝાબેથના હાથનો ટેકો પુરતો નહીં લાગવાનાં કારણથી પોતાના પતિના હાથના ટેકાને પસંદ કર્યો; આથી મિ. ડાર્સીએ તેની ભત્રીજીની બાજુમાં તેની જગો લીધી અને તેઓ સાથે આગળ વધ્યાં. થોડો વખત ચૂપ રહ્યાં બાદ તે યુવતી પ્રથમ બોલી ઉઠી. તેણીએ તેને એવું જણાવવાની ઇચ્છા કરી કે તેણી તે સ્થળે આવી તે અગાઉ તેની ગેરહાજરીની તેણીને ખાત્રી આપવામાં આવી હતી, અને તે પ્રમાણે જણાવીને તેણીએ શરૂઆત કરી કે તેનું આગમન ઘણુંજ અણચિંતવ્યું હતું—"કારણ કે તમારાં ગૃહવ્યવસ્થાપિકાએ અમને એમ ખબર આપી હતી કે આવતી કાલ સુધી તો તમે ચોક્કસ પણે અહીં આવશો નહીં." તેણીએ ઉમેર્યું, "અને ખરેખાત, અમે બેઇકવેલ છોડયું તે અગાઉ, અમે એમ સમજયાં હતાં કે અહીં ગામમાં તમે તુરતજ આવશો, એવી આશા નહોતી."

તેણે એ બધાના સત્યને કબૂલ રાખ્યું અને કહ્યું કે તેના કારભારી સાથેના કામને લીધે તેને, તે જે મંડળીની સાથે મુસાફરી કરતો હતો તેનાં બીજાં માણસોના કરતાં થોડા કલાક પહેલાં આવવું પડયું હતું. "તેઓ આવતી કાલે સવારે મને આવી મળશે." તેણે ચાલુ રાખ્યું, "અને તેઓમાં કેટલાંક જણ

એવા છે કે જે તમારી સાથે ઓળખાણ હોવાનો દાવો કરી શકશે—એટલે કે મિ. બિંગ્લે અને તેની બહેનો છે.”

ઇલિઝાબેથે આના ઉત્તરમાં માત્ર જરા નમન કર્યું. તેણીના વિચારો તુરતજ જે સમયે તેમની વચ્ચે મિ. બિંગ્લેના નામનો ઉલ્લેખ છેલ્લો થયો હતો તે વખત તરફ પાછા વળી ગયા અને જો તેણી તેના ચહેરા ઉપરથી અભિપ્રાય બાંધે તો તેનું મન પણ એથી બહુ જુદી રીતે રોકાયેલું નહોતું.

“વળી એ મંડળીમાં એક બીજી વ્યક્તિ પણ છે.” તેણે થોડો વખત થોભ્યા બાદ બોલવાનું ચાલુ રાખ્યું, “કે જેની ખાસ ઇચ્છા તમારી સાથે ઓળખીતાં થવાની છેઃ–તમે મને તમારા લેમ્બટન ખાતે રહેવા દરમ્યાન મારી બહેનની તમારી સાથે ઓળખણ કરાવવાની રજા આપશો ? આમાં હું બહુ માગણી કરૂં છું?”

આવી રીતની અરજ કરવાથી થયેલું આશ્ચર્ય ખરેખર મોટું હતું. તેણીએ તે કેવી રીતે સ્વીકારી તે જાણવાનું કાર્ય તેણીને માટે ઘણું મોટું હતું. તેણીને તુરતજ લાગ્યું કે મિસ ડાર્સીને તેણીની સાથે ઓળખાણ કરવાની ગમે તેવી ઇચ્છા હોય તોપણ તે , તેણીના ભાઈનુંજ કામ છે અને તેથી આગળ વિચાર કર્યા વિનાજ તે કામ સંતોષકારક જણાયું, તેના ગુસ્સાને લીધે તેણે ખરેખર તેણીનું ખોટું ધાર્યું નહીં એ જાણીને તેની સંતોષ થયો. તેઓ ચૂપચાપ આગળ વધ્યાં. બન્નેજણ ઉંડા વિચારમાં પડી ગયાં હતાં. ઇલિઝાબેથ નિશ્ચિન્ત ન હોતી, અને તેમ થવું અશકય હતું, પણ તેણીની ખુશામત કરવામાં આવી હતી અને તેણીને રાજી કરવામાં આવી હતી. પોતાની બહેનની તેણીની

સાથે ઓળખાણુ કરાવવાની તેની ઇચ્છા, એ બહુજ ઉચ્ચ પ્રકારનું અભિનંદન હતું. તેઓ તુરતજ બીજાંઓની નજર બહાર પડતાં રહ્યાં અને જયારે ગાડી સુધી પહોંચ્યા ત્યારે મિ. અને મિસિસ ગાર્ડીનર ૦ માઇલના અડધ જેટલાં પાછળ રહી ગયાં હતાં.

પછી તેણે તેણીને મકાનમાં આવવા કહ્યું. તેણીએ જાહેર કર્યું કે હું થાકી ગઇ નથી અને તેઓ સાથેજ મેદાન ઉપર ઉભાં રહ્યાં. આવા વખતે ઘણી વાતચીત કરવામાં આવી હોત અને ચૂપ રહેવાનું બહુ કઢંગુ હતું. તેણીની ઇચ્છા વાત કરવાની હતી પણ દરેક વિષય સામે બાધ નડે એમ જણાયું. આખરે તેણીને યાદ આવ્યું કે તેણી સુસાફરી કરતી હતી અને તેમણે મેટલોક અને ડોલડેઈલ વિષે ઘણીજ ખંતથી વાત કરી. તોપણ કાળ તથા તેણીની કાકી ધીમે ધીમે ચાલતાં હતાં—અને તેણીની ધીરજ અને તેણીના વિચારો, તેમનાં ગપ્પાંસપ્પાં પુરાં થયા અગાઉ ખપી ગયાં હતાં. મિ. અને મિસિસ ગાર્ડીનર આવી પહોંચતાં તે બધાંને મકાનમાં જોવા માટે તથા કાંઈક નાસ્તો કરવાનો આગ્રહ કરવામાં આવ્યો; પણ એ વિનંતિનો અસ્વીકાર થયો અને તેઓ ઘણીજ સભ્યતાથી એક બીજાથી છુટાં પડયાં. મિ. ડાર્સીએ એ અબળાઓને હાથ આપી ગાડીમાં બેસાડી, અને જયારે ગાડી ચાલી ગઇ ત્યારે ઇલિઝાબેથે તેને ધીમેથી મકાન તરફ ચાલ્યો જતો જોયો.

---

## પ્રકરણ ૩૪.

ઇલિઝાબેથે એટલું તો નક્કી કરી લીધું કે મિ. ડાર્સી, તેની બ્હેનને પેમ્બર્લી પહોંચ્યા પછીના બીજે દહાડે મુલાકાત માટે લાવશે. તે ઉપરથી તેણીએ એવો નિશ્ચય કર્યો કે તે દહાડે સવારે મુસાફરખાનું નજર બહાર રહે તેમ કરવું નહીં પણ તે-ણીનું અનુમાન ખોટું હતું; કારણ કે જે દહાડે સહવારે તેઓ લેમ્બટનમાં આવ્યાં તેજ સવારે એ લોકો મુલાકાત માટે આવ્યાં.

મિસ ડાર્સી અને તેના ભાઇએ દેખાવ દીધો અને આ મહાભારત ઓળખાણ થઇ. ઇલિઝાબેથે આશ્ચર્ય સાથે જોયું કે આ નવી ઓળખાણ કરનાર પોતે પણ તેણીના જેટલીજ ગભરાયલી હતી. લેમ્બટનમાં આવી ત્યારથી તેણીએ સાંભળ્યું હતું કે મિસ ડાર્સી અત્યંતની મગરૂર છે, પણ થોડી મીનીટ સુધી અવલોકન કર્યો બાદ તેણીને ખાત્રી થઇ કે તેણી અત્યંત ભીરૂ હતી. તેણીની તરફથી એક પદ કરતાં આખો શબ્દ પણ સાભળવાનું તેણીને કઠણ થઇ પડયું.

મિસ ડાર્સી ઉંચી હતી અને તે પણ ઇલિઝાબેથ કરતાં મોટા પ્રમાણમાં ઉંચી હતી; અને ૧૬ વર્ષ કરતાં થોડીજ મોટી હતી; તોપણ તેણીની આકૃતિ બંધાઇ ગઇ હતી અને તેણીનો ચ્હેરો સ્રીના જેવો તથા માયાળુ હતો. તેણીના ભાઈ કરતાં તેણી સુંદરતામાં ઉતરતી હતી; પણ તેણીના ચ્હેરામાં બુદ્ધિ તથા વિનોદનો વાસ જણાતો હતો, અને તેણીની રીતભાત સંપૂર્ણ રીતે અકૃત્રિમ અને માયાળુ હતી. ઇલિઝાબેથ કે જેણે મિસ

ડાર્સીને ચોકસ અને જરાય અસાવધ નહીં એવી અવલોકનકાર હોવાનું ધાર્યું હતું તે, આવી જુદીજ લાગણીની હકીકત જાણીને બહુજ નચિન્ત થઇ.

ડાર્સીએ તેણીને કહ્યું કે બિંગ્લે પણ તમને મળવા માટે આવનાર છે. એ પહેલાં તેઓ બહુ લાંબો વખત સાથે રહ્યાં ન હોતાં; અને તેણીને પોતાના સંતોષના ઉદ્ગાર કાઢવાનો તથા એવા મુલાકાત માટે આવનાર માટે તૈયાર રહેવાને દેખીતી રીતે પુરતો સમય હતો, એવામાં દાદર ઉપર બિંગ્લેનાં ઝડપથી પડતાં પગલાંનો અવાજ સાંભળાયો અને એક પળમાં જ તે ત્યાં દાખલ થયો. તેની સામેનો ઇલિઝાબેથનો બધો ક્રોધ લાંબા વખત પહેલાંથી દૂર થઇ ગયો હતો; પણ જો તેણીને હજુ પણ કાંઈ તે લાગતો હોત તોપણ, તેણીને જોતાંજ, જે અકૃત્રિમ માયાળુ પણાથી તેણે પોતાના ઉદ્ગાર કાઢયા તે સામે તે ભાગ્યેજ રહી શકયો હોત. તેણે તેણીના કુટુમ્બના ખુશી સમાચાર સામાન્ય રીતે મિત્રની માફક પૂછયા અને તેણે હંમેશની પેઠેજ સારા વિનોદ-વાળી શાંતિથી તેણીની સામે જોયું અને વાતચીત કરી.

ઇલિઝાબેથને પોતાની તરફથી ઘણું કરવાનું હતું. મુલાકાતે આવનાર દરેક વ્યક્તિની લાગણીઓ કેવી છે તે નક્કી કરવાની હતી. પોતાની લાગણીઓને શાન્ત કરવાની તેણીની ઇચ્છા હતી. તે સાથે બધાંઓની જોડે હળીમળી જવાય, તેમ કરવાનું હતું. આ બીજી ધારણા કે જેમાં તેણી નિષ્ફળ થશે એવી તેણીને ઘણીજ દહેશત હતી તેમાંજ ફતેહ મેળવવાની તેણીને ઘણી ખાત્રી થઇ; કેમકે જેમને તેણીએ આનંદ આપવાનો પ્રયત્ન કર્યો હતો

તે બધાંઓ તેણીની તરફેણનીજ વલણવાળાં હતાં. બિંગ્લે આનંદ મેળવવા તૈયાર હતો, જયોર્જીનીઆ રાજી થવા આતુર હતી અને ડાર્સી પણ ખુશ થવાનો નિશ્ચય કરીને બેઠો હતો.

તેમને મળવા આવનાર વ્યક્તિઓ અડધા કલાક ઉપરાંત તેમની સાથે રહી; અને જયારે તે બધાં પાછાં જવાને તૈયાર થયાં ત્યારે મિ. ડાર્સીએ, મિ. અને મિસિસ ગાર્ડીનર તથા મિસ બેનેટ, તેઓ તે ગામ છોડીને જાય તે પહેલાં પોતાને ત્યાં પેમ્બર્લીમાં આવી જમવા તથા મળવા માટે આવવાની ઇચ્છા પ્રદર્શિત કરવામાં પોતાની સાથે સામેલ થવાને પોતાની બહેનને પણ બોલાવી. મિસ ડાર્સી કે જેને આમંત્રણો આપવાની ટેવમાં સંકોચ થોડો થતો હતો તેણી તુરતજ તેમાં સામેલ થઇ. મિસિસ ગાર્ડીનરે, પોતાની ભત્રીજી કે જેને આ આમંત્રણની સાથે ઘણોજ સંબંધ હતો તેણી, આ સ્વીકારવાના સંબંધમાં કેવું વલણ ધરાવે છે, તે જાણવાની ઇચ્છાથી તેના સામું જોયું; પણ ઇલિઝાબેથે પોતાના ચહેરાને બીજી તરફ ફેરવી નાખ્યો. તોપણ આવી રીતે જાણી જોઇને તે અલગ રહે છે તે માત્ર આ પળ પુરતો ગભરાટ છે અને આમંત્રણની સૂચના તરફ તેની કાંઇ નાપસંદગી નથી, એમ ધારી લઇને તથા પોતાનો પતિ કે જેને મનુષ્યોના સમાગમનો બહુ શોખ હતો તે પણ આમંત્રણનો સ્વીકાર કરવા રાજી છે, એમ જોઇને તેણીએ પોતાની હાજરી આપવા રોકાવા-ની હિંમતથી હા કહી અને બીજા દિવસ પછીનો દિવસ તે માટે નક્કી કરવામાં આવ્યો.

કાકી તથા ભત્રીજીએ એવું નક્કી કર્યું કે મિસ ડાર્સી જે

દહાડે પેમ્બર્લીમાં આવી, તેજ દહાડે તેમને મળવા આવી—એવી આકર્ષક સભ્યતાને પગલે આપણે પણ ચાલવું જોઇએ અને તે ઉપરથી તેઓએ એમ ધાર્યું કે તેણી પાસે બીજે દહાડે સહવારેજ જવાની ઘણીજ જરૂર છે. તેથી કરીને તેઓ જવાને તૈયાર રહ્યાં.

---

## પ્રકરણ ૩૫.

---

ઇલિઝાબેથને હવે ખાત્રી થઇ કે મિસ બિંગ્લેને જેઇનની તરફ અરૂચિ ઉત્પન્ન થઇ હતી તે અદેખાઇને લીધે ઉભી થઇ હતી, આથી તેણીને એવી લાગણી થયા વિના રહી શકે નહીં કે પેમ્બર્લી ખાતે તેણીની હાજરી કેટલી બધી આવકાર વિનાની થઇ પડશે અને હવે તે યુવતીની તરફથી ફરીથી કેટલી સભ્યતાથી ઓળખાણ કરવામાં આવશે તે જાણવાની, તેણીને નવાઈ ઉપજી.

મકાન આગળ પહોંચતાં જ, તેમને દિવાનખાનામાં થઈને સલુનમાં લઈ જવામાં આવ્યાં, જેનો ઉત્તર તરફનો દેખાવ ઉનાળાને માટે તેને આહ્લાદજનક બનાવતો. તેની બારીઓ જમીન તરફ પડતી હતી તેથી તેમાંથી, તે મકાનની પાછળ આવેલી ઉંચી જંગલવાળી ટેકરીઓનો, મગજને ઘણીજ શાન્તિ આપનારો દેખાવ જણાતો હતો તેમજ સુંદર ‘ઓક’નાં વૃક્ષો તથા સ્પેન દેશમાં થતાં ચેસ્ટનના વૃક્ષો કે જે વચમાં આવેલા રસ્તા ઉપર છુટાં છુટાં ઉગેલાં હતાં, તે પણ જણાતાં હતાં.

આ દિવાનખાનામાં, મિસ ડાર્સી કે જે મિસિસ હર્સ્ટ, અને મિસ બિંગ્લે તથા જે યુવતી સાથે તેણી લંડનમાં રહેતી હતી અને

જે તેની સાથે બેઠી હતી તેણે તેમને આવકાર આપ્યો. તેમાં તેમને જ્યોર્જીનીઆએ અતિ સભ્યતાથી આવકાર આપ્યો; પણ તેમાં એટલો બધો ગભરાટ સમાયેલો હતો કે જે, ભીરૂપણાથી અગર ખોટું કર્યાના ભયમાંથી ઉત્પન્ન થયેલો હોવા છતાં, જેઓ પોતાને ઉતરતી પંક્તિના માનતાં હોય તેમનામાં એવી માન્યતા ઉત્પન્ન કરે કે તેણી મગરૂર અને એકલવાયી છે. તોપણ, મિસિસ ગાર્ડીનરે અને તેની ભત્રીજીએ તેણીને ન્યાય આપ્યો અને તેણી તરફ દયાથી જોયું.

મિસિસ હર્સ્ટ અને મિસ બિગ્લેએ તેમની તરફ માત્ર વિનયથી જોયું હતું; અને તેઓએ તેમની બેઠક લીધી કે તુરતજ થોડો વખત ત્યાં બધાય વિરામ લેતા શાન્ત થયા, કે જે હંમેશાં એવા વિરામ બહુ કવખતના થઇ પડે છે. એ શાન્તિનો ભંગ પહેલવહેલો મિસિસ એનેસ્લીએ કર્યો કે જે એક સુલજાજ અને મળતાવડા દેખાવવાળી સ્ત્રી હતી તથા કોઈ જાતની વાતચિત દાખલ કરવાના જેવા પ્રયત્નથી તે બીજાં બધાંઓ કરતાં ખરેખર વધારે સારી રીતે ઉછરી હતી એમ સાબીત થતું હતું, અને તેણી તથા મિસિસ ગાર્ડીનર વચ્ચે, પ્રસંગોપાત ઇલિઝાબેથ તરફની મદદથી વાતચિત આગળ ચાલી. મિસિસ ડાર્સીના ચહેરા ઉપરથી એમ જણાતું હતું કે જાણે કે તે, તે વાતચિતમાં સામેલ થવાને જોઈતી હિંમતની ઇચ્છા કરતી હતી; અને કોઈ વખતે જયારે સાંભળવાનો જરાય ભય ન હોય, ત્યારે એક નાનું સરખું [illegible] બોલવાની હિંમત કરતી હતી.

તેમની મુલાકાતને લીધે જે બીજી નવીનતા આવી તે,

ઠંડુ માંસ લઇને નોકરોએ પ્રવેશ કર્યો તે હતી; તેની સાથે ભાખરી તથા તે ઋતુમાં થતાં જુદી જુદી જાતનાં બધાં સુંદર ફળો પણ હતાં; પરન્તુ જયાંસુધી મિસિસ એનેસ્લીએ મિસ ડાર્સી તરફ અનેકવાર ખાસ નજર કરી તથા મ્હોં મલકાવ્યાં અને તેણીને તેની આગલી જગોની યાદ આપી ત્યાં સુધી એ ખાણું આવ્યું નહોતું; હવે આખી મંડળીને માટે કામ આવ્યું—કારણ કે તેઓ બધાં જોકે વાત કરી શકે નહીં પરન્તુ તેઓ બધાં ખાઇ શકે તો ખરાં; અને દ્રાક્ષ, બોર તથા બીજાં ફળોના સુંદર ઢગલાઓને લીધે તેઓ ટેબલની આસપાસ તુરતજ એકત્ર થઇ ગયાં.

આ પ્રમાણે રોકાતાં, મિ. ડાર્સી જયારે દિવાનખાનામાં દાખલ થયો ત્યારે ઇલિઝાબેથને જે લાગણીઓ થઇ તેથી તેના દેખાવથી તેણીને વધારે બ્હીક લાગી કે તેણી ઇચ્છતી હતી તે નક્કી કરવાને તેણીને સારી તક મળશે; અને પછી જો કે એક પળવાર પહેલાં તો તેણી એમ માનતી હતી કે તેણીની ઇચ્છાજ વધારે છે, તો પણ મિ. ડાર્સી આવ્યો તે બદલ હવે તેણી દિલગીર થવા લાગી.

તે મિ. ગાર્ડીનરની સાથે કેટલોક વખત રોકાયો હતો, અને મિ. ગાર્ડીનર, મકાનના બે ત્રણ બીજા ગૃહસ્થોની સાથે નદી આગળ રોકાયો હતો; જયારે તેને એમ ખબર પડી કે કુટુમ્બ-માંની સ્ત્રીઓ તે સહવારે જયોર્જીનીઆની મુલાકાતે જવાનો ઇરાદો રાખે છે ત્યારેજ તે ત્યાંથી ચાલ્યો ગયો હતો. જેવો તેણે સલુનમાં દેખાવ દીધો કે તુરતજ ઇલિઝાબેથે ડહાપણથી સંપૂર્ણ શાન્ત અને ગભરાટ વિનાની થવાનો નિશ્ચય કર્યો—આ નિશ્ચય

કરવાની જોકે ઘણી જરૂર હતી તો પણ બહુ સહેલાઇથી તે ટકાવી શકાતો નથી, કારણ કે તેણીએ જોયું કે આખી મંડળીની શંકા તેમની સામે ઉભી થઈ હતી અને જયારે તે પહેલ વહેલો ઓરડામાં દાખલ થયો ત્યારે તેની વર્ત્તણુંક તરફ નજર નહીં રાખી હોય એવી એક પણ નજર ભાગ્યે હશે. મિસ બિંગ્લે જયારે જયારે પોતાના હેતુવાળી કોઈ પણ વસ્તુની સાથે બોલે ત્યારે ત્યારે તેના ચ્હેરા ઉપર જે હાસ્યછટા હોવા છતાં પણ તેણીના ચ્હેરામાં જે ધ્યાનપૂર્વકનું આશ્ચર્ય ઘણુંજ દૃષ્ટિગોચર થતું હતું તેટલું કોઇપણ ચ્હેરામાં હતું નહીં; કારણ કે તેણી અદેખાઇને લીધે હજુ હતાશ થઇ ગઇ નહોતી અને મિ. ડાર્સી તરફ ધ્યાન આપવાની તેની રીતિ કોઈ રીતે પણ હજુ પુરી થઇ નહોતી. મિસ ડાર્સીએ પોતાનો ભાઈ દાખલ થતાંજ વાત કરવા માટે બહુ પ્રયત્ન કર્યો; અને ઇલિઝાબેથે જોયું કે તે પોતે પણ પોતાની બ્હેનને તેમજ તેણીને પોતાને પણ ઓળખીતાં કરવાને બહુ આતુર હતો તથા બની શકે ત્યાં સુધી બન્ને બાજુઓએ વાત કરવાનો પ્રયત્ન કરતો.

## પ્રકરણ ૩૬.

લેમ્બટનમાં પહેલાંજ આવતી વખતે જેઇન તરફથી પત્ર નહીં આવેલો જોઇને ઇલિઝાબેથને અતિ નિરાશા થઈ હતી; અને આ નિરાશા દરરોજની સહવાર કે જે ત્યાં ગાળવામાં આવી તેમાં ચાલુ રહેતી હતી; પરન્તુ ત્રીજે ાડે સહવારે તેની દિલગીરી પુરી

થઇ ગઈ અને તેણીની બ્હેને, તેની તરફથી એકદમ બે કાગળો મળવાને લીધે, તે બાબતને યોગ્ય કરાવી આપી; તેમાંના એક પત્ર ઉપરનો છાપથી જણાતું હતું કે તે બીજે ઠેકાણે રખડીને આવ્યો હતો. આ જોઇને ઇલિઝાબેથને કાંઈજ નવાઇ લાગી નહીં કારણ કે જેઇને તેનું સરનામું બહુજ જાણીતી રીતે ખોટું લખ્યું હતું.

કાગળો અંદર લાવવામાં આવ્યા ત્યારે તેઓ બધાં ચાલ્યાં જવાની તૈયારી કરતાં હતાં; અને તેણીની કાકી અને કાકા, તેણીને એકલીનેજ એકાન્તમાં તેની મોજ લેવા દેવાને ત્યાં મુકી પોતેજ ચાલી નીકળ્યાં. પહેલાં તો પહેલો રખડીને આવેલો પત્ર જોવો જોઇએ; તે પાંચ દિવસ અગાઉ લખાયેલો હતો. શરૂઆતમાં તેમની બધી નાની નાની મીજબાનીઓ અને મેલાવડાઓનો અહેવાલ જણાવેલો હતો અને સાથે સાથે ગાંમડાંઓમાં જે નવા જુની હોય તે જણાવેલી હતી; પરન્તુ બીજા પછીનો અડધ ભાગ કે જેમાં એક દિવસ પછીની તારીખ નાંખેલી હતી અને દેખીતી રીતે આવેશમાંજ લખાયેલો હતો તેમાં ઘણી અગત્યની ખબર આપેલી હતી. તે નીચે પ્રમાણેની મતલબની હતી:—

"વહાલી લિઝિ, ઉપર પ્રમાણે લખ્યા પછી, કાંઇક, ઘણોજ અણચિંતવ્યો ગંભીર સ્વરૂપનો બનાવ બન્યો છે, પણ તને ભડકાવવાથી મને ભય લાગે છે એટલી ખાત્રી રાખજે. અમે બધાંયે ખુશી મઝામાં છીએ, માટે જે કાંઈ કહેવાનું છે તે બિચારી લીડીઆના સંબંધમાં છે. ગઈ કાલે રાત્રે જયારે અમે સૂઈ ગયાં તેવામાંજ કર્નલ ફોર્સ્ટર તરફથી ઘણોજ જરૂરી પત્ર આવ્યો અને તેમાં અમને એવા સમાચાર જણાવ્યા હતા કે તેણી તેના

એક અમલદારની સાથે સ્કોટલેંડ જતી રહી છે–ખરૂંજ કબૂલ કરી દઉં તો વિકહામનીજ સાથે ! અમે કેટલાં ચકિત થઇ ગયાં હઇશું, તેની કલ્પના કર. તોપણ કીટીને તે એટલું બધું અણચિંતવ્યું લાગતું નથી. હું ઘણી ઘણી દિલગીર છું. બન્ને બાજુએથી આવું ગેરડહાપણભરેલું જોડું ! કર્નલ ફોર્સ્ટર, તેની હાલ તુરત રાહ જોવાને, અમને કારણ આપે છે. લીડીઆએ, તેની સ્ત્રીને માટે કેટલીક લીટીઓ લખીને મુકી હતી અને તેમના ઇરાદાની તેણીને તેમાં ખબર આપી હતી. મારે હવે પાર આણવો જ જોઇએ, કારણકે મારી ગરીબડી માતાથી હું બહુ લાંબો વખત નભી શકીશ નહી. હું ધારૂંછું કે તું તે સહી શકશે નહી, પણ મેં શું લખ્યું છે તે હું ભાગ્યેજ જાણી શકુંછું. ”

વિચાર કરવાનો પણ વખત આપ્યા શિવાય તથા તેણીને શી લાગણી થઇ તે ભાગ્યેજ સમજીને, ઇલિઝાબેથે આ પત્ર પુરો થતાં તુરતજ બીજો પત્ર લીધો અને અત્યંત અધીરાઇથી તે બોલીને નીચે પ્રમાણે વાંચી જોયો; પહેલો કાગળ પુરો કર્યા પછી એક દિવસ મોડેથી આ કાગળ લખેલો હતો.

“ મારી વ્હાલી બ્હેન, આ સમયે તને મારો ઉતાવળથી લખેલો પત્ર મળી ચુકયો હશે; મારી એવી ઈચ્છા છે કે આ પત્ર તેથી વધારે માહિતી આપનાર નીવડે પણ જો કે સમયથી હું બંધાઇ ગઇ નથી તોપણ મારૂં મગજ એટલું ગુંચવાઇ ગયું છે કે પૂર્વાપર સંબંધ રાખવાના કારણનો જવાબ હું આપી શકતી નથી. મારી ગરીબ માતા ખરેખર માંદી પડી છે અને તેણીના ઓરડામાં જ પડી રહે છે. જો તેણી પોતાની મેળે કાંઇ કરી

શકે તો તે વધારે સારૂં; પરન્તુ એવી આશા રાખી શકાય નહીં. અને મારા પિતાના સંબંધમાં તો, મારી જીંદગીમાં તેમને આવા દંભી કદી જોયા નહોતા. તેઓ બન્ને વચ્ચેના સંબંધને ગુપ્ત રાખવાથી બિચારી કીટીને ક્રોધ થયો છે; પણ એ જોકે અરસ-પરસના વિશ્વાસની બાબત હતી એટલે તેમાં કોઇને નવાઈ પામ-વાનું નથી. મારી વ્હાલામાં વ્હાલી લિઝિ, હું ખરેખર રાજી થઇ છું કે આવા દુઃખદાયક દેખાવોમાંથી તું કાંઇક બચી ગઇ છે; પણ હવે જયારે પહેલો આઘાત પુરો થઇ ગયો છે, એટલે તારા પાછા આવવાની હું ઇચ્છા કરૂંછું એ કબૂલ કરૂં ? તોપણ હું એ-ટલી બધી સ્વાર્થી નથી કે, જો અગવડ પડતું હોય તો તે બા-બતનો આગ્રહ કરૂં—સાહેબજી ! મેં થોડાજ વખત ઉપર જે નહીં કરવાની મરજી બતાવી હતી તેજ કરવાને હું મારી કલમ ફરીથી ચલાવું છું; પરન્તુ સંયોગો એવા છે કે હું તમને બધાને, બની શકે તેટલી ઉતાવળે અહીં આવવાને આતુરતાથી અરજ કર્યા વિના રહી શકતી નથી. મારા કાકા અને કાકીને હું એટલી તો સારી રીતે જાણું છું કે એ બાબતની અરજ કરવાથી મને જરાય બ્હીક લાગતી નથી; જો કે તેમાં મારા કાકા પાસેથી કાંઈક વિશેષની માંગણી હજુ મારે કરવાની છે. મારા પિતા કર્નલ ફોરસ્ટરની સાથે તેણીને શોધી કાઢવાના પ્રયત્ન કરવા તુરતજ લંડન જવાના છે. તેમનો શું કરવાનો વિચાર છે તેની, ખાત્રી-પૂર્વક મને કાંઇ ખબર નથી; પણ તેમને જે બેહદ દુઃખ થયું છે તેથી તે કોઈ પણ શ્રેષ્ઠ અને સહી સલામત રીતનું કોઇ પગલું ભરશે નહીં, અને કર્નલ ફોરસ્ટરને કાલે સાંજે ફરીથી બ્રાઈટન માં જવાની જરૂર પડી છે. આવા અણીના સમયમાં મારા કાકાની

સલાહ અને મદદ એજ દુનિયામાં જે ગણો તે બધું છે; મને જે લાગણી થવી જોઇએ તેને તેને તુરતજ ખ્યાલ આવશે અને હું તેની ભલમનસાઇ ઉપર આધાર રાખું છું. ”

“ અરે ! ક્યાં છે, ક્યાં છે મારા કાકા ? ” ઇલિઝાબેથ જેવો કાગળ વાંચી રહી કે તુરતજ પોતાની જગાએથી ઉઠીને આગળ વધી બોલી ઉઠી. તેણી એટલા અમૂલ્ય સમયની એક પળ પણ ગુમાવ્યા શિવાય તેના કાકાની પાછળ જવાને આતુર થઇ; પણ જેવી તે દ્વાર આગળ પહોંચી કે તુરતજ એક નોકરે તે દ્વાર ઉઘાડયું અને મિ. ડાર્સી નજરે પડયો. તેણીના ફીક્કા ચ્હેરાથી અને આવેશવાળી રીતભાતથી તે ચમકયો, અને તે બોલી શકવા માટે પોતાની જાતે પુરતો સ્વસ્થ બને તે અગાઉ તો તેણી કે જેના મનમાં બીજા દરેક વિચારને બદલે લિડિયાની સ્થિતિના જ વિચારો આવતા હતા તે ઉતાવળથી બોલી ઉઠી: “ હું તમારી ક્ષમા માગું છું, પણ મારે તમને મુકીને જવુંજ જોઇએ. મારે આ જ પળે મિ. ગાર્ડીનરને એવા કામ માટે ખોળી કાઢવાની જરૂર છે કે જે કામમાં ઢીલ કરી શકાય તેમ નથી જ; મારાથી એક પળ પણ ગુમાવાય તેમ નથી. ”

“ અરે ભલા ભગવાન ! આ શી બાબત બની છે ? ” સભ્યતા કરતાં વધારે લાગણીથી તેણે બુમ પાડી; પછી પોતાની જાતને સ્વસ્થ કરી કહ્યું “ હું તમને એક મીનીટ પણ રોકીશ નહીં; પણ મિ. અને મિસિસ ગાર્ડીનરની તપાસ માટે મને અગર નોકરને જવા દ્યો. તમારી તબીઅત બરાબર નથી;–તમે તમારી જાતે જઇ શકશો નહીં. ”

ઈલિઝાબેથે આનાકાની કરી, પણ તેણીનાં ઘુંટણો થરથર ધ્રુજતાં હતાં અને તેણીને એમ પણ લાગ્યું કે તેમની પાછળ જવાના તેણીના પ્રયત્નથી કેવો નજીવો લાભ થશે. તેથી કરીને, નોકરને પાછો બોલાવી તેણીએ તેને, એટલા બધા શ્વાસ વગરના અવાજે તેના શેઠ અને શેઠાણીને તુરત જ ઘેર લઇ આવવાનુ કામ સોંપ્યું કે તેણીનું બોલવું લગભગ સમજી શકાય તેમ પણ રહ્યું નહીં.

નોકર ઓરડો છોડીને ગયો એટલે તેણી પોતાની જાતને ટેકાવી રાખવા અશકત હોવાથી નીચે બેઠી અને તેણી એટલી બધી દુઃખી અને માંદી જણાતી હતી કે ડાર્સી તેને છોડીને જાય અથવા માયાળુપણા અને દયાના અવાજે નીચે પ્રમાણે કહ્યા શિવાય રહી શકે તે અશકત હતુંઃ " મને તમારી દાસીને બોલાવવા દો. તમને હાલ આરામ આપી શકે એવું કાંઇ તમે લઇ શકો તેવી કોઈ ચીજ અહીં નથી ?–દારૂનો એક પ્યાલો–એકાદ તમને લાવી આપું ?—તમે બહુ માંદા થઈ ગયાં છો. "

" ના, હું તમારો આભાર માનુંછું, " પોતે સ્વસ્થ થવાનો પ્રયત્ન કરતાં તેણીએ ઉત્તર આપ્યોઃ " મને કાંઇ પણ થયું નથી. હું તદ્દન સારી છું; મને હમણાંજ લોંગબોર્નથી જે કાંઇક ભયંકર સમાચાર મળ્યા છે, તેથી જ મને માત્ર દુઃખ થાય છે."

આ બાબતનો જયારે તેણીએ ઇસારો કર્યો ત્યારે તેણીની આંખમાં આંસુ આવ્યાં અને થોડી વાર સુધી તો તે બીજો શબ્દ પણ બોલી શકી નહીં. ડાર્સી, આવી હલકી અંતરિયાળ સ્થિતિમાં પોતાના સંબંધનું જ કાંઇ અંતરમાંથી બોલી શકે તેમ

હતું અને તેણીના તરફ માત્ર દયાજનક ચૂપકીદીથી જોઇ રહે તેમ હતું. આખરે તેણી ફરીથી બોલી:—

"જેઇન તરફથી મને હમણાંજ એક પત્ર મળ્યો હતો. તેમાં એવી ભયંકર ખિના જણાવેલી હતી, કે તે કોઇનાથી છાની રખાય તેમ નથી. મારી સૌથી નાની બ્હેને પોતાનાં બધાં મિત્રોને ત્યજી દીધાં છે–તે નીકળી ગઇ છે;–તેણે પોતાની જાતને મિ. વિકહા-મના–કબજામાં મુકી દીધી છે. તે બન્ને જણાં બ્રાઇટનથી જતાં રહેલાં છે."

ડાર્સી તો અચંબાથી ત્યાંજ જડવત્ થઇ ગયો. "જ્યારે હું એવો વિચાર કરૂં છું કે," તેણીએ હજુ પણ વધારે આવેશ-વાળા અવાજે બોલવાનું ચાલુ રાખ્યું, "હું આ બનાવને અટકાવી શકી હોત! હું, કે જે, તે માણસ કેવો છે તે જાણતી હતી. મેં તેની થોડી ઘણી હકીકત હું જે જાણતી હતી તેનો થોડો ભાગ પણ મારા કુટુમ્બમાંજ જણાવ્યો હોત તો સારૂં! તેના ચારિ-ત્ર્યની જાણ થઇ હોત તો આવું બની શકયું હોત નહીં! પણ હવે બધું થઇ ચૂકયું–હવે તેને બહુ મોડું થઇ ગયું."

"મને ખરેખર દુઃખ થયું છે" ડાર્સી બોલી ઉઠયો– "દુઃખ થયું છે–આંચકો લાગ્યો છે. પણ તે શું ખાત્રીપૂર્વક બન્યું છે–બરાબર ખાત્રીથી?"

"અરે હા! તે બન્ને જણાં બ્રાઇટનથી સાથેજ રવિવારે રાત્રે ઉપડી ગયાં છે અને લગભગ લંડન સુધી તેમનાં પગલાં જણાયાં છે."

"અને શાં પગલાં લેવામાં આવ્યાં છે? તેણીને પાછી મેળ-

વવા માટે શા પ્રયત્નો કરવામાં આવ્યા છે?"

"મારા પિતા લંડન ગયા છે, અને જઇને મારા કાકાની તુરતજ મદદ માગવાનું લખ્યું છે; અને હું ધારૂં છું કે અડધા કલાકમાંજ અમે ચાલ્યાં જઇશું. બધી રીતે તે ભયંકર છે!"

ડાર્સીએ કાંઇજ ઉત્તર આપ્યો નહીં. તેણીનું બોલવું પણ તે ભાગ્યેજ સાંભળતો હોય એમ લાગ્યું, અને બહુજ આતુરતાથી વિચારમગ્ન થઇ તેનું કપાળ ચડાવી અને ચ્હેરાને ઉદાસી બનાવી તેણે ઓરડામાં આગળ પાછળ ફરવા માંડયું. ઇલિઝાબેથે તેનું અવલોકન કર્યું અને તે તુરતજ સમજી ગઈ. તેણીનું બળ હવે કમી થતું જતું હતું; કુટુમ્બની નબળાઇની આવી સાબિતી અને અત્યંત ગેરઆબરૂની આવી ખાત્રી મળે તેવા સંયોગમાં દરેક વસ્તુ નબળી પડી જવીજ જોઇએ. તેણીને કાંઇ આશ્ચર્ય થયું નહીં કે તેણીએ કાંઇ વખોડયું નહી, પણ પોતાની જીત થઈ છે એવી ડાર્સીની માનીનતાથી કાંઈ તેણીના અંતરને આરામ થાય એવુ બન્યું નહીં. તેણીના દુઃખનું કાંઇ ઉપશમન થાય એમ થયું નહીં એથી ઉલટું, તેથી તો બરાબર એમજ ગણાયું કે તેણીની ઇચ્છાની તેણીને સમજ પાડવી; અને તેણીને કદીપણ આટલી બધી પ્રમાણિકતાથી લાગેલું નહીં કે તેણી, જયારે બધો પ્રેમ નિષ્ફળ થાય ત્યારે પણ, હમણાંની પેઠે તેને ચાહી શકી હોત.

કેટલીક વાર સુધી ચૂપ રહ્યા બાદ, ઇલિઝાબેથને તેણીના સાથીના અવાજે તેણીની સ્થિતિનું ભાન યાદ કરાવ્યું; તે સાથી એવી રીતે બોલ્યો કે જેમાં દયાનો અંશ હોવા સાથે સંયમ પણ હતો. તેણે કહ્યું, "હું ધારૂં છુ કે તમે ઘણા વખતથી હું ગેરહા-

જર થઉં એવી ઇચ્છા કરો છો, તેમજ અહીં ઉભા રહ્યામાં મારે કાંઇ બહાનું કાઢવાનું પણ નથી પરન્તુ મારે જો કે વૃથા પણ નિષ્ફળ કામ છે. મારી તરફથી એવું કાંઈ કહેવામાં અગર બોલવામાં આવે કે જે આવા સંકટમાં તમને દિલાસો આપે એવી મારી ઇચ્છા છે!—પરન્તુ જે ઈચ્છાઓથી તમારા માત્ર આભારોની માગણી હેતુપૂર્વક કરવા જેવું દેખાય તેવી નકામી ઇચ્છાઓથી હું તમને દુઃખી નહીં કરૂં. મને ભય છે કે, આ દુર્ભાગી બનાવને લીધે આજે પેમ્બર્લીમાં મળવાનો આનંદ મારી બ્હેનને મળશે નહીં."

"અરે હા; અમારી વતી મિસ ડાર્સીની ક્ષમા માગવા જેટલી મહેરબાની કરો. તેમને એમ કહેશો કે ઘણુંજ તાકીદનું કામ આવવાથી અમારે તુરતમાંજ ઘેર જવું પડયું છે. આ દુઃખી સત્યને બની શકે ત્યાં સુધી છુપાવશો--હું જાણું છું કે તે લાંબો વખત છાનું રહી શકશે નહીં."

તેણે પોતે તે સત્યને છુપાવવાની તેણીને તુરતજ ખાત્રી આપી —તેણીના દુઃખ માટે પોતાને થતી દિલગીરી જાહેર કરી, હાલ તેનું પરિણામ આવવાની આશા હતી તે કરતાં પણ વધારે સારૂં પરિણામ આવે એવી આશા દર્શાવી, અને તેણીનાં સગાંઓને માટે યોગ્ય અભિવંદન કહેવડાવી, માત્ર એકજ ગંભીર અને વિદાયગિરીની નજરે તેણીની સામે જોઇને તે ચાલ્યો ગયો.

જેવો તે ઓરડો છોડીને બહાર ગયો કે તુરતજ, ઇલિઝાબેથને એમ લાગ્યું કે ડર્બીશાયરમાં તેમના જે કેટલીક વખત મેળાપ થયા હતા, જે માયાળુપણાની રીતિઓ જણાઇ હતી તે

રીતિથી તેઓ એક બીજાને કદી પણ ફરીથી મળે એ કેટલું બધું દુર્ઘટ હતું; અને તેમની ઓળખાણના બધા પ્રસંગો ઉપર જ્યારે તેણીએ સિંહાવલોકનના રૂપમાં નજર કરી ત્યારે તેમાં એટલી તો પરસ્પર અસંગતતા અને વિવિધતાઓ હતી કે—જે લાગણીથી તેની ઓળખાણને ચાલુ રાખવામાં ઉત્તેજન મળ્યું હોત તથા તેના અંતમાં તેણી અગાઉ રાજી થઇ હોત, તે લાગણીઓના વિપરીતપણા તરફ જોઇને તેણીએ નિસાસો નાંખ્યો.

મિ. અને મિસિસ ગાર્ડીનર, નોકરે કહેલું તેથી તેમની ભત્રીજી એકાએક માંદી પડી ગઇ હશે એમ ધારી લઇને ભયભીત થયેલાં ઉતાવળે પાછાં આવ્યાં; પરન્તુ તે વિષે એક પળમાંજ પોતાની ખાત્રી થતાં, તેણીએ તેમને બોલાવવાનું કારણ આતુરતાથી કહી બતાવ્યું, બન્ને કાગળો મોટેથી વાંચ્યા અને ધ્રૂજતા ઉત્સાહથી છેલ્લા કાગળની ટપાલની છાપ ઉપર વિચાર કર્યો. જો કે લીડીઆ કદીપણ તેમને વ્હાલી ન હોતી તો પણ મિ. અને મિસિસ ગાર્ડીનરને તેનું ઉંડું દુઃખ થયા વિના રહ્યું નહીં. લીડીઆજ નહીં પણ તેમાં બધાંનો સંબંધ હતો; અને ભય તથા આશ્ચર્યના પહેલા ઉદ્‌ગારો પછી મિ. ગાર્ડીનરે પોતાથી બનતી બધી મદદ કરવા તુરતજ વચન આપ્યું. જો ઇલિઝાબેથને પોતે આળસુ બનવાનો સમય હોત તો, તેણી એવી ખાત્રીપૂર્વક રહી હોત કે પોતાના જેવી દુઃખી વ્યક્તિ માટે હાલ બધું કામકાજ અશક્ય હતું. પરન્તુ તેણીને તેના ભાગનું કામકાજ કરવાનું હતું તેમજ તેણીની કાકીને પણ હતું, અને બીજાઓને માટે તો, લેમ્બટનથી મને એકાએક ઉપડી જવાનું થયું તે માટે ખોટાં ખોટાં મિષ જણાવી તેમના બધા મિત્રોને ચિઠ્ઠીઓ લખી મોકલવાની હતી.

તો પણ એક કલાકમાં બધું પુરૂ થઇ ગયું, અને તે દર્મ્યાન મિ. ગાર્ડીનરે મુસાફરખાનાનો પોતાનો બધો હિસાબ પતાવી નાંખવાથી હવે તેમને ત્યાંથી નીકળવા શિવાય બીજું કાંઇ કરવાનું બાકી રહ્યું ન હોતું; અને ઇલિઝાબેથ, પોતાને સહવારમાં થયેલાં બધાં દુઃખો સહન કર્યા બાદ તેણીએ ધાર્યા કરતાં પણ ઓછા સમયમાં ગાડીમાં બેસી ગઇ અને લોંગબોર્નને રસ્તે પડી.

## પ્રકરણ ૩૭.

તેમણે જેટલી બને તેટલી ઉતાવળે મુસાફરી કરી અને રસ્તામાં એક રાત્રી વાસો રહીને તેઓ બીજી દહાડે જમવાના સમયે લોંગબોર્નમાં જઇ પહોંચ્યાં. જેઇનને લાંબો વખત રાહ જોઇને કંટાળી જવું પડયું નહીં હોય એવો વિચાર કરવાથી ઇલિઝાબેથને દિલાસો મળ્યો.

ગાર્ડીનરનાં છોકરાંઓ ગાડીના દેખાવથી આકર્ષાઇને, જેવાં આ લોકો આંગણામાં પેઠાં તે વખતે મકાનનાં પગથીઆં ઉપર આવીને ઉભાં હતાં; અને જયારે ગાડી ઠેઠ બારણાં સુધી આવીને ઉભી ત્યારે તેમના ચ્હેરા ઉપર જે આનંદી આશ્ચર્ય છવાયું હતું તથા જે વિવિધ પ્રકારના નાચવામાં અને કૂદવાથી તેમના બધા અવયવોમાં વ્યાપ્ત થઈ ગયું જણાયું હતું તે, તેમને આવકાર આપવાને આનંદ જનક ઉત્સાહ હતો. ઇલિઝાબેથ તો કૂદી પડી; અને દરેક છોકરાને ઉતાવળે કોટી કરીને પછી પરશાળમાં ચાલી ગઇ; જેઇન કે જે પોતાની માતાના આવાસમાંથી દોડતી નીચે આવી હતી, તે તુરતજ તેને

મળી. જ્યારે ઇલિઝાબેથ પોતાની બ્હેનને સ્નેહથી ભેટી અને જ્યારે બન્ને બ્હેનોનાં નેત્રોમાંથી આંસુઓની ધારા પૂરી થઈ ત્યારે ઇલિઝાબેથે, નાસી જનારાંઓના સંબંધમાં કાંઇ સાંભળવામાં આવ્યું છે કે કેમ એ પુછવામાં એક પળવાર પણ ગુમાવી નહી.

" હજુ તો કાંઇ સાંભળ્યું નથી, " જેઇને ઉત્તર આપ્યો, " પણ હવે જયારે મારા કાકા આવ્યા છે ત્યારે મને આશા છે કે, સૌ સારાં વાનાં થઇ રહેશે. "

" મારા પિતા નગરમાં ગયા છે ? "

" હા, મંગળવારે, જયારે મેં તને લખ્યું ત્યારે તેઓ ગયા છે. "

" અને તેમના તરફથી તેં વારંવાર સમાચાર સાંભળ્યા છે ? "

" અમને માત્ર તેમના તરફથી એકજ વાર સમાચાર મળ્યા છે. બુધવારે તેમણે મને થોડી હકીકત લખી હતી. તેમાં જણાવ્યું હતું કે હું સહીસલામત પહોંચ્યો છું તથા મેં તેમને મને કાંઈક સૂચનાઓ કરવાની વિનતિ કરી હતી તે સૂચનાઓ પણ આપી છે. તેમણે માત્ર એટલુંજ ઉમેર્યું હતું કે જયાં સુધી તેમને કાંઇ પણ અગત્યની બીના કહેવાની નહીં હોય ત્યાં સુધી તે ફરીથી કાગળ લખશે નહીં. "

" અને મારી માતા—તેણીની તબીઅત કેમ છે ?—તમે બધાં કેમ છો ? "

" મને વિશ્વાસ છે કે મારી માતા ઠીકાઠીક છે; જો કે તેણીનો જુસ્સો ઘણો નરમ પડી ગયો છે. તેણી મેડા ઉપર છે અને તમને બધાંને જોઇને તેને ઘણો સંતોષ થશે. હજુ તે પોતાનાં

કપડાં પહેરવાને ઓરડામાંથી બહાર નીકળતી નથી. પરમાત્માનો આભાર માનો કે મેરી અને કીટી તદ્દન સારાં છે. ”

“ પણ તું–તું કેમ છે ? ” ઇલિઝાબેથ બોલી ઉઠી, “ તારો ચ્હેરો ફીક્કો જણાય છે. અરે ! તું પણ કેટલાં સંકટોમાંથી પસાર થઇ હશે ! ”

પરન્તુ તેની બ્હેને તો તેણી સંપૂર્ણ રીતે તંદુરસ્ત હોવાની ખાત્રી આપી; અને મિ. અને મિસિસ ગાર્ડીનર જયારે પોતાનાં બાળકોની સાથે રોકાયેલાં હતાં તે વખતે એ બે બ્હેનો વચ્ચે જે વાતચિત ચાલતી હતી તે, આવી મંડળીના આવી પહોંચવાથી પુરી થઇ ગઇ. જેઇન પોતાના કાકા કાકીની પાસે દોડી ગઇ. તેણે તે બન્ને જણને આવકાર આપી ઘડીમાં હસીને અને ઘડીમાં આંસુ લાવીને તેમનો આભાર માન્યો.

મિસિસ બેનેટ કે જેના અવાસમાં, તે બધાં થોડી મીનીટ વાતચિત કર્યા પછી ગયાં હતાં તેણે બરાબર ધારવા મુજબ જ તેમને આવકાર આપ્યો; તેમાં ખેદ દર્શાવનારાં આંસુઓ અને પશ્ચાતાપ તથા વિકહામની દુષ્ટ વર્તણુંકની નિંદાનાં વચનો અને પોતાનાં સંકટો અને ખોટી વર્તણુંકની ફરિયાદનો સમાવેશ હતો; વળી તેમાં જે વ્યકિતના ખોટા અભિપ્રાયવાળા વર્તનને લીધે તેની પુત્રીની ભુલો મુખ્યત્વે કરીને થયેલી હોવી જોઇએ તે શિવાયનાં બીજાં બધાંને ઠપકો પણ હતો.

પરન્તુ મિ. ગાર્ડીનરે જો કે તેણીને, આ કાર્યમાં પોતાના એકચિત્તથી પ્રયત્ન કરવાની તેણીને ફરીથી ખાત્રી આપી હતી તો પણ તે, તેણીને તેણીની આશાઓમાં તેમજ ભયમાં મધ્યમસરતા

રાખવાની ભલામણ કર્યા વિના રહી શક્યા નહીં; અને જ્યાં સુધી ખાણું લેવાનું કાર્ય પુરૂં થયું ત્યાં સુધી આ પ્રમાણે તેણીની સાથે વાતચિત કર્યા બાદ, તેઓ, તેણીને પોતાની બધી લાગણીઓનો ઉભરો તેણીની ઘરની દાસી ઉપર કાઢવાનો મુકીને ચાલ્યાં ગયાં હતાં; તેણીની પુત્રીઓની ગેર હાજરીમાં તે દાસી જ તેની હજુરમાં રહેતી. આખી મંડળીને બીજે દિવસે મિ. બેનેટ તરફની એકે લીટી લખેલી ન મળી. બધા સામાન્ય પ્રસંગોમાં પણ તેના કુટુમ્બમાં તે ગાફલ અને સુસ્ત પત્રવ્યવહાર કરનારા તરીકે જાણીતો હતો. પરન્તુ આવા સમયે તેઓએ કાંઇક પ્રયાસની આશા રાખેલી હતી. તેમને એવું અનુમાન કરવાની ફરજ પડી કે તેને કોઇ ખુશી ખબર મોકલવાની હશે નહીં; પરન્તુ એ બાબતની પણ ખાત્રી થાય તો પણ તેઓ રાજી થાત. ત્યાંથી નીકળવા અગાઉ મિ. ગાર્ડીનર માત્ર કાગળોની રાહ જોતો હતો.

જ્યારે તે ગયો ત્યારે તેમને એટલી તો ખાત્રી હતી કે ત્યાં શું ચાલી રહ્યું છે, તેના હમેશના સમાચાર તો છેવટે તેમને મળતા રહેશે અને તેમના કાકાએ છુટા પડતી વખતે, મિ. બેનેટને જેમ બને તેમ જલદીથી લોંગબોર્ન ખાતે પાછા ફરવા સમજાવવાનું વચન પણ આપ્યું હતું અને તેની બ્હેન કે જે, એમ ધારતી હતી કે એમ કર્યાથીજ પોતાનો પતિ દ્વંદ્વ યુદ્ધમાં માર્યો નહીં જવાની માત્ર જામીનગીરી છે, તેણીને તેથી મોટો દિલાસો મળત.

મિસિસ ગાર્ડીનર અને તેનાં છોકરાં થોડા વધારે દિવસ હર્ટફર્ડશાયરમાં રહેવાનાં હતાં, કારણ કે તેણીએ એમ ધાર્યું

હતું કે તેણીની હાજરીથી તેણીની ભત્રીજીઓનું પણ કામ થશે. મિસિસ બેનેટની પાસે રહેવાના તેની પુત્રીઓના કામમાં તે પણ ભાગ લેતી અને જ્યારે તે છુટી હોય ત્યારે પણ તેમને એક દિલાસા રૂપ થઇ પડતી. તેમની બીજી કાકી પણ વારંવાર તેમની મુલાકાતે આવતી હતી અને તે બોલતી હતી તેજ પ્રમાણે હમેશાં તેમને રાજી કરવા તથા તેમનામાં ઉત્સાહ લાવવાના હેતુથીજ આવતી—જો કે, તેણી કદી પણ વિક્હામના ઉડાઉપણાનો અગર અનિયમિતતાનો કોઇ તાજો દાખલો કહી બતાવ્યા શિવાય રહેતી નહીં, તોપણ, તેમને હોય તે કરતાં વધારે જુસ્સા વિનાનાં કરી મુકયા વિના તે ભાગ્યેજ પાછી જતી.

મિ. ગાર્ડીનરે રવિવારના દિવસે લોંગબોર્ન છોડયું; મંગળવારે તેની સ્ત્રીને તેના તરફથી એક પત્ર મળ્યો; તેમાં તેમને એવા સમાચાર લખ્યા હતા કે તેણે ત્યાં પહોંચતાંજ પોતાના ભાઈને શોધી કાઢયો છે અને ગ્રેઇસચર્ચવાળા મહોલ્લામાં રહેવા આવવાને સમજાવ્યો છે; તથા તેના પહોંચ્યા પહેલાં મિ. બેનેટ એપ્સમ અને કલેફામમાં જઇ આવ્યો હતો પરન્તુ કાંઈ સંતોષકારક સમાચાર મળ્યા નહોતા; અને વળી એમ પણ લખેલું હતું કે શહેરમાંની તમામ મુખ્ય મુખ્ય હૉટલોમાં ખબર કાઢવાનો તેનો હવે નિશ્ચય થયો છે, કારણ કે તેઓ લંડનમાં પહેલ વહેલાં આવીને પોતાનો ઉતારો મેળવે તે પહેલાં એવી એકાદ હૉટલે ગયાં હોવાનું મિ. બેનેટને સંભવિત જણાય છે.

લોંગબોનમાં હવે તેમનો દરરોજનો દહાડો ચિંતામાંજ પસાર થતો; પરન્તુ જયારે ટપાલની રાહ જોવાતી તે વખતનો દિવસનો

ભાગ તો બહુજ ચિંતામાં જતો. દરેક સહવારે અધીરાઇનો સૌથી મોટો હેતુ કાગળો આવવાનો રહેતો. કાગળ મારફતેજ, જે કાંઇ સારી અગર નરસી ખબર કહેવાની હોય તે કહેવામાં આવે અને દરરોજ કાંઇક અગત્યની ખબર મળવાની આશા રખાતી હતીજ.

મિસિસ ગાર્ડીનરની ઇચ્છા ઘર આગળ રહેવા માટેની થવા લાગી તેથી એમ નક્કી થયું કે તેણીએ અને તેણીનાં છોકરાંઓએ લંડન જવું એટલે કે મિ. બેનેટ ત્યાંથી આવે તેજ સમયે જવું. તેથી કરીને ગાડીમાં તેઓ મુસાફરીના પહેલા ટપ્પા આગળ આવી પહોંચ્યાં અને પોતાના શેઠને પાછા લોંગબોર્ન ખાતે પહોંચાડયા. જ્યારે મિ. બેનેટ આવી પહોંચ્યો ત્યારે તેણે પોતાનો હમેશ મુજબનો તત્વજ્ઞાન સંબંધી શાન્તિવાળો દેખાવ ધારણ કર્યો હતો. તેને હમેશાં જેમ બને તેમ થોડું બોલવાની ટેવ હતી તેજ પ્રમાણે તે થોડું બોલ્યો; અને જે કામને લીધે તે બહાર દૂર ગયો હતો તેનો ઉલ્લેખ સુદ્ધાં કર્યો નહીં, અને તેની પુત્રીઓને પણ તે વિષે બોલવાની હિંમત આવતાં કાંઇકવાર લાગી.

લગભગ બપોર સુધી એટલે કે જ્યારે તે ચ્હા લેવા માટે તેમની સાથે સામેલ થયો ત્યારેજ તે વિષય દાખલ કરવાની ઇલિઝાબેથે હિંમત ધરી; અને પછી તેણે જે જે સહન કર્યું હશે તે બદલ તેણીએ પોતાની દિલગીરી ટુંકમાં જાહેર કરી ત્યારે તેણે ઉત્તર આપ્યો, " એ વિષે કાંઇ બોલવું નહીં. મારા શિવાય બીજું કોણ તે સહન કરે ? તે મારૂં પોતાનું કૃત્ય છે અને તેની લાગણી મનેજ થવી જોઇએ. "

" તમારે તમારી જાત તરફ એટલી કઠોરતા બતાવવી જોઇએ નહીં, " ઈલિઝાબેથે જવાબ આપ્યો.

" એવી હાનિ સામે તમે ભલે મને ચેતવણી આપો. એમાં ઠોકર ખાઈ જવાનું મનુષ્ય પ્રાણીના સ્વભાવનું વલણ હોય છે! લિઝિ, નહીં, મને મારા જીવનમાં એક વખત એટલું તો લાગવાજ દે કે હું કેટલો ઠપકાને પાત્ર થયો છું. એ અસરથી હું કાંઈ દબાઇ જવાનો ભય રાખતો નથી. તે તુરતમાંજ ભુલાઇ જશે."

" તમે તે લોકો લંડનમાં હોય, એમ ધારો છો?"

" હા; કારણ કે આટલી સારી રીતે બીજે કયાં ગુપ્ત રહી શકે?"

" અને લિડિયાને તો લંડન જવાની ઇચ્છા થતીજ હતી" કીટીએ વચ્ચે ટાપસી પુરી.

" ત્યારે તો તેણી સુખી થઇ છે," તેણીના પિતાએ શુષ્ક સ્વરે ઉત્તર આપ્યો, " અને તેણીનું ત્યાંનું રહેઠાણ પણ કાંઇક લાંબા વખતનું થાય, એવોજ લગભગ સંભવ છે."

પછી થોડો વખત ચૂપ રહીને, તેણે ચાલુ રાખ્યું—

" લિઝિ, ગયા મે માસમાં મને તારી શિખામણ આપવામાં તું વાજબી થઇ તે બદલ મને તારા પ્રત્યે કોઇ રીતનું ખોટું લાગ્યું નથી; આ બનાવનો વિચાર કરતાં, તેમાં કાંઈક મનનું મોટાપણું જણાય છે."

અત્રે મિસ બેનેટના આવવાથી તેમની વાતચિતમાં અંતરાય પડયો. તેણી એની માતા પાસેથી ચહા લઇને આવી હતી.

તે બોલી ઉઠયો, " આ પણ એક મ્હાવરો છે કે જેથી દરેકનું સારૂં થાય છે; દુર્ભાગ્યને તેથી કાંઇક સુંદરતા મળે છે! બીજે કોઇ દહાડે હું એમજ કહીશ; હું મારી પુસ્તકશાળામાં

રાત્રે પહેરવાની ટોપી અને પાઉડર લગાડતી વખતે પહેરવાનો ઝભ્ભો ધારણ કરીને બેસીશ અને મારાથી બનશે તેટલી તસ્દી આપીશ; અગર, કદાચ, કીટી નાસી જાય ત્યાં સુધી હું તે રહેવા દઇશ."

"પિતાજી, હું કાંઇ નાસી જવાની નથી," કીટીએ ચ્હીડાઇને કહ્યું, "હું જો કદીપણ બ્રાઇટન ખાતે જઉં, તો હું લીડીઆ કરતાં સારી રીતે વર્તું."

"તું બ્રાઇટન જાય? કદાચ ૪૦ પાઉન્ડ મળે તોય પૂર્વ બોર્ન જેટલે પણ તેની નજીક તને મોકલવાનો ભરૂંસો કરૂં નહીં! કીટી, નહીં, આખરે સાવધ રહેવાનું તો હું શિખ્યો છું, અને તેની અસર તને જણાશેજ. મારા મકાનમાં હવેથી કોઈપણ અમલદાર પ્રવેશ કરી શકશે નહીં, તેમજ ગામમાં થઇને પસાર પણ થઇ શકશે નહીં. નાચના મેળાવડાની તદ્દન મનાઇ કરવામાં આવશે; માત્ર તું તારી એક બ્હેનની પાસેજ ઉભી હોય તે શિવાય અને જયાં સુધી તું એવું સાબીત કરી શકી ન હોય કે તેં દરરોજ દશ મીનીટ પણ સભ્યતાથી પસાર કરી છે ત્યાં સુધી તારે કદીપણ બારણા બહાર જવાનું નથી."

કીટી કે જે આ બધી ધમકીઓને ગંભીર સ્વરૂપમાં સમજતી હતી તે તો બુમ પાડી રડવા મંડી.

"સારૂ, સારૂ," તે બોલ્યો, "તારે કાંઇ આમ અશાન્ત થવાની જરૂર નથી. જા હવેનાં દશ વર્ષ તું સારી છોકરી રહીશ તો તે વર્ષોના અંતે તેમનું અવલોકન તારી પાસે કરાવીશ."

## પ્રકરણ ૩૮.

મિ. બેનેટના પાછા આવવા પછી બે દહાડે, જયારે જેઇન અને ઇલિઆબેથ ઘરની પાછળ જયાં છોડવા ઉગેલા હતા તે સ્થળમાં સાથે ફરતી હતી ત્યારે તેમણે ઘરની દાસીને તેમની તરફ આવતી અને તેણી તેમને તેમની માતા પાસે બોલાવી જવા આવી છે, એમ છેવટે કહેતી જોઇ. તેઓ તેણીને મળવા ગઈ, પરન્તુ તેમના ધાર્યા મુજબ તેણીએ તેમને બોલાવ્યાની વાતને બદલે, જયારે તેઓ તેણીની પાસે પહોંચી ત્યારે તેણીએ મિસ બેનેટને કહ્યું, “ બાનુ, હું તમારી વચમાં પડવા માટે ક્ષમા માંગું છું, પણ મને એવી આશા હતી કે શહેરમાંથી તમને કાંઇક નવીન સમાચાર મળ્યા હશે, તેથી મેં તમને પુછવાની આ છુટ લીધી હતી.”

“હાલ તારૂં શું કહેવું છે? શહેરમાંથી અમને કાંઇ સમાચાર મળ્યા નથી.”

“ મારી વ્હાલી,” મોટા અચંબાથી મિસિસ હીલ બોલી ઉઠી, ‘ તમને ખબર નથી કે ગાર્ડીનર તરફથી આપણ શેઠ ઉપર એક તાકીદનો સંદેશો લઇને કાસદ આવેલો છે. તે અડધા કલાકથી અહીં આવ્યો છે અને શેઠને એક કાગળ મળ્યો છે.”

તે છોકરીઓ એટલી તો આતુર બની ગઇ કે બોલવાનો વખત મેળવવા પણ રહી નહીં અને ત્યાંથી દોડી ગઇ. તેઓ પરશાળમાંથી નાસ્તાવાળા ઓરડામાં દોડી. ત્યાંથી પાછી પુસ્તકશાળામાં ગઇ;—પણ ત્ય એકકે સ્થળે તેમનો પિતા હતો નહીં; અને તેઓ

તેને પોતાની માતા સાથે માળ ઉપર હશે એમ ધારી ત્યાં શોધવા જવાની અણી ઉપર હતાં એવામાં તેમને બબરચી મળ્યો, જેણે કહ્યું—" બાનુ, જો તમે મારા શેઠની તપાસમાં હો તો તે વૃક્ષોની કુંજમાં છે." આ બાતમી મળતાંજ, તેઓ એકવાર ફરીથી ઓરડાની બહાર ગઇ અને તેમના પિતાની પાછળ રસ્તો ઓળંગી દોડી ગઈ; કે જે હેતુપૂર્વકજ વંડીની એક બાજુએ એક નાના જંગલ તરફ જતો હતો. જેઇન ઇલિઝાબેથના જેટલી દોડાદોડીની ટેવ વાળી ન હોતી તેમજ બહુજ ધીમી ન હોતી. તેણે તુરતજ પગ પાછો ખેંચ્યો, અને તેની બ્હેન શ્વાસ લેતી લેતી, તેની સાથે જઇ પહોંચી અને આતુરતાથી બોલી ઉઠી—

" અરે પિતાજી, શા નવીન સમાચાર છે—નવા સમાચાર? મારા કાકા તરફથી કાંઇ સમાચાર સાંભળ્યા છે કે?"

" હા, મને તેના તરફથી કાસદ માર્ફતે એક તાકીદનો પત્ર મળ્યો છે."

" વારૂ અને તેમાં શા સમાચાર છે—સારા કે નરસા?

" એમાં સારાની આશા રાખવાની છે?" તેણે પોતાના ગજવામાંથી કાગળ લેતાં લેતાં કહ્યું, " પણ કદાચ તને તે વાંચવાની ઇચ્છા હશે."

ઇલિઝાબેથે અધીરી થઇને તેના હાથમાંથી તે લઇ લીધો. હવે જેઇન આવી પહોંચી.

" મોટેથી વાંચજે," તેના બાપે બુમ પાડી, " કારણ કે તે શા વિષેનો છે તેની મને પણ ભાગ્યેજ ખબર છે."

" ગ્રેઇસચર્ચ મહોલ્લો, સોમવાર

ઓગષ્ટ ૨ જી.

" મારા વ્હાલા ભાઈ—

" આખરે મારી ભત્રીજીની કાંઇક ખબર તમને મોકલવાને હું શક્તિમાન્ થયો છું અને એકંદરે જોતાં, તે એવી છે કે હું આશા રાખું છું કે તે તમને સંતોષ આપશે. તમે મને શનિવારના દિવસે છોડીને ગયા કે તુરત જ, તેઓ લંડનના જે ભાગમાં હતાં તે શોધી કાઢવાને હું પુરતી રીતે ભાગ્યશાળી થયો હતો. તેની વિગતો આપણે મળતાં સુધી હું રહેવા દઉંછું. તેઓ જડી આવ્યાં છે એટલું જાણવું જ બસ છે.

" એ બન્ને જણને મેં જોયાં છે. તમારે હવે જે કરવાનું છે, તે એટલું જ કે તમારા પોતાના અને મારી બહેનના મૃત્યુ પછી તમારાં છોકરાંઓમાં જે પાંચ હજાર પાઉન્ડ વહેંચવાના નક્કી કરેલા:છે, તેમાંથી સરખો ભાગ તમારી દીકરીને મળે એવું સારૂં નક્કી કરવાનું છે; અને વળી તમારી જીંદગી છે, તે દર્મ્યાન તેણીને દર વર્ષે સો પાઉન્ડ આપવાના કરારમાં ઉતરવું. આ બધી વિગતોમાંથી તમે એટલું તો સ્હેલાઇથી જાણી શકશો કે મિ. વિક્હામના સંયોગો, સામાન્ય રીતે મનાય છે તેટલા નિરાશાજનક નથી. એ બાબતમાં તો દુનિયા ઠગાઇ છે; અને હું એટલું તો ખુશીથી કહી શકુછું કે જયારે તેનું બધું દેવું પતી રહેશે ત્યારે પણ મારી ભાણેજની દૌલત ઉપરાંત પણ તેણીને સાથે લઈને અમુક સ્થળે કાયમના રહેવાને તેની પાસે બીજા પણ થોડા પૈસા રહેશે. જો તમે આ આખા કાર્ય દર્મ્યાન તમારા નામથી વર્તવા માટે મને પુરી સત્તા મોકલી આપો—અને હું અનુમાન કરૂંછું કે તેમ થશે જ—તો હું હેગર્સ્ટનને તે બાબતનો

યોગ્ય નિવેડો લાવવાની તૈયારી કરવાને તુરત જ સૂચના આપું. તમારે શહેરમાં ફરીથી આવવાની જરા પણ જરૂર રહેશે નહીં; માટે લોંગબોર્નમાં જ શાંતિથી રહેજો અને મારી ચપળતા અને સંભાળ ઉપર આધાર રાખજો. તમારાથી બની શકે તેટલો જલદીથી ઉત્તર મોકલી આપજો અને સ્પષ્ટ રીતે લખાણ કરવાની સંભાળ રાખજો. અમે સૌથી સારો અભિપ્રાય એ બાંધ્યો છે કે મારી ભાણેજને એ કુટુમ્બમાં જ પરણાવી જોઇએ, જેને તમે પણ પસંદ કરશો, એવી આશા છે. તેણી આજે અમારી પાસે આવનાર છે. હવે બીજું કાંઇ વધારે નક્કી થશે કે તુરત જ ફરીથી તમને લખી જણાવીશ.

તમારો એડવર્ડ ગાર્ડીનર ”

“ત્યારે વિક્હાલને આપણે ધાર્યો તેવો તે નાલાયક નથી,” જેઇન બોલી ઉઠી, “ વ્હાલા પિતાજી, હું તમને અભિનંદન આપું છું. ”

“ હા, હા, પરન્તુ હજુ મારે તેમાં બે બાબતો જાણવાની ઇચ્છા છે. એક તો એકે–લગ્ન નક્કી કરવા માટે તારા કાકાએ કેટલાં નાણાં મુકેલાં છે; અને બીજી એકે, હું તેને હમેશાં કેવી રીતે આપી શકીશ ? ”

“ નાણાં ! કાકા !” જેઇન બોલી ઉઠી, “ તમે શું કહેવા માંગો છો ? ”

“ મારૂં કહેવું એવું: છે કે કોઇ પણ સમજવાળો માણસ તો મારી હયાતી દર્મ્યાન દર વર્ષના સો પાઉંડ અને મારી હયાતી બાદ પંદરસો પાઉંડ જેવી નજીવી લાલચથી તો લિડિયાને પરણવા રાજી થાય નહીં.”

"તેમાં ઘણું સત્ય સમાયેલું છે;" ઈલિઝાબેથ બોલી, "જો કે મને એ બાબતનો પહેલાં ખ્યાલ આવ્યો નહોતો. એક તો તેનું દેવું પતાવવાનું અને છતાં કાંઇક રહેવાનું ખરૂં! અરે! તે બધું મારા કાકાનુંજ કૃત્ય હશે! ઉદાર અને ભલા માણસ થઇને, હું ધારૂં છું કે તેમણે પોતાની જાતને દુઃખમાં નાંખી છે. આ બધું નાની સરખી રકમથી બની શકે નહીં."

"જા," તેણીના પિતાએ કહ્યું કે: "જો વિકહામ દશ હજાર પાઉન્ડથી એક ફાર્ધિંગ પણ ઓછી લે તો તેને મૂર્ખ ગણવો. આપણી સગાઇની શરૂઆતમાંજ મારે તેના વિષે આટલું ખરાબ ધારવું પડે છે તે માટે હું દિલગીર છું."

"દશ હજાર પાઉન્ડ! ન કરે પરમેશ્વર! એથી અડધી રકમ પણ કેવી રીતે પાછી અદા કરી શકાય?"

મી. બેનેટે તેનો કાંઇ ઉત્તર આપ્યો નહીં અને દરેક જણ ઉંડા વિચારમાં પડી ગયું; તથા જયાં સુધી ઘેર પહોંચ્યા ત્યાં સુધી તે ચૂપચાપ ચાલ્યા. તેમના પિતા પછી ઉત્તર લખવાને પુસ્તકશાળામાં ગયા અને છોકરીઓ નાસ્તો કરવાના ઓરડામાં ચાલી ગઇ.

## પ્રકરણ ૩૯.

મિ. બેનેટે પોતાની જીંદગીના આ સમય પહેલાં વારંવાર એવી ઇચ્છા કરી હતી કે તેની બધી આવક ખર્ચી નાંખવાને બદલે, તેનાં છોકરાંઓ માટે તથા તેની સ્રી જો તેની પછી હયાત હોય તો તેને માટે, સારી રીતની જોગવાઇ કરવાને દરવર્ષે અમુક રકમ

જુદી કાઢવી અને અત્યારે તો તેને તેવી ઇચ્છા તે કરતાં વધારે થઇ. જો એ બાબતમાં તેણે તેવીજ ફરજ બજાવી હોત તો લિડિયાને, તેણીનાં માન અગર પ્રતિષ્ઠાની કાંઇ પણ ખરીદી માટે પોતાના કાકાની દેવાદાર થવાની જરૂર પડી નહોત. એમ કર્યું હોત તો ગ્રેટ-બ્રિટનમાં એક ઘણાજ નકામા યુવાન માણસને સમજાવી લેવાનો સંતોષ તેના યોગ્ય સ્થાનમાંજ પડી રહ્યો હોત.

તેને ગંભીર ચિન્તા એ થતી હતી કે કોઇને પણ આટલો નજીવોજ લાભ થાય એ બધું કાર્ય પોતાના સાળાનાજ પદરના ખર્ચે આગળ કરવામાં આવે છે; અને તેનો એવો નિશ્ચય હતો કે, બની શકે તો પોતાની મદદ કરવાની શક્તિ કેટલી છે તે તપાસી જોવું અને બને તેટલો જલદીથી તે આભારને દૂર કરવો.

જયારે મિ. બેનેટે લગ્ન કર્યું ત્યારે પ્રથમ તો કરકસરને તદ્દન નકામી ધારવામાં આવી હતી. કારણ કે અલબત, તેઓને પુત્ર જોઇતો હતો; આ છોકરો જયારે તે ઉમ્મર લાયક થાય કે તુરતજ તેને વારસામાંથી દૂર કરવાનું અને વિધવા તથા તેના નાંનાં છોકરાઓને તે વારસા વડે નિભાવનું સાધન કરી આપવાનું હતું. એક પછી એક પાંચ પુત્રીઓએ દુનિયામાં પ્રવેશ કર્યો, તો પણ છોકરો તો હજુ હવે આવવાનો હતો અને મિસિસ બેનેટને, લિડિયાના જન્મ પછી ઘણાં વર્ષ સુધી એટલી ખાત્રી હતી કે તે આવશેજ. પણ આખરે એમ બનવામાં નિરાશાજ આવી પરન્તુ તે વખતે કરકસરીઆ બનવાનો સમય મોડો થઇ ગયો હતો. મિસિસ બેનેટને તો કરકસર કરવાની વૃત્તિજ નહોતી અને તેણીના પતિની સ્વતંત્રતાને લીધે જ તેમની આવક ઉપરાંત ખર્ચ કરવાનું અટકી ગયું હતુ.

મિ. ગાર્ડીનરે થોડાજ વખતમાં પોતાના ભાઇને ફરીથી લખી મોકલ્યું. મિ. બેનેટના પત્રમાં જે જે વાતનો સ્વીકાર કરેલો હતો તેનો તેણે ટુંકમાં ઉત્તર આપ્યો; તેમાં તેના કુટુંબના કોઇનું પણ ભલું થાય તેમ કરવા પોતાના ઉમંગની ખાત્રી આપી હતી, અને છેવટમાં એવી આજીજી કરી હતી કે હવે ફરીથી તે બાબતનો ઉલ્લેખ તેની આગળ કદી કરવો નહી. તેના પત્રનો મુખ્ય મુદ્દો એ હતો કે મિ. વિકહામે લશ્કરી નોકરી છોડી દેવાનો નિશ્ચય કર્યો છે.

"જેવું તેનું લગ્ન નક્કી થાય કે તુરતજ તેણે એમજ કરવું જોઇએ એવી મારી ઘણીજ મરજી હતી," તેણે ઉમેર્યું, "હું ધારૂં છું કે એ ટુકડીમાંથી નીકળી જવું તે તેના માટે તેમજ મારી ભાણી માટે બહુજ ડહાપણવાળું ગણાય, અને એમ ધારવામાં તમે પણ મારી સાથે સંમત થશો. નિયમિત લશ્કરમાં દાખલ થવાનો મિ. વિકહામનો ઇરાદો છે, અને તેના આગલા મિત્રોમાં એવા કેટલાક છે કે જેઓ લશ્કરમાં તેને મદદ કરવાને શકિતમાન્ છે તેમજ રાજી છે. જનરલની રેજીમેન્ટમાં વાવટો ઝાલીને ઉભા રહેનાર અમલદારની પદવી આપવાનું તેને વચન મળ્યું છે, કે જે રેજીમેન્ટનો મુકામ હાલમાં ઉત્તરમાં છે. રાજયના એટલા બધા દૂરના ભાગમાં એ પદવી મળવી, એ એક લાભ છે. તે બહુ સ્પષ્ટ રીતે વચન આપે છે; અને હું આશા રાખું છું કે જુદી જુદી જાતના લોકો કે જયાં તે દરેકને પોતાનું ચારિત્ર્ય જાળવી રાખવાનું હશે ત્યાં તેઓ બન્ને જણ વધારે ડાહ્યાં બનશે. આપણી હાલની ગોઠવણોની તેને ખબર આપવાનું મેં કર્નલ ફોર્સ્ટરને લખી મોકલ્યું છે તેમજ એમ પણ જણાવવાનું

લખ્યું છે કે મિ. વિકહામના બ્રાઇટનમાંના તથા તેની આસપા-
સના જુદા જુદા લેણદારોને હું પતાવીશ, તે સાથે એવી ખાત્રી
આપી છે કે તેમનાં નાણાં તાકીદે આપી દઇશ અને તે બદલ હું
પોતે જામીન થયો છું; અને તમે મેરીટનમાંના તેના લેણદારો કે
જેમની યાદી તેની ખબર પ્રમાણે હું તમને મોકલી આપીશ તેમને
પણ એવી જ ખાત્રી આપવાની તસ્દી લેશો? તેણે પોતાનું
બધું દેવું બતાવી દીધું છે; હું આશા રાખું છું કે આખરે તેણે
આપણને છેતર્યા તો નથીજ. હેગર્સ્ટનને આપણી સૂચનાઓ મળી
છે અને એક અઠવાડીઆમાંજ બધું પતી જશે. તેઓ પછી તેની
રેજીમેન્ટમાં સાથે જશે; શિવાય કે તેમને પહેલ વહેલાં લોંગ-
બોર્નમાં આમંત્રવામાં આવે, અને મિસિસ ગાર્ડીનર તરફથી મળેલા
સમાચારથી હું એમ સમજું છું કે મારી ભાણેજ દક્ષિણ છોડીને
જવા અગાઉ તમને બધાંને મળવાની ઘણીજ ઇચ્છા ધરાવે છે.
તેનું શરીર સારૂં છે અને તમે તથા તેની માતા તેણીને તમારી
ફરજ તરીકે યાદ કરો એવી વિનંતિ કરે છે.—તમારો વિ.

ઇ. ગાર્ડીનર.”

લિડિયાની, ઉત્તર તરફ જવા નીકળે તે અગાઉ ફરીથી
પોતાના કુટુમ્બમાં દાખલ થવાની વિનંતિ—કારણ કે તેને વિનંતિ
પણ ગણી શકાય—નો પહેલાં તો તદ્દન અસ્વીકાર થયો; પરન્તુ
જેઇન અને ઇલિઝાબેથ કે જેઓ પોતાની બ્હેનની લાગણીઓ
અને તેણીના પરિણામને ખાતર એવું ઇચ્છવામાં એકમત થઇ
કે તેણીનાં લગ્ન વખતે તેનાં માતાપિતાએ તેને નિરખવી જોઇએ,
તેમણે પોતાના પિતાને, જેવાં તેમનાં લગ્ન થાય કે તુરતજ તેણી

તથા તેણીના પતિને લોંગબોર્ન ખાતે આવકાર આપવાને એટલી તો આતુરતાથી આગ્રહ કર્યો કે—તો પણ તે આગ્રહમાં સભ્યતા અને નમ્રતા હતી—તેમનાજ વિચાર પ્રમાણે ધારવાને તેનું વલણ થયું તથા તેમની ઇચ્છા પ્રમાણે વર્તવાનો તેણે વિચાર કર્યો. અને તેમની માતાને એવું જાણીને સંતોષ થયો કે તેણીની દીકરીને ઉત્તરમાં કાઢવામાં આવે તે અગાઉ પોતાની પાડોશમાં તેને પરિણિતા થયેલી બતાવવાને તેણી શક્તિમાન થશે. તેથી કરીને જયારે મિ. બેનેટે પોતાના ભાઇને ફરીથી પત્ર લખ્યો ત્યારે તેણે તેમને આવવા માટેની રજા પણ લખી મોકલી; અને એવો નિર્ણય થયો કે જેવી બધી ક્રિયા પુરી થાય કે તુરતજ તેમણે લોંગબોર્ન જતા રહેવું. તોપણ ઇલિઝાબેથને તો એ નવાઇ લાગી કે આવી યોજનાને વિકહામ પસંદ કરશે કે કેમ ? અને જો તેણીએ પોતાનીજ ઇચ્છા પ્રમાણેની સલાહ લેવાની હોત તો તેની સાથેનો કોઈપણ મેળાપ તેણીની ઇચ્છાનો છેવટનોજ હેતુ થઇ પડત.

તેમની મુલાકાતે આવનારાંઓ તેમની સાથે દસ દહાડા કરતાં વધારે રહેવાનાં નહોતાં. મિ. વિકહામે લંડન છોડયું તે પહેલાં તેને કમિશન આપવામાં આવ્યું હતું અને તેને એક પખવાડીઆ પછી તેની રેજીમેન્ટમાં જોડાવાનું હતું.

તેમને આટલો ટુંક સમયજ રહેવાનું થશે એ માટે મિસિસ બેનેટ શિવાય બીજા કોઇને ખેદ થયો નહી; અને તેણીએ પોતાની પુત્રીની સાથે આસપાસ ફરીને તથા ઘેર આગળ વારંવાર મેળાવડા કરીને તે સમયનો ઘણોજ ઉપયોગ કરી લીધો. આ મેળા-

વડામાં આવવાનું બધાને સ્વીકારાય તેમ હતું, જેઓ વિચાર કરતા નહીં તે કરતાં જેઓ વિચાર કરતા હતા તેમને માટે કુટુંબની મંડળીથી દુર રહેવાનું પણ વધારે ઇચ્છવા યોગ્ય હતું.

મિ. ડાર્સી, પોતાની બ્હેનના લગ્ન વખતે હાજર હતો (એમ લિડિયાની છુટી છવાઇ ટીકાથી ઇલિઝાબેથને ખબર પડી હતી ) તે બરાબર એક દેખાવજ હતો અને તે પણ બરાબર લોકોની અંદરનોજ કે, જયાં તેને દેખીતી રીતેજ થોડો સંબંધ હતો અને જયાં જવાનું તેને થોડુંજ કારણ હતું. તેની હાજરીનો શો અર્થ હશે તેની ઉતાવળી અને ઝડપી અટકળો તેના મગજમાં આવી; પણ તેણીને કશાથી સંતોષ થયો નહીં. તેની વર્તણુંકને ઉમદામાં ઉમદા સ્વરૂપમાં ધારી લઇને જે અનુમાનોથી તેણીને ખુશી થતી તે તો ઘણાંજ અશકય જણાયાં. આ ગુંચવણ તેનાથી સહન થઈ શકી નહિ, તેણે ઉતાવળે એક કાગળ કાઢીને પોતાની કાકીને એક ટુંકો પત્ર લખ્યો. તેમાં, જેવી રીતે બધું ગુપ્ત રાખવાનો ઇરાદો હતો તેવી રીતે તેની સાથે સંબદ્ધ હોય તો લિડિયાએ જે હકીકત પડતી મુકી હતી તેનો ખુલાસો કરવાની વિનંતિ કરી હતી.

“ તમે તુરતજ જાણી શકશો કે આપણી સાથે બીલકુલ સંબંધ નહિ ધરાવતો, અને સરખામણી કરીને બોલીએ તો આપણા કુટુંબને તદ્દન અજાણ્યો શખ્સ આવા વખતે કેરી રીતે તમારી સાથે હોઈ શકે તે જાણવાને મને કેવી નવાઇ લાગવી જોઇએ. મહેરબાની કરીને તુરતજ લખી જણાવશો અને મને તે સમજવા દેશો–શિવાય કે લિડિયા જો તે છુપાવી રાખવાની જરૂર ધારતી દેખાય તેમ છુપાવી રાખવાને ઘણાંજ મળતાં કારણો

હોય તો જુદી વાત; અને પછી મારે તો અજ્ઞાનવડેજ સંતુષ્ટ થવાનો પ્રયત્ન કરવો જોઇએ."

"અને નહીં કે હું એવો પ્રયત્ન કરીશજ," તેણીએ પોતાની મેળેજ ઉમેર્યું અને પછી પત્ર પુરો કર્યો; "અને મારાં વ્હાલાં કાકી, જો તમે મને માનભરી રીતે કહેશો નહીં, તો તે શોધી કાઢવાને મારે યુક્તિઓ અને પેચ કરવાની જરૂર પડશે."

## પ્રકરણ ૪૦.

ઇલિઝાબેથને જેમ બને તેમ જલદીથી પોતાના પત્રનો ઉત્તર મેળવવાનો સંતોષ તો મળ્યો. તેણીના કબજામાં જેવો તે પત્ર આવ્યો કે તુરતજ તેણી નાની સરખી કુંજવાડી કે જયાં તેણીને ખલેલ થવાનો સંભવ નહોતો ત્યાં જઇને એક બાંકડા ઉપર બેઠી અને રાજી થવાની ઇચ્છા કરી; કારણકે કાગળ લાંબો હોવાથી તેમાં નકાર તો હશેજ નહીં એવી તેણીની ખાત્રી થઇ હતી.

"ગ્રેઇસચર્ચ સ્ટ્રીટ, સપ્ટેમ્બર ૬.

"મારી વ્હાલી ભત્રીજી—

"મને તારો પત્ર હમણાં જ મળ્યો છે, અને આજે સવારનો આખો વખત તેનો ઉત્તર લખવામાં કાઢીશ, કારણકે થોડું લખવાથી મારે જે તને કહેવાનું છે તે બધાનો સમાવેશ થશે નહીં. તેં જે અરજ કરી છે તેથી, મારે કબુલ કરવું જોઇએ કે મને આશ્ચર્ય થયું છે; તારા તરફથી મેં આવી આશા રાખી નહોતી. તો પણ મને ગુસ્સે થયેલી ધારીશ નહીં કારણ કે હું તને એટલું

જ જણાવવા માંગુ છું કે તારી તરફથી આવી તજવીજો થવાની મને કલ્પના આવી નહોતી. જો મારૂં કહેવું સમજવાનું તને પસંદ ન આવે તો મારી જીદને માટે મને ક્ષમા કરજે. તારા કાકા પણ મારા જેટલા જ ચકિત થયા છે અને તું પણ એમાં એક પક્ષે હોવાની તેની માન્યતા શિવાય તેને એમ ચકિત થવાનું કાંઇ કારણ નથી. પરન્તુ, તું જો ખરેખર નિર્દોષ અને અજ્ઞાન હોય તો મારે વધારે સ્પષ્ટ થવાની જરૂર છે.

લોંગબોર્નથી જે દહાડે હું આવી તેજ દહાડે તારા કાકાની મુલાકાતે એક ઘણો જ અણચિન્તવ્યો શખ્સ આવ્યો હતો. મિ. ડાર્સી મળવા આવ્યો હતો અને કેટલાક કલાક સુધી તે તારા કાકાની સાથે બંધબારણે વાર્તાચિતમાં રોકાયો. હું જઇ પહોંચી તે પહેલાં તો બધું પૂરૂં થઈ ગયું હતું; આથી મારી આશ્ચર્યની લાગણી, તમારી પેઠે આટલી બધી ભયંકર રીતે નાશ પામી ગઈ નહોતી; તે મિ. ગાર્ડીનરને એવું કહેવા આવ્યો હતો કે, તારી બ્હેન અને મિ. વિકહામ કયાં છે તે મેં શોધી કાઢયું છે તથા મેં તેમને બન્નેને જોયાં છે અને તેમની સાથે વાત કરી છે—વિકહામની સાથે વારંવાર અને લિડિયાની સાથે માત્ર એક જ વખત, મને જે યાદ આવે છે તે પ્રમાણે. તેણે આપણા પછી માત્ર એક જ દિવસે ડર્બીશાયર છોડયું હતું અને તે બન્નેને શોધી કાઢવાના નિશ્ચયથી જ તે શહેરમાં આવ્યો હતો. તેણે જે હેતુ કહ્યો તે એ હતો કે વિકહામ કાંઈ પણ માલ વગરનો માણસ છે. તે બીના એટલી બધી જાણીતી થઇ નથી કે જેથી કોઇ પણ ચારિત્ર્યશીળ યુવાન સ્ત્રી તેની સાથે પ્રેમમાં પડે અગર તેનામાં વિશ્વાસ રાખે એવું અશકય બને. તેનું કારણ તે પોતે જ (ડાર્સી) હોવાનો તેનો

નિશ્ચય છે. તેણે ઉદાર ભાવે એ બધો દોષ પોતાની ખોટી મગરૂ-
રીને લઇને બતાવ્યો હતો અને તેણે કબૂલ કર્યું કે તેણે પ્રથમ
એમ ધાર્યું હતું કે તેનાં ખાનગી કૃત્યોને જગત્ આગળ
ખુલ્લાં પાડવાં તે તેને પોતાને શોભતું નથી. તેનું ચારિત્ર્ય તેની
મેળે જ ખુલ્લું પડનાર હતું. તેથી કરીને તેણે આગળ આવીને
તેમ કરવાની અને જે ખોટું થયું હતું તેનો ઉપાય કરવાનો
પ્રયત્ન કરવાની પોતાની ફરજ છે, એમ ધાર્યું. જો તેનો બીજો કોઈ
પણ ઇરાદો હોત તોપણ મને ખાત્રી છે કે તેથી તેની પ્રતિષ્ઠામાં
કદીપણ હાનિ થનાર નહોતી. તે તેમને ખોળી કાઢી શકયો તે
પહેલાં શહેરમાં કેટલાક દિવસ રહ્યોહતો; પણ પોતાની તપાસને અમુક
દિશાએ દોરવવાને તેની પાસે કાંઇકિ સાધન હતું, કે જે સાધન આપણાં
કરતાં મોટું હતું; અને આ બાબતની અંતર્ની લાગણી, એ પણ
આ બાબત પાછળ પડવાના તેના નિશ્ચયનું બીજું કારણ હતું.

"એમ જણાય છે કે કોઇક મિસિસ યૂન્જ કરીને એક
યુવતી છે કે જે કેટલાક વખત ઉપર મિસ ડાર્સીની શિક્ષિકા
હતી અને તેણીને કાંઇક નાપસંદગીના કારણથી તેણીની જગા-
એથી બરતરફ કરવામાં આવી હતી; તે શું કારણ હતું તે તેણે
કહેલું નહીં. તેણીએ પછી એડવર્ડ મહોલ્લામાં એક મોટું મકાન
લીધું અને ત્યારથી તેણે વસતિગૃહો ભાડે આપીને પોતાનો નિભાવ
કર્યો છે. તેને ખબર હતી કે આ મિસિસ યૂન્જ વિકહામની સાથે
બહુ જ ગાઢ રીતે પરિચિત થઇ ગઇ હતી; અને જેવો તે શહેરમાં
આવ્યો કે તુરત જ તેની ખબર મેળવવાને તે તેણીની પાસે ગયો.
[illegible]ને જે ખબર જોઇતી હતી તે મળતાં પહેલાં બે ત્રણ દહાડા
પસાર થઇ ગયા હતા. મારા ધારવા પ્રમાણે, લાંચ અને ઠગાઈ

વિના તેણી પોતે આપેલા વિશ્વાસનો કદી ભંગ કરવા રાજી નહોતી. કારણકે તેણીનો મિત્ર ક્યાંથી જડી આવશે તે તેણી બરાબર જાણતી હતી. વિક્હામ ખરેખર, લંડનમાં જવાં તેઓ પહેલવહેલાં આવ્યાં તેજ વખતે તેણીની પાસે ગયો હતો અને જો તેણી તેમને પોતાના મકાનમાં રાખી શકી હોત તો તેમણે તેણીને ત્યાં જ પોતાનો ઉતારો રાખ્યો હોત. તોપણ, આખરે આપણા માયાળુ મિત્રને તેની વાંચ્છિત દિશાનો પત્તો મળ્યો.

"તેઓની વચ્ચે બધી બાબત નક્કી થયા પછી, મિ. ડાર્સીએ બીજું પગલું તારા કાકાને બધી બાબતથી જાણીતા કરવાનું ભર્યું અને હું ઘેર આવી તેની આગલી સાંજે તે ગેઇસ ચર્ચ સ્ટ્રીટમાં મળવા આવ્યો હતો.

"શનિવારે તે ફરીથી આવ્યો. તારા પિતા જતા રહ્યા હતા, તારા કાકા ઘેર હતા અને મેં જેમ આગળ કહ્યું તેમ તેમને બન્નેને સારી રીતે વાતચિત થઇ હતી.

"રવિવારે તેઓ ફરીથી મળ્યા અને તે વખતે મેં તેને પણ જોયો હતો. સોમવાર અગાઉ બધું નક્કી થયું નહોતું: જેવું એ નક્કી થયું કે તુરતજ લોંગબોર્ન ખાતે એક્સપ્રેસ કાગળ મોકલવામાં આવ્યો હતો. પરંતુ એ મુલાકાતે આવનાર શખ્સ બહુ જ જક્કી હતો. લીઝી, મારી કલ્પના એવી છે કે તેના ચારિત્ર્યમાં, જક્કીપણું, એ જ ખરેખરી ખામી છે. જુદા જુદા વખતે તેણે ભુલો કરી છે એવો તેની સામે આરોપ મુકવામાં આવે છે, પરંતુ ખરી ભુલ આ જ છે. તે પોતે જે કરે નહીં તે કરવાનું જ નહીં; જો કે મને ખાત્રી છે કે [ અને હું આ કાંઇ આભાર ચડાવવા બોલતી નથી, તેથી તે વિષે કાંઇ કહેતી નથી ] તારા કાકાએ આ બધી

બાબતનો તુરત જ નિકાલ કરી દીધો હોત.

"તેઓએ લાંબા વખત સુધી રગઝગ કરી, કે જે સમય તેમાંના સંબંધિત ગૃહસ્થ અગર સ્ત્રી બેમાંથી એકેની લાયકાત કરતાં વધારે ગયો. પરંતુ આખરે તારા કાકાને નમી જવાની ફરજ પડી અને તેની ભત્રીજીને ઉપયોગી થવા દેવાને બદલે તેને માત્ર તેની લગભગ મળનારી કીર્તિથી જ ચલાવી લેવું પડયું, કે જે તેના મૂળ તત્વની જ સામે ગયું; અને હું ખરેખર માનું છું કે આજે સવારે તારો પત્ર આવવાથી તેને ઘણો આનંદ મળ્યો. કારણકે તેમાં એવા ખુલાસાની જરૂર જણાવી હતી કે જેથી તેની ઉછીની લીધેલી પ્રતિષ્ઠા નીકળી જઇ, પ્રશંસાને યોગ્ય જે સ્થાન હતું ત્યાંજ તે પ્રશંસા જાય.

"પણ હવે મારે વધારે લખવું જોઇએ નહીં. આ અડધા કલાકથી છોકરાંઓ મારી રાહ જોઇ રહ્યાં છે.

"તારી સુભેચ્છક

એમ. ગાર્ડીનર"

આ પત્રમાંની હકીકતથી ઇલિઝાબેથની વૃત્તિઓ એવા ગુંચવાડામાં પડી કે જેથી તેમાં આનંદનો કે દુઃખનો ભાગ સૌથી વધારે હતો તે નક્કી કરવાનું મુશ્કેલ થઇ પડયું. અચોકસપણાને લીધે, મિ. ડાર્સી, તેણીની બ્હેનનાં લગ્નમાં ઉત્તેજન આપવાને જે કાંઈ કરતો હશે તથા જે લગ્નને, અતિશય ભલમનસાઇના દૃશ્ય તરીકે ઉત્તેજન આપતાં તેણીને ભય લાગ્યો હતો તથા તે જ વખતે આભારના દુઃખને લીધે ન્યાયી થવાની દહેશત લાગી હતી—તેને લીધે તેણીને જે મોઘમ અને અનિર્ણીત શંકાઓ ઉપસ્થિત થઇ હતી તે ઘણીજ હદપાર હોઈ સત્ય ઠરી.

## પ્રકરણ ૪૧.

---

વિક્હામ અને લિડિયાને ઉપડી જવાનો દિવસ હવે તુરંત જ આવી પહોંચ્યો અને મિસિસ બેનેટને, તે બન્ને જણને પોતાથી છુટાં પડવા દેવાની સંમતિ આપવાની ફરજ પડી; તેણીએ બધાંને સાથે ન્યુકાસલ જવાની જે યોજના ઘડી હતી તેમાં તેના પતિએ કોઇ રીતે ઉતરવા ના પાડી હતી તેથી, તે છુટાં પડવાનું લગભગ બાર મહિના સુધી ચાલુ રહેવાનો સંભવ હતો.

"અરે! મારી વ્હાલી લિડિયા," તે બોલી ઉઠી, "આપણે હવે ફરીથી ક્યારે મળીશું ?"

"અરે ઇશ્વર ! તેની મને શી ખબર પડે ? કદાચ આ બે ત્રણ વર્ષ તો નહીં મળીએ."

"મારી વ્હાલી દીકરી, મને વારંવાર પત્ર લખતી રહેજે."

"મારાથી બનશે તેટલીવાર તો લખતી રહીશ. પણ તમે જાણો છો કે પરિણિતા સ્રીઓને કાગળો લખવાનો કદી સમય મળતો નથી. મારી બ્હેનો મારા ઉપર પત્ર લખશે. તેમને કાંઇ કામકાજ કરવાનું નહીં હોય."

મિ. વિકહામની વિદાયગીરી વખતની સભ્યતા તેની પત્ની કરતાં વધારે સ્નેહપૂર્વકની હતી. તે મ્હોં મલકાવતો, સુંદર દેખાતો અને ઘણી સુંદર વાતો કરતો.

"તે એવો તો સુંદર યુવક છે કે તેના જેવો મેં કદી જોયો નહીં હોય." જેવા તેઓ ઘરની બહાર ગયા કે તુરતજ મિ. બેનેટ બોલી ઉઠયો. "તે ઉપરથી હસે છે, રૂઆબ રાખે છે

અને આપણા બધા ઉપર સ્નેહ જણાવે છે. હું તેને માટે અત્યંત મગરૂર છું. આથી વધારે સારો જમાઈ સર વિલિયમ લુકાસ પણ લાવી શકે નહીં એમ હું કહું છું. ”

મિસિસ બેનેટ, પોતાની પુત્રીના જવાથી કેટલાક દહાડા તો ઘણીજ ઉદાસ રહી.

“ મને વારંવાર એવો વિચાર આવે છે ” તે બોલી, “ કે મિત્રોથી જુદા પડવા જેટલું બીજું કાંઈ ખરાબ નથી. તેમના વિના દરેક જણ ઉદાસજ જણાય છે. ”

“ માતા, દીકરીને પરણાવવાનું આવું પરિણામ આવે છે.” ઇલિઝાબેથે કહ્યું. “ તારી બીજી ચારે દીકરીઓ હજુ કુંવારી છે તેથી તારે વધારે સંતોષ માનવાનો છે. ”

“ એવી કાંઇ બાબત નથી. લિડિયાનું લગ્ન થયું માટે તે મને છોડીને જતી રહેતી નથી, પણ માત્ર તેના પતિની રેજીમેન્ટ એટલી બધી દૂર રહેવાનું થઇ એજ કારણ છે. જો તે વધારે પાસે આવી હોત, તો તેણી આટલી બધી જલદીથી ગઇ નહોત.”

આ બનાવને લીધે જે નિરૂત્સાહિત સ્થિતિ થઈ ગઇ હતી તે હવે થોડાજ સમયમાં પાછી સુધરી ગઈ અને તેણીના મનમાં તે વખતે જે નવીન સમાચારના લેખનો લોકોમાં પ્રચાર થયો તેથી, આશાના કિરણની ચળવળ થવા માંડી.

નેધરફીલ્ડ ખાતેની ઘરની સંભાળ રાખનારી દાસીને તેણીના શેઠના આગમન માટેની તૈયારી કરવાનો હુકમ મળ્યો હતો; તે ત્યાં કેટલાક અઠવાડીયાં શિકાર કરવાને માટે એક બે દિવસમાં આવનાર હતો. મિસિસ બેનેટને તો આથી ઘણો આનંદ થયો.

તેણીએ જેઇનની સામે નજર કરી અને હસી પડી અને વારંવાર પોતાનું ડોકું ધુણાવ્યું.

"વાર, વારૂ, અને ત્યારે મિ. બીંગ્લે આવે છે, બ્હેન," (મિસિસ ફીલીપ્સ પહેલવહેલી આ ખબર લાવી.) "બહુ સારૂ, એટલું તો ઠીક થયું. જો કે હું તો તે બાબતની બહુ દરકાર રાખતી નથી. તને ખબર છે કે અમારે તો તેનો કાંઇ હિસાબ નથી, અને મને ખાત્રી છે કે હું તેને ફરીથી મળવા કદી ગઇજ નથી. પરન્તુ, તો પણ જો તેને ગમે તો તે નેધરલેન્ડ ખુશીથી આવે. અને શું બનશે તેની કોને ખબર છે. પણ તેથી અમારે તો કાંઇ નથી. બ્હેન, તને ખબર છે કે એ બાબતનો એક શબ્દ પણ નહીં બોલવાનું અમે લાંબા વખત પહેલાંથી નક્કી કર્યું હતું, અને તેથી, એ આવે છે એ શું નક્કી છે ?"

"તારે એના ઉપર ખાત્રી રાખવી." બીજીએ ઉત્તર આપ્યો, "કારણ કે મિસિસ નીકોલાસ ગઇ રાત્રે મેરિટનમાં હતી; મેં તેણીને રસ્તેથી પસાર થતાં જોઇ હતી અને તે બાબતનું સત્ય જાણવાના હેતુથી હું પણ જાતેજ બહાર નીકળી; તેણીએ મને કહ્યું કે તે વાત ચોક્કસ રીતે ખરી છે. તે મોડામાં મોડો ગુરૂવારે આવે છે, બુધવારે આવવાનો સંભવ પણ વધારે છે. તેણીએ મને કહ્યું કે બુધવારને દહાડે કેટલુંક માંસ મોકલવાનું હેના માટે કસાઇને ઘેર જઉ છું અને બરાબર કાપી નંખાય તેવી ત્રણ જોડી બતકો મળી છે."

મિ. બિંગ્લે આવી પહોંચ્યો. મિસિસ બેનેટે પોતાના ચાકરોની મદદવડે, તેની ખબર સૌથી વહેલી મળે તેવી યુક્તિ કરી

હતી. તેમના તરફથી આમંત્રણ મોકલી શકાય એવા સમય દરમ્યાન કેટલા દિવસો વચમાં જવા જોઇએ તેની પણ તેણીએ ગણત્રી કરી લીધી–તે પહેલાં તેને મળવાની આશા નહોતી. પણ હર્ટફર્ડ શાયરમાં તેના આવ્યા પછી ત્રીજેજ દહાડે સવારે તેણીએ પોતાના પોષાક ધારણ કરવાના ઓરડામાંથી, તેને આંગણામાં દાખલ થતાં અને ઘર તરફ સ્વાર થઇને આવતાં જોયો.

પોતાને થયેલા આનંદમાં ભાગ લેવા માટે તેણીએ પોતાની પુત્રીઓને પણ બોલાવી. જેઇન તો નિશ્ચય કરીને ટેબલ આગળ જ બેઠી; પણ ઇલિઝાબેથ, પોતાની માતાને સંતુષ્ટ કરવા માટે બારીએ ગઇ, તેણીએ નજર કરી–તેણે તેની સાથે મિ. ડાર્સીને જોયો અને ફરીથી પોતાની બ્હેન પાસે જઇને બેઠી.

" માતા, તેની સાથે એક બીજો સદ્‌ગૃહસ્થ છે, તે કોણ હશે ? " કીટી બોલી.

" મારી વ્હાલી દીકરી, મારા ધારવા પ્રમાણે એ કોઇ ઓળખીતો અગર બીજો કોઇ હશે. મને તો ખાત્રી છે કે હું તેને ઓળખતી નથી. "

" લા ! " કીટીએ ઉદ્‌ગાર કાઢયો, " એ તો પહેલાં તેની સાથે જે હમેશાં રહેતો એના જેવોજ માણસ જણાય છે,—મિ. —શું એનું નામ—પેલો ઉંચો, મગરૂર માણસ. "

" અરે ભગવાન્ ! મિ. ડાર્સી !—અને હું ખાત્રી આપું છું કે તેજ આવે છે. વારૂ, ખાત્રીથી કહું છું કે મિ. બિંગ્લેના કોઇ પણ મિત્રનો અહીં સત્કાર કરવામાં આવશે; પણ નહીં તો મારે કહેવુંજ જોઇએ કે તેને જોઇનેજ હું તેને ધિક્કારૂં છું. "

જેઇને આશ્ચર્ય અને ચિન્તાથી ઇલિઝાબેથની સામે જોયું. ડર્બીશાયરમાં તેમનો જે મેળાપ થયેલો તેની તેણીને ખબર નહોતી; અને તેથી કરીને તેનો ખુલાસાનો પત્ર મળ્યા પછી આ લગભગ પહેલીજ વખતે તેને જોવામાં, તેણીની બ્હેનને જે કઢંગાપણું જણાય તેને માટે તેણીને લાગણી થઇ. બન્ને બ્હેનો પુરતો રીતે બેચેન બની ગઇ. દરેકને બીજી માટે લાગણી થઈ અને પોતાને માટે તો અલબત થઈ; અને તેમની માતા મિ. ડાર્સી તરફની પોતાની નાપસંદગી વિષે તથા તેને માત્ર મિ. બિંગ્લેના મિત્ર તરીકેજ તેના તરફ સભ્યતા બતાવવાના તેણીના ઠરાવ વિષે, એ બન્નેમાંથી એકેના સાંભળવામાં ન આવે એવી રીતે વાત કરતી હતી. પણ ઇલિઝાબેથને બેચેન થવાનું જે કારણ હતું તેની શંકા સુદ્ધાં જેઇનને આવી શકે તેમ નહોતું કે, જેને મિસિસ ગાર્ડીનરનો પત્ર બતાવવાની તેણે હજુ હિંમત કરી નહોતી. જેઇન તો એટલુંજ જાણતી કે, જે મનુષ્યની દરખાસ્તોનો તેણીએ અસ્વીકાર કર્યો હતો તથા જેના ગુણોની કિંમત તેણીએ ઓછી આંકી હતી એજ આ મનુષ્ય છે; પરન્તુ તેણીને પોતાને જે વધારે બાતમી મળી હતી તે મુજબ, તે માણુસ એ હતો કે જેનું, આખુ કુટુમ્બ સૌથી પ્રથમ લાભ મેળવવા માટે આભારી હતું તથા જેને તેણી પોતાની જાતે, જો કે તદ્દન એટલા બધા નાજુક તરીકે નહીં તોપણ છેવટે જેઇનને બિંગ્લે લાગ્યો હતો તેટલોજ વાજબી અને ન્યાયી તરીકે તેણીએ ગણ્યો હતો. તેના આવવાથી—તેના નેધરફીલ્ડમાં, લૉંગબોર્નમાં આવવાથી, અને પોતાની મેળે તેણીની તપાસમાં ફરવાથી, તેણીને જે અચંબો થયો તે, જયારે તેણીએ

ડર્બીશાયરમાં તેના બદલાયેલા વર્તનને પહેલવહેલાં જોતાંજ જાણ્યું ત્યારે થયેલા અચંબાની બરાબર હતો.

એ ગૃહસ્થો ત્યાં આવીને નજરે પડતાં જ, તેણીના ઉપર લોહી ચડી આવ્યું; તો પણ તેણીએ, રીતસરની શાંતિથી તથા ગુસ્સાના કોઇ પણ ચિન્હથી, અગર નકામા વિવેકથી, તેટલી જ રીતે મુક્ત એવા વર્તનના વિવેક સાથે તેમને આવકાર આપ્યો.

મિ. ડાર્સીએ મિ. અને મિસિસ ગાર્ડીનરની તંદુરસ્તી કેવી છે તે વિષે તેણીને પુછયા પછી—અને તેનો ઉત્તર તેણી ગભરાટ વિના ભાગ્યેજ આપી શકી—તે ભાગ્યે જ કાંઈ બોલી શકયો. તે તેણીની પાસે પણ બેઠો નહિ; કદાચ તેને ચૂપ રહેવાનું એ પણ કારણ હશે; પણ ડર્બીશાયરમાં તેમ નહોતું. ત્યાં તો જયારે તેણીની પોતાની સાથે વાત કરી શકતો નહીં ત્યારે તેણીના મિત્રો સાથે વાત કરતો હતો. પરંતુ હવે કેટલીક મીનીટો વ્યતીત થઇ ગઇ અને તે દરમ્યાન તેના બોલવાનો કાંઇ અવાજ સંભળાયો નહીં અને જયારે પ્રસંગોપાત કૌતકના વેગને અટકાવી શકાય તેમ ન હોવાથી તેણી તેના સામે જોતી, ત્યારે તેને પોતાની પેઠે જ જેઈનના સામે વારંવાર નજર કરતો અને ઘણી વખતે બીજી કોઇ તરફ નહીં પણ જમિન ઉપર જોતો તેણીએ દીઠો. જયારે તેઓ છેલ્લી વખતે મળ્યાં તે કરતાં અત્યારે વિચારપૂર્ણતા વધારે અને ખુશી કરવાની ચિન્તા ઓછી સ્પષ્ટ રીતે જણાઇ આવતાં. તેણી નિરાશ થઇ ગઈ અને એમ થવા માટે પોતાની જાત સાથે જ ગુસ્સે થઇ.

"એથી બીજું કાંઈ હોય એમ હું ધારી શકું!" તે બોલી "તો પણ તે અહીં શા માટે આવ્યો?"

તેણીની વાતચિત કરવાની વૃત્તિ તેના સિવાય બીજા કોઇની પણ સાથે નહોતી; અને તેની સાથે બોલવા માટે તેણીનામાં ભાગ્યેજ હિંમત હતી.

તેણીએ તેની બ્હેનના ખબર અંતર પુછયા પણ એથી કંઇ વધારે પુછી શકી નહીં.

"મિ. બીંગ્લે, તમે જતા રહ્યા તેને ઘણો વખત થયો." મિસિસ બેનેટ બોલી.

તેણે એ બાબતની હા પાડી, "મને એવી દહેશત લાગવા માંડી કે તમે ફરીથી કદી પાછા આવશો નહી, લોકો એમ બોલતા હતા કે તમે આ સ્થળ તદ્દન છોડીને માઇકલોસ જવાના છો." પણ જયારે તે ગૃહસ્થો જવા માટે ઉઠીને ઉભા થયા ત્યારે મિસિસ બેનેટને પોતાની ધારેલી સભ્યતા ધ્યાનમાં હતી અને તેમને જમવાનું નોતરૂં આપી થોડા જ દિવસમાં લોંગબોન ખાતે જમવાને રોકવામાં આવ્યા હતા.

"મિ. બીંગ્લે, તમે એક મુલાકાત સ્વીકારવા જેટલા મારા દેવામાં છે," તેણીએ ઉમેર્યું.

"કારણ કે, જયારે ગયા શિયાળામાં તમે શહેરમાં ગયા ત્યારે તમે જેવા પાછા આવો કે તુરત જ અમારી સાથે કુટુમ્બ-સહ ખાણું લેવાને તમે વચન આપ્યું હતું. તમને ખબર છે કે હું તે ભુલી ગઈ નથી; અને હું તમને ખાત્રી આપું છું કે તમે પાછા આવ્યા નહીં અને તમે અમારી સાથે ખાણું લીધું નહી તેથી મને ઘણી જ નિરાશા થઇ છે."

આ ટીકા સાંભળીને મિ. બીંગ્લે કાંઇક મંદબુદ્ધિ હોય એમ જણાયું અને તેણે વ્યાપાર ધંધાને લીધે રોકાઈ જવાથી પોતાની ચિન્તાના સંબંધમાં કાંઇ કહ્યું. પછી તેઓ ચાલ્યા ગયા.

મિસિસ બેનેટની વૃત્તિ તેમને તે દહાડે ત્યાં જ રાખવા અને જમવાનું કહેવાની હતી; પણ જો કે તેણી હમેશાં ખાણું ઘણું સારૂં રાખતી હતી તો પણ, જે માણુસને માટે તેણીએ બહુ જ આતુ-રતાથી યોજના ઘડેલી હતી તેવા માણસને માટે બે મુલાકાતથી જરા પણ ઓછું હોય તો તે ઠીક થશે નહીં, અગર તો જેને દર વરસે ૧૦ હજારની ઉપજ હતી તેવા માણસની મગરૂરી અને આકાંક્ષાને તૃપ્ત કરી શકશે નહી.

## પ્રકરણ ૪૨.

મંગળવારે લોંગબોર્ન ખાતે મોટી મંડળી જમા થઇ હતી અને જે બે જણાની ઘણી જ આતુરતાથી રાહ જોવામાં આવતી હતી અને જેમની પ્રતિષ્ઠા ખેલાડીઓ તરીકે બરાબર વખતસર આવવા માટેની હતી, તેઓ બરાબર વખતે આવી પહોંચ્યા હતા. જયારે તેઓ જમવાના ઓરડામાં ગયા ત્યારે બીંગ્લેએ પહેલાંના બધા ખાણાના મેળાવડાઓમાં જેમ ઇલિઝાબેથની બેનની જગા લીધી હતી, તેમ આ વખતે તે જગાએ બેસે છે કે કેમ તે જોવા માટે તેણી આતુરતાથી તપાસ રાખી રહી હતી. તેણીની શાણી માતા જે, એવા જ વિચારોમાં ગુંથાઇ હતી તેણે પણ તેને તેણીની પાસે જ બેસવાનું તેને આમંત્રણ અપાયાનું સહન કર્યું.

ઓરડામાં દાખલ થતાં તે અચકાયો; પણ જેઇનને આસપાસ જોવાનો સંયોગ બન્યો અને હસવાનું બન્યું; તે બાબતનો નિર્ણય થયો-તે પોતાની જાતે તેણીની પાસે બેઠો.

ઇલિઝાબેથે, ફતેહમંદ આવેશથી પોતાના મિત્ર સામે જોયું. તેણે તે ઉમદા બેદરકારીથી સહન કર્યું અને જો તેણીએ તેની નજર મિ. ડાર્સી તરફ પણ એવી જ રીતે ફરેલી જોઇ ન હોત અને તે પણ અર્ધ હાસ્યસહ ભયથી-તો તેણીએ એવી જ કલ્પના કરી હોત કે બીંગ્લેએ સુખી થવા માટે પોતાના મિત્રની સંમતિ મેળવી હતી.

ખાણાના સમયે પોતાની બ્હેન તરફની તેની વર્તણુક એવી હતી કે જેથી તે તેણીને વખાણતો હોય એમ જ જણાતું હતું; જે ઉપરથી ઇલિઝાબેથની એવી સમજ થઇ કે,-જો કે પહેલાંના કરતાં તે વર્તણુંક કાંઇ વધારે સાવધતાભરી હતી તો પણ-જો એ બધું તેની જ ઇચ્છાને સ્વાધીન કરવામાં આવે તો જેઇનનું સુખી થવાપણું અને તેનું પોતાનું સુખ પણ તુરત જ સાધી શકાશે. જો કે તેણીએ તેના પરિણામ ઉપર આધાર મુકવાની હિંમત કરી નહીં, તો પણ તેની વર્તણુકનું અવલોકન કરવામાં તેણીને આનંદ મળતો. તેનામાં મગરૂરીનો જેટલો જુસ્સો હતો તે બધાથી તેણીની ચપળતા વધી, કારણ કે તેણી કોઈ પ્રકારના આનંદી વિનોદમાં નહોતી. ટેબલથી જેટલું છેટું પાડી શકાય તેટલે જ લગભગ દૂર મિ. ડાર્સી તેણીનાથી બેઠેલો હતો. તે તેણીની માતાની એક બાજુએ બેઠેલો હતો. આવી સ્થિતિમાં બેમાંથી એકને કેટલો નજીવો આનંદ મળશે અગર બેમાંથી એકને નહીં જેવો લાભ

થશે તે; તે જાણુતી હતી. તેમની કાંઇ પણ વાતચિત સાંભળવા જેટલી પણ તે પાસે નહોતી; પણ તેઓ એક બીજાની સાથે ભાગ્યે જ કોઇ વખત વાતચિત કરતાં. તથા જયારે વાતચિત કરતાં ત્યારે પણ તેમની રીતભાત કેવી ઉપર ઉપરની અને નિરૂત્સાહી હતી તે તે જોઇ શકતી હતી. તેમાં તેણીની માતાના અમાયાળુપણાથી તેઓ તેને જેટલા આભારી હતા તેને લીધે ઇલિઝાબેથના મનમાં અતિ દુઃખ થયું; અને તેણીએ વારંવાર તેને તેના માયાળુપણાથી આખું કુટુમ્બ અજ્ઞાન નથી તથા આખા કુટુમ્બને તેની કાંઇ લાગણી નથી એમ નહીં એવું કહી બતાવવાનો હક મેળવવા માટે તેણીએ ગમે તે વસ્તુની બક્ષીસ આપી દીધી હોત.

તેણીને એવી આશા હતી કે સાંજે તેઓને એકઠા મળવાનો કાંઇક લાગ મળશે તથા એવી આશા હતી કે તે તેના દાખલ થવા વખતે માત્ર વિધિસરની સલામ વગેરે કરતાં, તેઓને કાંઇક વિશેષ વાતચિત કરવાની તક મળ્યા વિના આ આખી મુલાકાત પુરી નહી થઇ જાય. તે ગૃહસ્થો આવ્યા તે વખતે મુલાકાત લેવાના ઓરડામાં જે સમય પસાર થયો હતો તેમાં તે ચિન્તાતુર અને બેચેન થઇ ગઈ હતી તથા તે બધો સમય તેને કંટાળા ભરેલો અને એટલો બધો ઉદાસીન જણાયો કે તેણી લગભગ અસભ્ય બની ગઈ. તેણીએ તેમના પ્રવેશ તરફ એવા મુદ્દાથી નજર કરી કે જેનાં ઉપર સાંજના તેણીના આનંદનો બધો આધાર રહેવો જ જોઇએ.

“ જો તે વખતે તે મારી પાસે નહીં આવે તો હું તેને સદાયને માટે છોડી જ દઇશ નહીં, ” તે બોલી.

તે ગૃહસ્થો આવ્યા; તેણીએ એમ ધાર્યું કે જાણે કે તે તેણીની આશાઓને પૂર્ણ કરતો હોવો જોઇએ એમ તેણે નજર ફેરવીં. પણ અફસોસ! સ્ત્રીઓ મેજની આસપાસ જયાં મિસ બેનેટ ચહા પીતી હતી અને ઇલિઝાબેથ કોફી કાઢતી ત્યાં એટલી તો પાસે પાસે ભેગી બેસી ગઇ કે તેણીની પાસે એક પણ જગો એવી ખાલી નહોતી કે જયાં એક પણ ખુરશી દાખલ થઇ શકે. અને તે ગૃહસ્થોના આવી પહોંચતાં, એક છોકરી તો તેણીની હમેશ કરતાં વધારે નજીક ગઇ અને કાનમાં કહ્યું—

"તે ગૃહસ્થો આવશે નહીં અને આપણને જુદા પાડશે નહીં; મને એ બાબતનો નિશ્ચય છે. આપણે તેમાંથી કોઇની જરૂર નથી, શું જરૂર છે?"

ડાર્સી ઓરડાના બીજા ભાગમાં ચાલ્યો ગયો હતો, ઇલિઝાબેથ પણ તેની પાછળ નજર રાખતી પાછળ ચાલી અને તે જેની સાથે વાતચિત કરતો તેની સામે અદેખાઇ કરતી. કોઈને પણ કોફી લેવામાં પુરતી મદદ આપવાની પણ તેણીનામાં ભાગ્યેજ ધીરજ હતી અને પછી એવી મૂર્ખી બની જવા માટે પોતાની જાતે જ ગુસ્સે થઇ ગઈ!

તો પણ જયારે તે પોતાની કોફીનો પ્યાલો પોતાની મેજ લાવ્યો ત્યારે તેણીને જરા ભાન આવ્યું ખરૂં; અને તેણીએ લાગ જોઇને એવું કહ્યું કે "તમારી બ્હેન હજુ પણ પેમ્બર્લીમાં છે?"

"હા, તેણી નાતાલ સુધી ત્યાંજ રહેશે."

"અને ત્યાં એકલીજ રહેશે? તેણીના બધા મિત્રો તેને એકલીને ત્યાં મુકીને ચાલ્યા ગયા છે?"

"તેણીની સાથે મિસિસ એનેસ્લી છે. બીજા મિત્રો આ ત્રણ અઠવાડીયાંથી સ્કારબરો પહોંચી ગયા છે."

હવે વધારે કાંઇ કહેવાનો તેણીને વિચાર આવી શકયો નહી. પણ તેની ઇચ્છા જો તેણીની સાથે વાત કરવાની હોય તો તેને આ વખતે સારી ફતેહ મળત. તોપણ કેટલીક મીનીટ સુધી તે ચુપજ તેણીની પાસે ઉભો રહ્યો; અને આખરે જયારે યુવાન અબળાઓ ઇલિઝાબેથના કાનમાં વાતો કરવા લાગી ત્યારે તે ચાલ્યો ગયો.

જયારે ચ્હાનો સામાન ત્યાંથી ખસેડી લેવામાં આવ્યો અને પત્તાં માટેનું મેજ મુકવામાં આવ્યું, ત્યારે બધી યુવતીઓ ઉઠી ગઇ અને તે વખતે ઇલિઝાબેથે તેની સાથે મળવાની આશા રાખી હતી. એવામાં તેને, તેણીની માતાએ ગંજીફો રમનારાઓમાં પરાણે લઇ લેતાં જોવાથી તેણીની બધી આશાઓ ઉંધી વળી ગઇ અને તે પછીની થોડીજ મીનીટમાં તે મંડળીમાંની બીજી સ્ત્રીઓની પાસે બેઠી. હવે તેણીને આનંદની કાંઇ પણ આશા રહી નહી. સાંજે તેઓ જુદા જુદા મેજ આગળ રોકાઇ ગયાં અને તેની નજર ઓરડામાંની તેણીની બેઠકની બાજુએ ફરતી હતી કે જેથી કરીને તે તેણીની પેઠેજ રમવામાં ફતેહમંદ થઈ શકતો નહીં, એ સીવાય તેણીને બીજી કાંઇ આશા રહી નહીં.

મિસિસ બેનેટે નેધરફીલ્ડના બન્ને ગૃહસ્થોને વાળુ કરવા રોકવાની યુક્તિ રચી હતી; પરન્તુ બીજા કોઈના કરતાં પણ તેમની ગાડી પ્રથમ લાવવાનો હુકમ થઇ ગયો હતો અને તેમને રોકી રાખવા માટે તેણીને કાંઇ લાગ મળ્યો નહીં.

આ મુલાકાત પછીના થોડા દિવસ બાદ મિ. બીંગ્લે ફરીથી એકલો મળવા આવ્યો. તેનો મિત્ર તેને મુકીને તેજ દહાડે લંડન ગયો હતો. અને તે દશ દિવસમાં પાછો ઘેર આવનાર હતો. તે તેમની પાસે એક કલાક બેઠો અને જાણીતી રીતે સારી પ્રકૃતિમાં હતો. મિસિસ બેનેટે તેને પોતાની સાથે જમવાનું નોતરૂં દીધું; પણ કામપરત્વેના ઘણા ઉદગારો સાથે તેણે પોતે બીજે કયાંઇ રોકાઇ ગયાનું કબૂલ કર્યું.

"બીજી વખતે તમે મળવા આવશો ત્યારે, હું આશા રાખું છું કે અમે વધારે ભાગ્યશાળી થઇશું" તેણી બોલી.

"તે તો ગમે તે વખતે ચોક્કસ રીતે રાજી થાય તેમ છે અને જો તેણી તેને જવાની રજા આપે તો, તે તેમની રાહ જોવાને માટે બહુજ વહેલી તક હાથ ધરે."

"તમે આવતી કાલે આવી શકશો?"

"હા, કાલને માટે તો તે કયાંઇએ રોકાયેલો નથી," અને તેણીનું આમંત્રણ ચપળતાથી સ્વીકારવામાં આવ્યું.

તે આવ્યો અને તે પણ એવા સારા સમયે આવ્યો કે યુવતીઓમાંથી કોઇએ પોતાના શૃંગાર સજયો નહોતો. મિસિસ બેનેટ તો તેણીની દીકરીના ઓરડામાં દોડી ગઇ, તેણીએ પોષાક પ્હેરવા વખતનો ઝભ્ભો પહેરેલો હતો અને વાળ પણ અડધાજ ઓળેલા હતા. તે બોલી ઉઠી. "મ્હારી વ્હાલી જેઇન, ઉતાવળ કર અને જલદીથી નીચે આવ. તે આવી ગયો છે—મિ. બીંગ્લે આવ્યો છે—તેજ છે ખરેખર. ઉતાવળ કર, ઉતાવળ કર. અરે અહીંઆં મિસ બેનેટની પાસે આ ઘડીજ આવ અને

તેણીના ઝભ્ભામાં મદદ આપ. મિસ લીઝીના વાળ ગમેતેમ હોય તેની હરકત નહીં."

"અમે બની શકે તેટલી જલદીથી નીચે આવીએ છીએ" જેઇન બોલી ઉઠી; પણ હું હિમ્મતથી કહી શકું છું કે અમારા બન્ને જણ કરતાં કીટી સૌથી આગળ આવશે. કારણ કે તેણી અડધા કલાક પહેલાંથી માળ ઉપર ગઇ છે."

"અરે! કીટી જહાનમમાં જાય! તેણીનું શું કામ છે? ચાલ, જલદી::કર, ઉતાવળી થા! મ્હારી વ્હાલી દીકરી, તારો કમરબંધ ક્યાં છે?"

પણ જ્યારે તેણીની માતા નીચે ગઇ, ત્યારે જેઈનને પોતાની એક પણ બ્હેનની સોબત વિના નીચે જવાની ઇચ્છા થઇ નહીં.

આ દિવસને માટેની મિસિસ બેનેટની યુક્તિઓ અસર વિનાની થઇ. તેણીની દીકરીના પ્રસિદ્ધ પ્રેમી સીવાય મિ. બીંગ્લેમાં દરેક મોહકતા સમાયેલી હતી. તેની શાન્તિ અને આનંદીપણાથી તે દિવસના સાંજના મેળાવડામાં તે બહુજ મળતાવડો થઇ પડયો, અને તેને સહનશીલતાથી તથા ખાસ કરીને તેણીની દીકરીને આભારી કરવા માટે ચ્હેરાના દેખાવથી તેણીની માતાના ખોટી રીતના અભિપ્રાયવાળા માયાળુપણાને સહન કર્યું તથા તેણીની મૂર્ખતાવાળી ટીકાઓ સાંભળી.

વાળું કરવાને થોભી જવા માટે આમંત્રણની પણ તેણીને ભાગ્યેજ જરૂર લાગી; અને તે જતો રહ્યો તે અગાઉ, તેની પોતાની અને મિસિસ બેનેટની ઇચ્છાથી, બીજે દીવસે સવારે તેણીના પતિ સાથે શિકારે આવવાની ગોઠવણ કરવામાં આવી.

આ દિવસ પછી, જેઇને તેણીની બેદરકારી વિષે કાંઈ કહ્યું નહીં. ક્હેનોમાં અંદર અંદર બીંગ્લેના સંબંધમાં એક શબ્દ પણ બોલાયો નહીં, પણ ઇલિઝાબેથ એવી સુખની માનીનતાથી શયન કરવા ગઇ કે આ બધું હવે તાકીદે પુરૂ કરી લેવું જોઇએ. શીવાય કે મિ. ડાર્સી કહ્યા પ્રમાણેના સમયમાં આવી પહોંચે તો જુદી વાત. તો પણ જો ગંભીરાઇથી કહીએ તો, તેણીને સહ્ય થઇ શકે તેવી પોતાની એવી સમજ થયેલી લાગી કે આ બધું એ ગૃહસ્થની સંમતિથીજ બન્યું હોવું જોઇએ.

બિંગ્લે, નિયુકત કરેલા સમય પ્રમાણે નિયમિત હતો અને તેણે અને મિ. બેનેટે, અગાઉ જેમ નકી થયું હતું તેમ સાથેજ સવારનો સમય ગાળ્યો હતો. તેમાં બીજાનો સ્વભાવ, તેના સાથીના ધારવા કરતાં વધારે મળતાવડો હતો.

બિંગ્લેમાં કોઇ જાતનો એવો ડોળ કે મૂર્ખાઇ નહોતી કે જેથી તેની મશ્કરી થાય અગર તેને ચૂપ થઈ જવું પડે; અને બીજાએ તેને કદી પણ જોયો હોય તે કરતાં તે વધારે વાતોડીઓ અને ઓછો ચ્હીડીઓ હતો. બિંગ્લે અલબત તેની સાથે જ ખાણું લેવા આવ્યો; અને સાંજે મિસિસ બેનેટની તેની અને પોતાની દીકરી પાસેથી દરેક જણને દૂર ખસેડવાની યુક્તિ પાછી ફરીથી કામે લગાડવામાં આવી હતી. ઇલિઝાબેથ કે જેને એક કાગળ લખવાનો હતો તે તે હેતુથી, ચ્હા લીધા પછી નાસ્તો કરવાના ઓરડામાં ગઇ; કારણ કે, બીજાઓ પત્તાં રમવા બેસવાના હતા એટલે તેણીની માતાની યોજનાની વિરૂદ્ધ પડવા માટે તેણીની જરૂર પડી શકે નહીં.

પરન્તુ એ મુલાકાતના ઓરડામાં પાછી આવતી વખતે કે જ્યારે તે કાગળ પુરો થયો, તેણીએ અત્યંત અચંબા સાથે જોયું કે તેણીની માતા તેણીની માટે બહુ જ ખટપટ કરતી હતી એવો ભય રાખવાનું કારણ હતું. દ્વાર ઉઘાડતાંજ, તેણીએ પોતાની બ્હેન તથા મિ. બિંગ્લેને જાણે કે કોઈ આતુરતાની વાતચિતમાં રોકાયાં હોય તેમ ચૂલા આગળ સાથે ઉભેલાં જોયાં અને જો આથી કોઇ જાતનો સંશય ઉઠયો નહોત તો, જેવાં તેઓ ઉતાવળે પાછાં ફરી અને એક બીજાથી ખસી ગયાં તેથી પણ તેણીને બધી ખબર પડી હોત. તેમની સ્થિતિ પુરેપુરી રીતે કઢંગી થઇ ગઈ હતી; પરન્તુ તેણીએ ધાર્યું કે પોતાની સ્થિતિ તો એથી પણ ખરાબ છે. બેમાંથી એકે જણે એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યો નહીં, અને ઇલિઝાબેથ ફરીથી જતી રહેવાની અણી ઉપર હતી એવામાં મી. બિંગ્લે કે જે પોતે તથા બીજી વ્યક્તિ પણ બેસી ગઇ હતી તેમણે ઉભા થઇ, તેણીની બ્હેનના કાનમાં થોડા શબ્દો કહ્યા અને પછી ઓરડામાંથી નાસી ગયા.

જ્યાં જ્યાં વિશ્વાસથી આનંદ આવે ત્યાં ત્યાં જેઇનને ઇલિઝા-બેથથી કાંઇ પણ ગુપ્ત રાખવાનું હોઇ શકે નહીં, અને એક પળમાં જ ઘણી ઉત્સાહ ભરી લાગણીથી એટલું કબૂલ કરી દીધું કે તેણી, દુનિયામાં સૌથી સુખીમાં સુખી મનુષ્ય છે.

“ એ બધું જ એકવધુ પડતી વાત થઇ, ” તેણીએ ઉમેર્યું,– “ બહુ વધુ પડતી. હું એટલા બધાને લાયક નથી. અરે ! શાથી દરેક જણ આટલું સુખી નથી ! ”

ઇલિઝાબેથે જે અભિનંદનો આપ્યાં હતાં તે એવી સહૃદયતાથી, ઉત્સાહથી, અને આનંદથી આપ્યાં હતાં કે જેનું વર્ણન શબ્દોથી બહુ જ નિર્માલ્ય આપી શકાય. માયાળુપણાનું દરેક વાક્ય જેઇનને સુખનું નવું જ સાધન થઈ પડતું. પરન્તુ તેણી પોતાની બ્હેનની સાથે પોતાની જાતને ટકવા દેવા રાજી નહોતી તેમ જ જે કાંઇ કહેવાનું રહ્યું હતું તેમાંથી અડધું પણ હાલમાં કહેવાની તેની ઇચ્છા નહોતી.

"મારે મારી માતાની પાસે આ પળે જવું જ જોઇએ" તેણીએ બુમ પાડી. "તેણીના સ્નેહાળ આગ્રહને કોઇ રીતે નજીવો ગણીશ નહી અથવા તો મારા સીવાય બીજા કોઇની પાસેથી તે બીના તેણીને સાંભળવા દઇશ નહીં. તે ક્યારના મારા પિતાની પાસે ગયેલા છે. અરે ! લીઝી, મારે જે કહેવાનું છે તે જાણીને મારા વ્હાલા કુટુમ્બને કેટલો આનંદ થશે! હું આટલા બધા સુખને કેવી રીતે સહી શકીશ!"

પછી તે તેણીની માતા પાસે ઉતાવળે દોડી ગઇ, કે જેણે ખાસ હેતુપૂર્વક પત્તાં રમનારી મંડળીમાં ભંગાણ પાડયું હતું અને કીટીની સાથે માળ ઉપર બેઠેલી હતી.

ઇલિઝાબેથ કે જેણીને એકલીજ મુકી દેવામાં આવી હતી તે, હવે જે ઉતાવળથી અને સહેલાઇથી એક કામનું છેવટનું ચોકઠું બેસી ગયું તે જોઇને હસી પડી; કે જેને માટે તેમને આટલા બધા મહિના સુધી ઘુંચવણ અને ગુસ્સામાં રહેવું પડયું હતું.

"અને તેના મિત્રની ચારે તરફની આતુર નજરનું છેવટ આ! આવ્યું !" તેણી બોલી ઉઠી "તેણીની બ્હેનનું બધું જુઠાણું

અને યુક્તિનું છેવટ ! અને તે પણ સુખીમાં સુખી, શાણામાં શાણું અને અતિશય વાજબી છેવટ !”

થોડીજ મીનીટમાં મિ. બિંગ્લે આવીને તેણીની સાથે સામેલ થયો, કે જેનો તેણીના બાપની સાથેનો મેળાપ બહુજ ટુંકા વખતનો અને મુદ્દા ઉપર જ થયો હતો.

“ તમારી બ્હેન કયાં છે ? ” જેવાં તેણે દ્વાર ઉઘાડયાં તેવો જ તે બોલી ઉઠયો.

“ માળ ઉપર મારી માતાની જોડે છે. હું હિંમતથી કહું છું કે તેણી એક ઘડીમાં નીચે આવી જશે. ”

પછી તેણે દ્વાર બંધ કરી દીધાં અને તેણીની પાસે જઇને એક બ્હેન તરીકેની ભલી ઇચ્છાઓ તથા સ્નેહનો દાવો કર્યો. ઇલિઝાબેથે તેમની સગાઇના ભાવિ તરફ પ્રામાણિકપણે અને અંતઃકરણપૂર્વક પોતાનો આનંદ પ્રદર્શિત કર્યો. તેમણે ઘણી જ માયાળુતાથી હસ્તધૂનનનો વિધિ કર્યો; અને જયાં સુધી તેણીની બ્હેન નીચે આવી, ત્યાં સુધી તેણીને તેના પોતાના સુખના સંબંધમાં તેને જે કહેવાનું હતું તે બધું તથા જેઇનની સંપૂર્ણતાઓ વિષે સાંભળવું પડયું. અને જો કે તે પોતે પ્રેમી હતો છતાં પણ ઇલિઝાબેથ, આનંદની તેની બધી આશાઓ સારી રીતે પાયાદાર હોવાનું ખરેખર માનતી હતી. કારણ કે તેમને પાયા તરીકે જેઇનની સુંદર સમજ શક્તિ તથા તેથી પણ વધારે સુંદર તેનો સ્વભાવ અને તેણીની તથા તેની વચ્ચેની લાગણી અને શોખનું સામાન્ય સામ્ય હતું.

એ દહાડાની સાંજ તે બધાંને કાંઇ સાધારણ આનંદની નહોતી. મિસ બેનેટના મનને જે સંતોષ થયો તેથી તેના ચ્હેરા ઉપરનો રંગ એવો બદલાયો કે જેથી તેણી હમેશના કરતાં વધારે સુંદર જણાઇ. કીટી તો નાચવા લાગી અને આનંદ પામી અને તેને એવી આશા બંધાઇ કે હવે તેણીનો વારો પણ થોડા જ વખતમાં આવે છે. મિસિસ બેનેટ, જો કે મિ. બિંગ્લેની સાથે અડધા કલાક સુધી બીજા કશાની વાત કરતી નહોતી તો પણ તેણી પોતાની લાગણીઓ શાન્ત થાય એટલા ઉત્સાહી શબ્દોમાં પોતાની સંમતિ આપી શકી નહીં અગર પોતાની પસંદગી બતાવી શકી નહી; અને જયારે મિ. બેનેટ વાળુ વખતે તેમની સાથે સામેલ થયો ત્યારે તેનો અવાજ અને રીતભાત સ્પષ્ટ રીતે જણાવી આપતાં હતાં કે તે કેટલો ખરેખર સુખી થયો હતો.

તો પણ જયાં સુધી તે મુલાકાતે આવનાર પરોણાએ રાત્રે જવાની રજા લીધી ત્યાં સુધી તેના હોઠમાંથી તે વિષેનો એક શબ્દ પણ નીકળ્યો નહી! પણ જેવો તે ગયો કે તુરત જ તે પોતાની દીકરીઓ તરફ વળ્યો અને કહ્યું—

"જેઇન, તને હું અભિનંદન આપુ છું. તું એક ઘણી જ સુખી સ્ત્રી નીવડીશ."

જેઇન તુરત જ તેની પાસે ગઇ, તેને ચુમ્બન કર્યું અને તેની ભલાઇ માટે તેનો આભાર માન્યો.

"તું એક સારી દીકરી છે," તેણે ઉત્તર આપ્યો. "અને તારૂં ઠેકાણું આવી રીતે સુખેથી પડશે એવો વિચાર આવતાં મને ઘણો આનંદ થાય છે. તમે બહુ જ સારી રીતે સાથે રહી

શકશો; તે વિષે મને એક પણ શંકા નથી. તમારા સ્વભાવો કોઇ રીતે જુદા નથી. તમે દરેક જણ એટલાં બધાં મળતાવડાં છો કે કશાથી પણ તમે કદી જુદાં પડી શકશો નહી; તમે દરેક જણ એવાં તો સરળ સ્વભાવનાં છો કે દરેક નોકર તમને છેતરી જશે; અને એટલાં બધાં ઉદાર છો કે તમે તમારી આવક કરતાં હમેશાં વધુ ખર્ચમાં ઉતરશો."

આ સમયથી બિંગ્લે અલબત લોંગબોર્નની હમેશ મુલાકાત લેનાર બન્યો. વારંવાર નાસ્તાના સમય અગાઉ આવવું અને અને વાળુના સમય પછી સુધી હમેશાં રહેવું. માત્ર જયારે કોઈ જંગલી પાડોશી કે જેનો પુરતી રીતે તિરસ્કાર થઇ શકતો ન હોય, તેણે જમવા માટેનું આમંત્રણ તેને આપ્યું હોય અને જે આમંત્રણ સ્વીકારવાને તે પોતાને બંધાયલો માને તે સીવાય.

## પ્રકરણ ૪૩.

બિંગ્લેનો સંબંધ જેઈનની સાથે ગોઠવાઇ ગયા પછી આશરે એક અઠવાડીએ એક દિવસે સવારે જયારે તે અને કુટુમ્બની બીજી અબળાઓ જમવાના ઓરડામાં એકત્ર બેઠેલાં હતાં એવામાં ગાડીના અવાજથી તેમનું ધ્યાન એકાએક બારી તરફ ખેંચાયું; અને તેમણે ચાર ઘોડાવાળી ગાડીને રસ્તા તરફ જતાં જોઇ; મુલાકાતે આવનારાઓ માટે તો તે સમય સવારમાં અતિ વહેલો ગણાય અને પોષાકનો જે દેખાવ હતો તે ઉપરથી કોઇ પાડોશી હોય એમ જણાતું નહોતું. ઘોડાઓ ટપાલના

હોય એમ લાગતું હતું; અને ગાડી તેમ જ આગળ ચાલતા નોકરનો પોષાક બેમાંથી એકે તેમને પરિચિત નહોતાં. પરંતુ એટલું તો નક્કી થયું કે કોઈક આવે છે, તેથી બિંગ્લેએ તુરત જ મિસ બેનેટને એવું સમજાવ્યું કે આવા વગર આમંત્રણવાળાની સાથે ગોંધાઈ રહેવાથી દૂર થઇ તેની સાથે કુંજમાં ચાલ્યા આવવું. તેઓ બંને જણ નીકળી ગયાં અને ત્યાં રહેલાં ત્રણેજ અનુમાન કરવા લાગ્યાં, અને તે પણ જયાં સુધી દ્વાર ઉઘાડી નાખવામાં આવ્યાં અને તેમની મુલાકાતે આવનારનો પ્રવેશ થયો ત્યાં સુધી થોડા જ સંતોષની સાથે. તે લેડી કેથરાઈન ડીબોર હતી.

અલબત, બધાંએ આશ્ચર્ય પામી જવાનો ઇરાદો રાખ્યો હતો; પણ તેમને જે અચંબો થયો તે તેમના ધાર્યા કરતાં હદપારનો હતો; અને મિસિસ બેનેટ અને કીટીને જો કે તેણી ઓળખતી નહોતી તો પણ તેમને તો ઇલિઝાબેથ કરતાં ઘણો જ ઓછો અચંબો થયો.

તેણી, રીવાજ મુજબ અમાયાળુ કરતાં પણ વધારે અભિમાનથી ઓરડામાં દાખલ થઇ. ઇલિઝાબેથની સલામનો માથાને જરા નમાવવા કરતાં વિશેષ કાંઈ ઉત્તર વાળ્યો નહી અને એક પણ શબ્દ બોલ્યા વિના બેઠી. જયારે તે દાખલ થઇ ત્યારે ઇલિઝાબેથે પોતાની માતાની આગળ તેણીના નામનો ઉલ્લેખ કર્યો હતો, જો કે ઓળખાણ કરાવવાની કાંઇ પણ વિનતિ કરવામાં આવી નહોતી.

મિસિસ બેનેટ જો કે આવા મોટા અગત્યના પરોણાની મુલાકાતથી ફુલાઇ ગઇ હતી અને બધી તરફથી આશ્ચર્ય પામી

હતી, તો પણ તેણીને અત્યંત સભ્યતાથી આવકાર આપ્યો. એક પળવાર સુધી ચૂપ બેસી રહ્યા પછી તેણીએ ઘણી જ અક્કડાઇથી ઇલિઝાબેથને કહ્યું—

"મિસ બેનેટ, મને આશા છે કે તમે તંદુરસ્ત છો. હું ધારૂં છું કે પેલાં બાનુ તમારી માતા થાય છે.

ઇલિઝાબેથે ઘણોજ ટુંકમાં ઉતર આપ્યો કે "હા તેણી મારી માતા છે."

"અને હું ધારૂં છું કે પેલાં તમારાં એક બ્હેન થાય."

"હા, બાનુ," લેડી કેથરાઇનની સાથે વાત કરવાને રાજી થયેલી મિસિસ બેનેટ બોલી. "તે મારી સૌથી નાનીથી મોટી છોકરી છે. મારી સૌથી નાની દીકરીનાં હમણાંજ લગ્ન થઇ ગયાં અને મારી સૌથી મોટી દીકરી આટલામાંજ આસપાસ કયાંક છે—એક યુવાન માણસની સાથે ફરતી હશે, અને હું માનું છું કે તે થોડાજ વખતમાં કુટુમ્બનો એક ભાગ બની જશે."

"તમારે અહીં બાગ બહુજ નાનો છે." થોડો વખત ચૂપ રહીને લેડી કેથરાઈન વળતાં બોલી ઉઠયાં.

"બાનુ, હું હિમ્મતથી કહું છું કે રોમીંગ્ઝની સરખામણીમાં આ કાંઇજ હિસાબમાં નથી; પણ હું તમને ખાત્રી આપું છું કે સર વિલિયમ લુકાસના કરતાં તો તે ઘણોજ મોટો છે.

"ઉનાળામાં સાંજની વખતે બેસવા માટે આ ઓરડો બહુજ અગવડ પડતો થતો હોવો જોઇએ. બારીઓ પુરેપુરી આથમણી દિશાએ છે."

મિસિસ બેનેટે તેણીને ખાત્રી આપી કે ખાણું લીધા પછી તેઓ ત્યાં કદી બેસતાં નથી અને પછી જણાવ્યું કે—

"આપને એટલું પુછવાની હું રજા લઉ છું કે આપ જયારે અહીં આવવા નીકળ્યાં ત્યારે મિ. અને મિસિસ કોલીન્સ સાજાં-તાજાં હતાં ને?"

"હા, ઘણાંજ સારાં હતાં. મેં તેમને બન્નેને ગઇ પરમ દિવસે રાત્રે જોયાં હતાં."

ઇલિઝાબેથે હવે એમ ધાર્યું કે તે શાર્લોટથી કોઇ કાગળ લાવેલો રજુ કરશે, કારણ કે તેણીના મળવા આવવાનો એજ એક સંભવિત હેતુ હતો. પરન્તુ કોઇ કાગળ જણાયો નહી અને તેણી તદન ગુંચવાઇ ગઇ.

મિસિસ બેનેટે ઘણીજ સભ્યતાથી તે નામદાર બાનુને થોડો નાસ્તો કરવાની વિનંતિ કરી. પણ લેડી કેથેરાઇને ઘણીજ દઢ-તાથી અને વળી ઘણી સભ્યતા વિનાજ કાંઇ પણ જમવાની ના પાડી, અને પછી ઉભી થઇને તેણે ઇલિઝાબેથને કહ્યું—

"મિસ બેનેટ, તમારા મકાનના રસ્તાની એક બાજુએ એક પ્રકારનું સુંદર જંગલ આવેલું છે. જો તમે મારી સાથે આવવાની મહેરબાની કરો તો હું તેમાં એક આંટો મારવાથી રાજી થઇશ."

"મારી વ્હાલી દીકરી, જા ત્યારે" તેણીની માતાએ કહ્યું "અને તેઓને જુદા જુદા રસ્તેથી બતાવ. હું ધારૂં છું કે તેણી એકાંતવાસથી ખુશી થશે."

ઇલિઝાબેથે તે કહેવું માથે ચઢાવ્યું અને પોતાની છત્રી લેવા પોતાના ઓરડામાં દોડી જઇને પછી નીચે પોતાના ઉમરાવ

કુટુમ્બના પરોણાની પાસે હાજર થઇ. જેવાં તેઓ દિવાનખાના-માંથી પસાર થયાં કે તેવાંજ લેડી કેથેરાઇને જમવાના દિવાન-ખાનામાં તથા મળવાના હોલમાં પડતાં દ્વાર ઉઘાડયાં અને બન્ને જણનાં નામો ઉચ્ચારી તથા એ સુંદર દેખાતા ઓરડામાં થોડો વખત નજર કરી ચાલ્યાં ગયાં.

તેણીની ગાડી દ્વાર આગળજ રહી અને ઇલિઝાબેથે જોયું કે તેણીની એક દાસી તેમાં બેઠેલી હતી. તેઓ કાંકરાવાળા રસ્તે થઇને જયાં ઝાડીમાં જવાતું હતું ત્યાં ચૂપ થઇને ચાલ્યાં; જે સ્ત્રી સામાન્ય રીતની ઉદ્ધત અને મળતો ન આવે એવા સ્વભાવ ક-રતાં પણ કાંઇક વિશેષ જણાતી હોય, તે સ્ત્રીની સાથે વાતચિત કરવા પ્રયત્ન નહી કરવાનો નિશ્ચય હતો.

"તેણીની ભત્રીજીની પેઠેજ તેણીના સંબંધમાં હું કેવી રીતે વિચાર કરી શકું?" જેવું તેણીએ તેના સામું જોયું, તેવુંજ તે બોલી.

જેવાં તે બન્ને જણ ઝાડીમાં પેઠાં કે તુરતજ લેડી કેથેરા-ઇને નીચે પ્રમાણે શરૂઆત કરી—

"મિસ બેનેટ, અહીં મુસાફરીએ આવવામાં મારો શો હેતુ છે તે સબંધમાં તમે સમજયા વિના તો રહ્યાં નહી હો. તમારૂં પોતાનું હૃદય, તમારૂં અંતર તમને કહેતુંજ હશે કે હું શાથી અહીં આવી છું."

ઇલિઝાબેથ અકૃત્રિમ આશ્ચર્યથી સામે જોઇ રહી.

"ખરેખર, બાનુ, તમારી ભુલ થાય છે. તમને અહીં આ-વેલાં જોવાનું મને જે માન મળ્યું છે તેનું કારણ હું બીલકુલ સમજી શકી નથી."

"મિસ બેનેટ" તે બાનુએ ગુસ્સાના અવાજથી જવાબ આપવા માંડયો, "તમારે એટલું જાણવાની જરૂર છે કે મને એવી રીતે ઉડાવવાની નથી. પરંતુ તમે ગમે તેટલાં હૃદયહીન થવાનું ધારો તો પણ મને તો તમે એવી જોઈ શકશો નહીં. મારૂં ચારિત્ર્ય હમેશાં સહૃદયતા અને ખુલ્લા દિલથી બોલવા માટે પ્રસિદ્ધ છે, અને આના જેવા અણીના કામમાં તો હું એ ચારિ-ત્ર્યથી જરા પણ ચ્યુત થવાની નથી. બે દિવસ અગાઉ મારા કાને એક બહુ ભયંકર સમાચાર આવ્યા છે. મને એમ કહેવામાં આવ્યું કે ફક્ત તમારી બ્હેનનાંજ ઘણી લાભકારક રીતે લગ્ન થવાનાં છે; એટલુંજ નહીં પણ એમ પણ મને કહ્યું કે તમે એટલે કે મિસ ઇલિઝાબેથ બેનેટ, બધા સંભવથી, પછીથી થોડાજ વખતમાં મારા ભત્રીજા–મારા પોતાના ભત્રીજા–મિ. ડાર્સીની સાથે લગ્નની ગ્રંથીથી જોડાનાર છો. જો કે હું જાણું છું કે તે એક કલંકિત અસત્ય હોવું જોઇએ–કેમકે એ બાબતમાં સત્ય હશે એમ ધારી લેવા જેટલી તેની લાગણી દુઃખાવવા રાજી નથી–તો પણ હું તુરતજ આ સ્થળે આવવા માટે નીકળવાનો નિશ્ચય કરીને આવી છું જેથી મારી જે મનોભાવનાઓ છે તે તમને જણાવી દઉં"

"જો તમે એ સત્ય હોવાનું અશક્યજ માનતાં હો," આશ્ચર્ય અને તિરસ્કારના ભાવવાળા ચ્હેરાથી ઇલિઝાબેથ બોલી "તો મને એ નવાઇ લાગે છે કે તમે એટલે બધે આવવાની તસ્દીજ કેમ લીધી, આથી આપ નામદાર બાનુ શું સૂચના કરવા માંગો છો?"

"હું એ સમાચારને એકદમ સર્વત્ર ખોટા છે એવું જાહેર થવાનો આગ્રહ કરવા આવી છું."

"તમારૂં, લૉંગબોર્નમાં મને તથા મારા કુટુમ્બને મળવા આવવું, તેનાથી તો ઉલટી તે બાબત નક્કી થયેલી જણાશે" ઇલિઝાબેથે ઠંડે પેટે જવાબ આપ્યો; "જો એવા સમાચાર ફેલાયા હોય તો."

"તો! ત્યારે શું તમે તેનાથી અજ્ઞાત હોવાનો ડોળ કરવા માંગો છો? શું તે સમાચાર તમેજ મહેનત કરીને ફેલાવેલા નથી? તમે નથી જાણતાં કે એવા સમાચાર બહારગામ ફેલાયેલા છે?"

"મેં તો એવું સાંભળ્યું નથી કે બહારગામ એવા સમાચાર ફેલાયા છે."

"અને શું એવીજ રીતે તમે એમ પણ જાહેર કરી શકો છો કે તે માટે કાંઇ આધારજ નથી."

"આપની સાથે આપના જેટલુંજ ખુલ્લું દીલ કરવાનો હું ડોળ કરતી નથી. તમે કેટલાક સવાલો એવા પણ પુછો કે જેના જવાબ આપવાનું હું પસંદ ન પણ કરૂં."

"આમાં કાંઇ સહન કરવાનું નથી! મિસ બેનેટ, મને સંતુષ્ટ કરવામાં આવવીજ જોઇએ એવો મારો આગ્રહ છે. તેણે–મારા ભત્રીજાએ તમારી પાસે લગ્નની માંગણી કરી છે?"

"તે તો આપે અશક્ય હોવાનું જાહેર કરી દીધું?"

"એ અશક્ય જ હોવું જોઇએ; જયાં સુધી તેનામાં વિવેકથી ચાલવાની શક્તિ છે ત્યાં સુધી તો તે અશક્ય જ થવું જોઇએ. પરન્તુ કાંઈ ગાંડછા આવી હોય, એ વખતે તમારી યુકિતઓ અને

લાલચથી, તે તેની પોતાની જાતનો અને તેના આખા કુટુમ્બનો કેટલો આભારી છે તે કદાચ ભુલી ગયો હોય. તમે જ તેને તેમાં લલચાવીને ધર્યો હોય."

"જો એમ જ કર્યું હોય તો તે કબુલ કરવામાં હું વળી છેલ્લી જ વ્યક્તિ છું,"

"મિસ બેનેટ, તમને ખબર છે કે હું કોણ છું? આવી ભાષાથી હું બીલકુલ પરિચિત નથી. દુનિયામાં તેની સૌથી નજીકની સગી હું છું, અને તેનાં વહાલામાં વહાલા સંબંધથી જાણીતી થવાનો મારો હક છે."

"પરન્તુ મારો સંબંધ જાણવાનો તમને હક નથી; તેમ જ આના જેવા વર્નનથી સ્પષ્ટવકતા થવાની મને કદિ પણ લાલચ થશે નહી."

"મારૂં કહેવું બરાબર સમજાય તેમ થવા દો. આ લગ્ન કે જેની તમે આશા રાખવાનો ડોળ કરો છો, તે કદી પણ થઇ શકશે નહીં, કદી નહીં. મિ. ડાર્સી મારી પુત્રીની સાથે બંધાયેલો છે. હવે તમારે શું કહેવું છે?"

"આટલું જ કહેવાનું છે કે જો તે એમ બંધાયો હશે, તો તમારે એમ માનવાનું કારણ નથી કે તે મારી આગળ કાંઇ માંગણી કરશે."

લેડી કેથેરાઈન એક પળવાર સુધી અચકી ગઇ અને વળી જવાબ આપ્યો—

"તેમના વચ્ચે જે વચન અપાયાં છે તે ખાસ પ્રકારનાં છે તેમનાં બચપણના વખતથી તેઓ એક બીજાને માટે જ ધારી

લેવામાં આવ્યાં છે. તેની માતાની તેમ જ તેણીની માતાની એ માનીતી ઇચ્છા હતી. જયારે એ બન્ને પારણામાં હતાં ત્યારે અમે જ એમની જોડીની યોજના કરી હતી; અને હવે, જયારે બન્ને બ્હેનોની ઇચ્છા તેમનાં લગ્નથી પૂર્ણ થવા આવી ત્યારે હલકા કુટુમ્બમાં જન્મ પામેલી, દુનિયામાં કાંઇપણ અગત્ય નહીં ધરાવતી એવી અને એ કુટુમ્બની સાથે જરાય સંબંધવાળી નહીં એવી યુવાન સ્રીથી શું તે ઇચ્છા પૂર્ણ થતી અટકાવવામાં આવે ? તેના મિત્રોની ઇચ્છાની તમે જરાય દરકાર નથી કરતાં ? તેના, મિસ ડીબરો સાથેના ગુપ્ત બંધનની પણ દરકાર કરતાં નથી ? વિવેક અને સલુકાઇની કોઇપણ લાગણી તમારામાં રહી નથી ? તમે મને શું એમ બોલતાં સાંભળી નથી કે તેના બચપણના સમયથી જ તે, તેની પિત્રાઇ બ્હેનને માટે નિર્માણ કરાવાયેલો છે ? ”

“ હા, અને તે મેં પહેલાં સાંભળ્યું હતું, પણ તેથી મને શું ? જો તમારા ભત્રીજાની સાથે પરણવામાં મને બીજો કાંઇ વાંધો આવતો ન હોય તો, તેની માતા અને તેની કાકીની ઇચ્છા તેને મિસ ડીબરો સાથે પરણાવવાની હતી એવું જાણવાથી હું કાંઇ તેની સાથે લગ્ન કરતાં ખરેખર અટકીશ નહીં. તે લગ્ન ગોઠવવા માટે તમે તમારાથી બન્યું તેટલું કરી ચુકયાં છો; પણ તે પૂર્ણ થવાં કે કેમ તેનો આધાર બીજા ઉપર હતો; જો મિ. ડાર્સી પોતાની પ્રતિષ્ઠાથી તેમ જ પોતાના મનની વૃત્તિથી પોતાની પિતરાઈ બ્હેનમાં ગુંથાઇ ગયો ન હોય તો, શા માટે તે બીજી પસંદગી કરી ન શકે ? અને જો તે પસંદગીમાં હું જ આવતી હોઉં, તો હું શા માટે તેમનો સ્વીકાર ન કરૂં ? ”

" કારણ કે પ્રતિષ્ઠા, સભ્યતા, ડહાપણ—અરે હિતને ખાતર પણ તેમ નહીં કરવાની જરૂર છે. હા, મિસ બેનેટ, હિતને ખાતરજ; જો મિસ બેનેટ, તમે જાણી જોઇને બધાંઓની વૃત્તિની વિરૂદ્ધ થઇને વર્તશો તો તેના કુટુમ્બ અગર મિત્રોની નજરે પડવાની આશા રાખી શકશો નહીં. તમારી નિંદા થશે, તમને કોઇ ગણશે નહી અને તેની સાથે સંબંધ ધરાવનાર દરેક જણ તમને ધિક્કારશે. તમારા બન્નેનું યુગલ થવાથી તે એક કલંકરૂપ થશે; તમારા નામનો ઉલ્લેખ સુદ્ધાં અમે કોઈ કરીશું નહીં."

" આ બહુ દુર્ભાગ્યની વાતો છે." ઇલિઝાબેથે ઉત્તર આપ્યો. " પરન્તુ મિ. ડાર્સીની પત્ની, તેણીની સ્થિતિને અંગે જે જે સુખનાં અસાધારણ સાધનોની જરૂર હશે, તે હોવાંજ જોઇશે કે જેથી કરીને એકંદરે તેણીને પસ્તાવાનું કાંઇ કારણ રહે નહી."

" અરે હઠીલી અને જબરા માથાવાળી છોકરી ! તને જોઇને મને શરમ આવે છે! ગઈ વસંત ઋતુમાં મેં તારી તરફ આટલી સંભાળ રાખેલી તેનો આ બદલો છે ? એને માટે શું તારા ઉપર મારો કાંઈ આભાર નથી ? આપણે જરા નીચે બેસીએ. મિસ બેનેટ, તમારે એમ સમજી લેવાનું છે કે, અહીંઆં હું મારો હેતુ પાર પાડવાના મક્કમ ઠરાવથીજ આવેલી છું; તેમજ તેમાંથી હું જરાય ખસવાની નથી. કોઇ પણ વ્યક્તિના મગજના ફાંટાઓ આગળ હું નમી જવાની નથી. હું નિરાશાઓને સહન કરવાની ટેવવાળી નથી. "

" એથી તો આપની સ્થિતિ હાલમાં વધારે દયાજનક થઇ પડશે; પણ તેથી મારી ઉપર કોઇ જાતની અસર થશે નહી. "

" મારી વચમાં બોલવાનું હું સાંખતી નથી ! ચૂપ રહીને મારૂં કહેવું સાંભળ. મારી દીકરી અને મારો ભત્રીજો અરસપરસ એક બીજાને માટે નિર્માણ થયેલાં છે. માતાના કુટુમ્બપક્ષ તરફથી તેઓ ઉમદા વંશથી ઉતરેલાં છે; અને પિતાના કુટુમ્બ તરફથી પણ જો કે કોઇ ખીતાબ ધરાવનાર નહીં તોપણ પ્રતિષ્ઠિત, આબરૂદાર કુટુમ્બનાં છે. બન્ને પક્ષ તરફથી તેમનું ભાવિ સુંદર છે. તેમનાં કુટુમ્બનાં દરેક માણસનો અવાજ એવો છે કે તે બન્ને એક બીજાને માટે જ નિર્માણ થયેલાં છે; અને તેમને વિખુટાં પાડનાર કોણ છે? કુટુમ્બની બહારની, સંબંધ વિનાની અને કાંઇ પણ દોલત નહીં ધરાવનારી એક યુવાન્ અબળાના હમણાંજ ઉભા થયેલા તરંગો ! શું એ સહન કરી શકાય ? પણ તે સહન થવા જ ન જોઇએ, અને સહન થશે પણ નહીં ! જો તમને તમારા પોતાના કલ્યાણનું ભાન હોય તો જે કુટુમ્બવાળા ક્ષેત્રમાં તું ઉછરીને મોટી થઇ છે તે છોડી દેવાની તારી ઇચ્છા થશે નહીં."

" તમારા ભત્રીજાને પરણવાથી, હું તે ક્ષેત્ર છોડી દઉં છું એમ મારે ધારી લેવાની જરૂર નથી. તે એક સદ્ગૃહસ્થ છે; હું પણ એક સદ્ગૃહસ્થની પુત્રી છું; એટલા પુરતાં અમે બરાબરીયાં છીએ. "

" એ તો ખરૂં. તમે એક સદ્ગૃહસ્થની પુત્રી છો. પણ તમારી માતા કયા કુટુમ્બની હતી ? તમારી કાકીઓ અને કાકાઓ કોણ છે ? તેમની સ્થિતિથી હું અજાણી હોઉં એમ ધારવું નહીં. "

" મારાં સંબંધીઓ ગમે તેવાં હોય તોપણ જો તમારા [illegible]ને એને માટે વાંધો ન હોય તો તેથી મને કાંઈ પણ પ્રતિબંધ આવતો નથી. " ઇલિઝાબેથે ચોખ્ખું કહી દીધું.

"ત્યારે મને હવે છેવટનું કહી દ્યો કે તમે તેની સાથે વચનથી બંધાયેલાં છો ?"

જો કે લેડી કેથેરાઇનના માત્ર આભારને ખાતર ઇલિઝાબેથે આ સવાલનો જવાબ આપ્યો ન હોત, તોપણ તેણી, થોડી પળ સુધી વિચાર કર્યા પછી એટલું બોલ્યા વિના રહી શકી નહીં કે "ના, હું બંધાયેલી નથી."

લેડી કેથેરાઈન ખુશ થયેલી જણાઈ.

"અને એવા બંધનમાં કદી નહીં ઉતરવાનું તમે મને વચન આપશો ?

"એવી જાતનું કોઇ વચન હું આપીશ નહીં."

"મિસ બેનેટ, મને ધ્રાસ્કો પડે છે, અરે અચંબો થાય છે. તમને હું એક વધારે વિચારવાળાં યુવાન્ સ્ત્રી ધારતી હતી. પરન્તુ હું કદી પણ મારા નિશ્ચયમાં ડગીશ એવી માન્યતાથી તમે છેતરાતાં નહીં. જયાં સુધી મને જોઇતી ખાત્રી આપશો નહી ત્યાંસુધી હું જવાની નથી."

"અને હું ખરેખર એવી ખાત્રી કદી આપવાની નથી. એવી તદ્દન અવિચારીપણાની બાબતમાં ઉતરવાને હું કદી પણ ડરીશ નહીં. તમારી ઇચ્છા તમારી પુત્રીને મિ. ડાર્સી સાથે પરણાવવાની છે; પરન્તુ તમે જે વચનની ઇચ્છા રાખી છે તે વચન હું આપું તો તેથી શું તેમનાં લગ્ન થવાનો વધારે સંભવ છે ? એમ ધારો કે મિ. ડાર્સી મારી સાથે વચનથી બંધાયેલા છે, તો તેની માંગણીનો સ્વીકાર કરવાની હું ના પાડું તેથી શું તે પોતાની પિતરાઇ બ્હેનની સાથેજ લગ્ન કરવાની ઇચ્છા કરશે ? લેડી કેથેરાઇન,

મને એવું કહી દેવાની રજા આપશો કે જે દલીલો વડે તમે આ અસાધારણ અરજીને ટેકો આપ્યો છે તે દલીલો, તમારી અરજ જેટલી ખોટા વિચારવાળી છે તેટલીજ, છોકરવાદી જેવી છે. જો તમે એમ ધારતાં હો કે આના જેવી સમજાવટોથી હું કોઇ રીતે બદલાઇ જઇશ, તો તમે મારા ચારિત્ર્યની બાબતમાં મોટી ભૂલ ખાધી છે. તમારા ભત્રીજાના કામકાજમાં તમે વચ્ચે માથું મારો છો તે કાર્યને તે કેટલું પસંદ કરશે તે હું કહી શકતી નથી; પણ ખરેખર મારા કાર્યની અંદર વચ્ચે આવવાનો તમને કાંઇજ હક્ક નથી; તેથી કરી આ વિષય ઉપર હવે ફરીથી કાંઇપણ નહીં બોલવાની મારે આપને અરજ કરવી જોઇએ."

"ત્યારે મારા ભત્રીજાની પ્રતિષ્ઠા અને આબરૂને માટે તને જરાય દરકાર નથી! લાગણી વગરની અને સ્વાર્થી છોકરી! તને શું એવો વિચાર આવતો નથી કે તારી સાથે સંબંધ થવાથી દરેક જણની નજરે તેની ગેરઆબરૂ થશે?"

"લેડી કેથેરાઈન, મારે હવે વિશેષ કાંઇ કહેવાનું નથી. મારા મનોભાવ તમે જાણી લીધા છે."

"ત્યારે તેનો સ્વીકાર કરવાનો તમારો નિશ્ચય છે?"

"મેં એવું કાંઇ કહેલું નથી. મારો નિશ્ચય તો માત્ર એવો છે કે જે રીતિથી મારૂં સુખ થશે એમ મને લાગે, તે પ્રમાણે તમને અગર તો મારી સાથ તમારી પેઠે તદ્દન સંબંધ વિનાની બીજી કોઇ વ્યકિતને પૂછયા વિનાજ વર્તવું."

"તે ઠીક છે. ત્યારે તમે મને આભારી કરવાની ના પાડો છો. ફરજ, પ્રતિષ્ઠા અને આભારના હકોને માન્ય કરવાની તમે ના

પાડો છો. તેના બધા મિત્રોના અભિપ્રાયમાં તેનો નાશ કરવા, અને દુનિયામાં તેને તિરસ્કારનું પાત્ર બનાવવાનો તમારો નિશ્ચય છે."

"આ હાલના દાખલામાં તો ફરજ, પ્રતિષ્ઠા કે આભારનો મારા ઉપર કાંઇ હક નથી." ઇલિઝાબેથે ઉત્તર આપ્યો. "મી. ડાર્સી સાથે મારાં લગ્ન થવાથી તેમાંના કાંઇપણ સિદ્ધાંતનો ભંગ થવાનો નથી. અને તેના કુટુમ્બના રોષના સંબંધમાં તેમ જ દુનિયાના ક્રોધને માટે તો, જો પહેલો મારા તેની સાથેના લગ્નથી ઉત્પન્ન થાય તો, તેથી મને એક પળ પણ ચિન્તા થશે નહીં—અને એ તિરસ્કારમાં સામેલ થવા કરતાં તો દુનિયામાં સામાન્ય રીતે બુદ્ધિ વધારે હોય છે."

"અને તમારો ખરો અભિપ્રાય આ છે ત્યારે? આજ તમારો છેવટનો નિશ્ચય છે? બહુ સારૂં. હવે કેવી રીતે વર્તવું તે હું સારી રીતે જાણું છું. મિસ બેનેટ, એમ ધારી ન લેવું કે હું તમારી કસોટી કરવાજ આવી હતી. અને તમે કાંઇક સમજુ હશો એમ મેં આશા રાખી હતી, પણ એટલું ધ્યાન રાખવું કે હું મારો હેતુ પાર પાડીશજ."

જયાં સુધી ગાડીના બારણા આગળ આવ્યાં ત્યાં સુધી લેડી કેથેરાઇને આ પ્રમાણેની વાત કરવાનું ચાલુજ રાખ્યું. એવામાં તેણીએ ઝડપથી ફરી જઇને ઉમેર્યું—

"મિસ બેનેટ, હું હવે તમારી પાસેથી વિદાયગિરી પણ માંગવા રહેતી નથી. તમારી માતાને સલામ પણ કહેવડાવતી નથી. તમારી પ્રત્યે એવી સંભાળ રાખવાની જરૂર નથી. મને બહુ જ ગંભીર નાખુશી થઇ છે."

ઇલિઝાબેથે કાંઇ ઉત્તર આપ્યો નહી અને તે નામદાર બાનુને પોતાના મકાનમાં પાછાં આવવાને સમજાવવાનો પ્રયત્ન કર્યા વિના જ તેણી ચૂપકીદીથી પોતાના મકાનમાં ચાલી ગઇ. જે વખતે તે માળ ઉપર ચડતી હતી તે વખતેજ ગાડી હંકારાઇ જવાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. પોષાક પહેરવા માટેના ઓરડાના દ્વાર આગળ તેને તેની માતા અધીરાઈથી મળી; તેણે એમ પુછ્યું, " કે લેડી કેથેરાઇન ફરીથી કેમ આવી નહીં અને અહીં આરામ લીધો નહીં ? "

" તેણીને એ પસંદ આવ્યું નહી; " તેની પુત્રીએ કહ્યું; " તેની ઇચ્છા જવાની હતી. "

" તે બહુજ સુંદર-દેખાવની સ્ત્રી છે ! અને તે અહીં મળવા આવી તે અત્યંત સભ્યતાનું કૃત્ય હતું ! કારણ કે હું ધારૂં છું કે તેણી માત્ર એટલુંજ કહેવા આવી હશે કે કોલીન્સ કુટુમ્બીઓ સારાં છે. હું હિંમતથી કહું છું કે તે કયાંઇ બીજે જતાં રસ્તામાં મેરિટન આગળથી પસાર થતાં તને પણ મળીને જવાનું ધાર્યું હશે. લીઝ, મારા ધારવા મુજબ તેણીને તને ખાસ કાંઇ કહેવાનું નહીં હોય ? "

અહીં ઇલીઝાબેથને જરા અસત્ય બોલવાની જરૂર પડી ખરી; કારણ કે તેગની વાતચિતનો મુખ્ય સાર કબુલ કરી દેવો તે અશકય હતું.

## પ્રકરણ ૪૪.

ઇલિઝાબેથે પોતાના મિત્ર તરફથી જેમ પત્રની આશા રાખી હતી તેમ મિ. બીંગ્લે તરફથી એવો કોઇ પત્ર મળવાને બદલે, લેડી કેથેરાઇનની મુલાકાત પછી ઘણા દિવસ પસાર થયા તે પહેલાં, તે મિ. ડાર્સીને પોતાની સાથે લોંગબોર્ન તેડી લાવવા શક્તિમાન્ થયો. તે ગૃહસ્થો વહેલા આવી પહોંચ્યા. તેની કાકીની મુલાકાત કે જે વિષે તેણીની પુત્રીને તે પળે બહુ દહેશત લાગી હતી તે વિષે મિસિસ બેનેટને તેને કહેવાનો સમય મળે તે અગાઉ તો મિ. બીંગ્લે કે જેની ઇચ્છા જેઇનની સાથે એકાંત મેળવવાની હતી તેણે બધાંને બહાર ફરવાની સૂચના રજુ કરી. તેને બધાં સંમત થયા. મિસિસ બેનેટને ફરવાની ટેવ નહોતી. મેરીને તો વખત મળતો નહોતો, પણ બાકીના પાંચ જણાં સાથે બહાર જવા નીકળ્યાં. તો પણ બીંગ્લે અને જેઇને બીજાઓને પોતાની આગળ જવા દીધાં, અને તેઓ પાછળ પડી ગયાં. જયારે ઇલિઝાબેથ, કીટી અને ડાર્સી અરસપરસ વાતચિત કરવાનાં હતાં. કોઇ પણ બહુ બોલ્યું નહિ; કીટી તો ડાર્સીથી એટલી ભડકી ગઇ હતી કે તે કાંઇ બોલી નહીં. ઇલિઝાબેથ મનમાં ને મનમાં ઉન્મત્તના જેવો ઠરાવ કરતી હતી અને કદાચ ડાર્સી પણ એમ જ કરતો હશે.

તેઓ લુકાસ કુટુમ્બના અવાસ તરફ ચાલ્યાં. કારણ કે કીટીની ઇચ્છા મેરીયાને મળવાની હતી અને ઇલિઝાબેથને એ કાર્ય બધાંને સામાન્ય હોવાનું લાગ્યું નહો તેથી જયારે કીટી

તેમને છોડીને ચાલી, ત્યારે તે હિંમતથી તેની સાથે એકલી આગળ ચાલી. હવે તેના નિશ્ચયને આચારમાં મુકવાનો સમય આવી પહોંચ્યો હતો, અને જયારે તેણીની હિંમત બહુ જ થઈ ત્યારે તેણીએ તુરત જ કહ્યું.

"મિ. ડાર્સી, હું ઘણી જ સ્વાર્થી મનુષ્ય છું અને મારી પોતાની લાગણીઓને વિશ્રામ આપવાને ખાતર, તમારી લાગણીઓ કેટલી દુખાશે તેનો હું દરકાર કરતી નથી. મારી ગરીબ બહેન તરફના તમારા અદ્વિતીય માયાળુપણા માટે તમારો આભાર માન્યા વિના હું હવે લાંબો સમય રહી શકતી નથી. જયારથી તે મારા જાણવામાં આવ્યું છે ત્યારથી હમેશાં મને તે બદલ તમારો કેટલો આભાર લાગે છે તે તમારી પાસે કબુલ કરવાને હું અત્યંત આતુર છું. જો તે મારા કુટુમ્બના માણસોનાં જાણવામાં આવ્યું હોત તો મારે માત્ર મારો પોતાના આભાર દર્શાવવાનો હોત નહી."

"હું દીલગીર છું, અત્યંત દીલગીર છું" મિ. ડાર્સીએ આશ્ચર્ય અને લાગણીવાળા અવાજે ઉત્તર આપ્યો. "કે જે બાબ તને ખોટા સ્વરૂપમાં સમજયાથી તમને બેચેની થઈ છે. તેની તમને કદી પણ ખબર આપવામાં આવી છે? મેં એમ નહીં. ધારેલું કે મિસિસ ગાર્ડીનર ઉપર આટલોજ વિશ્વાસ મુકવાનો હતો."

"તમારે મારી કાકીને ઠપકો આપવાનો નથી. લિડિયાના અવિચારીપણામાંથી જ મને પ્રથમ એમ જણાવ્યું કે એ બાબતમાં તમારો સંબધ છે અને અલબત જયાંસુધી તેની વિગતો મારા

જાણવામાં ન આવી ત્યાં સુધી હું શાંત રહી શકી નહી. જે ઉદાર દયાથી તમે આટલી બધી મહેનત લેવાને અને આટલા બધી માનહાનિ સહન કરવાને, તેમનો પત્તો મેળવવાના હેતુથી તમે લલચાયા તે માટે મારા આખા કુટુંબની વતી હું ફરી ફરીને તમારો આભાર માનું છું."

"જો તમે મારો આભાર માનતાં જ હો તો તે તમારા એકલાનીજ વતી માનો," તેણે ઉત્તર આપ્યો; "જે જે લાલચોથી હું આગળ દોરાયો છું તેમાં તમને સુખ આપવાની ઇચ્છાથી પણ કંઇક વિશેષ બળ આવ્યું છે એની હું ના પાડવાનો યત્ન કરીશ નહીં. પરંતુ તમારૂ કુટુમ્બ મારૂં ઋણી નથી. હું તેમને ઘણું માન આપું છું એટલે મેં તો તમારો એકલાનોજ વિચાર કર્યો હતો એમ હું માનું છું.

ઇલિઝાબેથ એટલી બધી ગભરાઈ હતી કે તેણીનાથી એક શબ્દ પણ બોલાયો નહીં. થોડો વખત રહીને તેણીના સાથીએજ ઉમેર્યું. "તમે એટલાં બધાં ઉદાર છો કે મારી વાતને નજીવી ગણશો નહીં. જો હજુ પણ તમારી લાગણીઓ ગયા એપ્રીલ માસમાં હતી તેવીજ હોય તો મને એકદમ કહી દો. મારો સ્નેહ અને ઇચ્છાઓ હજુ પણ બદલાયા વિનાની છે; પણ તમારા મુખમાંથી એકજ શબ્દ નીકળે એટલે હું આ વિષયના સંબંધમાં હમેશાં ચૂપજ થઈ જઇશ."

ઇલિઝાબેથને, તેની સ્થિતિનું સામાન્ય કઢંગીપણું અને ચિન્તા કરતાં વિશેષ લાગણી થવાથી હવે તેને બોલવાની ફરજ પડી; અને તુરતજ, જો કે બહુ છટાથી નહી તોપણ, તેને એણે

સમજવાની તક આપી કે જે સમયનો તણે ઇસારો કર્યો હતો ત્યાર પછી તેણીની મનોભાવનાઓમાં એટલો બધો અગત્યનો ફેરફાર થઇ ગયો છે કે, તેની હાલની ખાત્રીઓને આભાર અને આનંદની સાથે આવકાર આપવો. આ ઉત્તરથી જે સુખની ઉત્પત્તિ થઇ, તે એવું હતું કે જેનું તેને અગાઉ કદી પણ લાગ્યું નહોતું, અને આ પ્રસંગે તેણે જેમ એક પુરૂષ પ્રેમના અતિ આવેશમાં આવીને ઉદ્દગારો કાઢવા લાગ્યાનું આપણે ધારીએ, તેટલાજ આ-વેશથી અને તેટલાજ ઉત્સાહથી તેણે ઉદ્દગારો કાઢવા માંડયા. જો ઇલિઝાબેથ તેનાં નેત્રોની સામે જોવાને શક્તિમાન્ થઈ હોત, તો અંતઃકરણનો જે આનંદ ચ્હેરા ઉપર છવાઇ ગયો હતો તેના ઉદ્દગાર તેના ચ્હેરાને કેવી સારી રીતે મળતા આવતા હતા તે, તેણી જોઈ શકી હોત; પણ જો કે તેણી જોઈ શકી નહોતી, તો પણ તે સાંભળી તો શકતી હતી અને તેણે, તેણી તેને કેટલી અગત્યની હતી તે સાબીત કરવા માટે, જે લાગણીઓથી તેનો સ્નેહ દર પળે વધારે અને વધારે કિંમતી થતો જતો હતો તે વિષે પણ તેણીની વાત કરી.

તેઓ આગળ ચાલ્યાં, પણ કઇ દિશામાં જાય છે તેની ખબર નહોતી. તેમને વિચાર કરવાનું, લાગણીઓ થવાનું અને કહેવાનું એટલું બધું હતું કે બીજા કોઇ વિષયમાં તેમનાથી ધ્યાન આપી શકાય નહીં. તેણીને તુરતજ ખબર પડી કે તેમની હાલની સારી સમજુતીને માટે તેઓ તેમની કાકીના પ્રયત્નના આભારી હતાં કે જે લંડન થઇને પાછી ફરતી વખતે તેને મળી હતી, અને ત્યાં પોતાની લૉંગબોર્નની મુસાફરીની હકીકત, તેનો

હેતુ અને ઇલિઝાબેથની સાથે થયેલી વાતચીતનો સાર કહી બતાવ્યો હતો. તેમાં તેણીએ ઇલિઝાબેથનો દરેક ઉદ્દગાર કે જેમાં, તેમની સમજ પહોંચ્યા પ્રમાણે, ખાસ કરીને તેણીની ખાત્રી અને મતીલાપણું સમાયેલાં હતાં. તે દરેક ઉદ્દગારનું ભાર મૂકીને એવી માન્યતાથી વિવેચન કર્યું કે, એ પ્રકારે વર્ણન કરવાથી, જે વચન ઇલિઝાબેથે આપવાની સાફ ના પાડી હતી તે, પોતાના ભત્રીજા પાસેથી મેળવી લેવાના પ્રયત્નમાં મદદરૂપ થઇ પડે. પરન્તુ તેમનાજ કમનસીબે તેની અસર એથી બરાબર ઉલટી રીતનીજ થઇ.

"તેથી તો હું એવી આશા રાખતાં શિખ્યો કે જેવી આશા મેં પ્રથમ ભાગ્યેજ રાખી હોય." તે બોલ્યો: "મને તમારા સ્વભાવની એટલી તો ખાત્રી હતી કે જો તમે સ્વતંત્ર રીતે અને ફરીથી બદલી શકાય નહિ તેમ મારી વિરૂદ્ધનો નિર્ણય કર્યો હોત તો તમે લેડી કેથેરાઇનની આગળ ભોળા દીલથી અને ખુલ્લી રીતે તે કબૂલ કરી દીધું હોત."

ઇલિઝાબેથ શરમાઇ ગઈ અને જવાબ આપતાં હસી પડી." હા, તેવી મારી શક્તિ હોવાનું માનવાના મારા ભોળપણુ વિષે તમે પુરતું જાણો છો. તમારા મ્હોએ તમને એ તિરસ્કારપૂર્વક અપશબ્દો કહ્યા પછી તમારાં બધાં સગાંઓની પાસે પણ તમને ગાળ દેવામાં મને કોઈ રીતની આશંકા આવત નહીં !"

"હું જેને લાયક નહોતો એવું તમે મારા વિષે શું બોલ્યાં છો? કારણ કે, તમારા આરોપોનો પાયો ખોટો હતો, અને તે ભૂલ ભરેલી ધારણા ઉપર ચર્ચાયેલા હતા. તો પણ તે વખતે

તમારી તરફની મારી ચાલચલગત સખ્તમાં સખ્ત ઠપકાને પાત્ર હતી. તે અક્ષમ્ય હતી, હવે તિરસ્કાર આવ્યા વિના હું તે વિષે વિચાર કરી શકતો નથી."

"તે દહાડે સાંજના ઠપકાના મોટા ભાગને માટે આપણે કાંઇ તકરારમાં ઉતરવાનું નથી." ઇલિઝાબેથ બોલી, "બન્ને જણની ચાલચલગતને બરાબર ચોકસાઈથી તપાસવામાં આવે તો તેમાંથી એકેની ચાલ ઠપકો આપવા જેવી જણાશે નહિં. પણ હું આશા રાખું છું કે ત્યાર પછી આપણે બન્ને સભ્યતાના સંબંધમાં સુધર્યા છીએ."

"હું મારી પોતાની જાતને હજુ એટલી સરળતાથી એક કરી શકતો નથી. તે વખતે મેં જે કાંઇ કહ્યું હતું–મારી ચાલ વિષે મારી રીતભાત વિષે અને તે આવા વખત દર્મ્યાન નીકળેલા મારા ઉદ્ગારો વિષે કહ્યું હતું, તેની યાદગીરીથી મને હમણાં દુઃખ થાય છે તથા કહી ન શકાય તેવું ઘણા મહિનાથી દુઃખ થયાં કર્યું છે. તમારો ઠપકો એવો તો સારી રીતે સચોટ લાગ્યો છે કે જે હું કદી ભૂલી જઇશ નહીં. 'તમે જરા વધારે સદ્‌ગૃહસ્થને છાજતી રીતિએ વર્ત્યા હોત તો સારૂં.' એવા તમારા શબ્દો હતા. તમને ખબર નથી અને તમે ભાગ્યેજ ધારી શકો કે તેથી મને કેટલું દુઃખ થયું છે; જો કે હું કબૂલ કરૂં છું કે તે શબ્દોના ન્યાયને સ્વીકારવા જેટલો વિવેક મારામાં આવ્યો તે અગાઉ કેટલોક સમય પસાર થઇ ગયો હતો."

"એ શબ્દો તમારા ઉપર એટલી બધી અસર કરશે એવું મેં ખરેખર ધાર્યું નહોતું. તે શબ્દો તમને એવી રીતે લાગે એવી રીતનો મને જરાય ખ્યાલ નહોતો."

"તે હું સહેજેજ માની શકું છું. તે વખતે તમે મને કોઇ પણ જાતની યોગ્ય લાગણીથી શૂન્ય ધાર્યો હતો, મને ખાત્રી છે કે તમે એવુંજ ધારેલું. તમારા ચ્હેરામાં થયેલો ફેરફાર હું કદી પણ ભૂલીશ નહીં. કારણ કે તમે કહ્યું હતું કે બીજી કોઇ રીતે કે-જે તમને મારો સ્વીકાર કરવાને લલચાવે એવી રીતથી-હું તમને કહી શકયો નહોત."

"અરે! તે વખતે મેં જે કહ્યું હતું તે ફરીથી અહીં કહી બતાવશો નહીં. આવી યાદગીરીઓ બીલકુલ કામ આવશે નહીં. હું તમને ખાત્રી આપું છું કે તેનાથી હું ઘણીજ-અંતઃકરણથી લાંબો વખત થયાં શરમાયા કરૂં છું."

ડાર્સીએ પોતાના પત્રની વાત કરી, "તે પત્રથી-તેણે તુરત મારા વિષે સારો વિચાર કરાવ્યો હતો? તે વાંચીને તેમાંના મજકુરમાં તમે કાંઇપણ વિશ્વાસ રાખ્યો હતો?" તેણે ઉપરા ઉપરી સવાલ કરવા માંડયા.

તે પત્રથી તેણીના ઉપર શી અસર થઇ હતી તે તેણીએ ખુલાસાવાર સમજાવ્યું, તેમજ તેણીની પ્રથમની શંકાઓ કેવી રીતે દૂર થઇ ગઇ હતી તે પણ જણાવ્યું.

"હું જાણતો હતો કે જે મેં લખ્યું હતું તેથી તમને દુઃખ થશે; પણ તેમ થવાની જરૂર હતી." તે બોલ્યોઃ "હું આશા રાખું કે તમે તે પત્રનો નાશ કર્યો છે. તેમાંનો એક ભાગ-અને તેમાં પણ ખાસ કરીને તેનો શરૂઆતનો ભાગ એવો હતો કે જે ફરીથી વાંચી જવાનું બળ તમારામાં હશે એવો મને ભય છે. કેટલાક ઉદ્‌ગારો મને એવા યાદ છે કે જેથી તમે મને વાજબી રીતે ધિક્કારી શકો."

"જો મારી દરકારને જાળવી રાખવા માટે તેમ કરવાની તમે જરૂર માનતા હો તો તે પત્ર ખરેખર બાળી નાંખવામાં આવશેજ. પરન્તુ જો કે આપણને બન્નેને—મારા અભિપ્રાયો તદ્દન બદલી શકાય તેવા નથી—એમ ધારવાનું કારણ છે તો પણ હું આશા રાખું છું કે તેમાં ધારવા પ્રમાણે તો તે એટલા સહેલાઇથી બદલાયા નથીજ."

"જયારે મેં તે પત્ર લખ્યો," ડાર્સીએ જણાવ્યું, "ત્યારે મેં મારી જાતને સંપૂર્ણ રીતે શાંત અને સંયમવાળી ધારી હતી પણ ત્યારથી મારી ખાત્રી થઈ છે કે તે બહુજ ભયંકર અને તીવ્ર જુસ્સાના આવેશમાં લખાયો હતો."

"કદાચ કાગળની શરૂઆત એવી તીવ્રતામાં થઇ હતી, પણ તેનો અંત એવી રીતે આવેલો નહીં. છેવટનો ભાગ તો જાણે દયાનુંજ સ્વરૂપ હોય એવો છે—પણ હવે એ પત્રનો વિચાર કરશો નહીં. જે વ્યક્તિએ તે પત્ર લખ્યો હતો અને જે વ્યક્તિને તે પત્ર મળ્યો હતો તેમની લાગણીઓ, તે વખતે જેવી હતી તેનાથી હવે એટલી બધી વિશાળ ફેરફારવાળી થઇ ગઈ છે કે તેને લગતા દરેક નાખુશ બનાવને ભૂલી જવો જોઇએ. તમારે મારા તત્વજ્ઞાનને પણ કાંઇક શિખવવું જોઇએ—ભૂતકાળના જે સ્મરણથી તમને આનંદ આવે તેટલાનોજ માત્ર વિચાર કરો."

"એવી જાતના કોઇ પણ તત્વજ્ઞાનને માટે હું તમને સાબાશી આપીશ નહીં. તમારાં સિંહાવલોકનો ઠપકાથી એટલાં બધાં તદ્દન શૂન્ય છે કે તેમાંથી જે કાંઈ સંતોષ મળે છે તે તત્વજ્ઞાનનો નહીં પરન્તુ તે કરતાં કાંઇ વધારે સારો, અજ્ઞાનનો

છે. પરન્તુ મારી સાથે તો તે તેમ પણ નથી. દુઃખપૂર્ણ યાદગીરીઓ આવીને ઘુસી જશે કે જેને કાઢી નાંખી શકાય નહીં તેમ જ તે કાઢી નાંખવી જોઇએ પણ નહીં. મારી આખી જીંદગીમાં વ્યવહારૂ રીતે હું સ્વાર્થી જ બન્યો છું, જો કે વિચારમાં તેવો નથી. બચપણમાં મને જે માત્ર ખરૂ હતું તેનું જ શિક્ષણ મળેલું છે; પરન્તુ મારા સ્વભાવને સુધારવાનું મને શિખવ્યું નહોતું. મને સારા સારા સિદ્ધાંતો બતાવ્યા હતા પરંતુ તે પ્રમાણે વર્તવા માટે મગરૂરી અને આત્મપ્રશંસાને શરણે છોડવામાં આવ્યો હતો. દુર્ભાગ્યવશાત્ હું એકનો એક જ પુત્ર હોવાથી ( ઘણાં વર્ષો સુધી હું એકલો જ પુત્ર રહેવાથી ) મારાં માતપિતાએ મને ખરાબ કર્યો હતો; જેઓ, પોતે જો કે ભલાં હતાં તોપણ ( ખાસ કરીને મારા પિતા બધી રીતે પરોપકારી અને મળતાવડા હતા ) તેમણે મને સ્વાર્થી થવા અને દમામ રાખનાર થવા દીધો, તેમાં મને ઉત્તેજન આપ્યું અને તેનું રક્ષણ પણ આપ્યું— એટલે કે મારા પોતાના કુટુમ્બના મંડળ બહારનાની કોઈની દરકાર નહીં કરવા, દુનિયાના બીજા બધા વિષે હલકાઈથી વિચાર બાંધવા અને મારી બુદ્ધિ તથા અગત્યની સરખામણીમાં તેમની બુદ્ધિ તથા મહત્વ છેવટે હલકાં હોવાનું ધારવાની ઇચ્છા કરવાનું પણ શિક્ષણ આપ્યું.

૮ વર્ષની વયથી તે ૨૮ વર્ષ સુધીની ઉમર સુધી હું એવો જ રહ્યો; અને જો તમે મારા વહાલામાં વહાલાં અને પ્રેમમયી ઇલિઝાબેથ, મળ્યાં ન હોત તો હજુ પણ હું એવો જ રહ્યો હોત ! હું તમારો કંઇ વાતનો ઋણી નથી ! તમે મને એક પાઠ શિ-

બન્યો, જે પહેલાં તો ખરેખર કઠીણ હતો પણ ઘણો જ હિત-કારક છે. તમારાથી જ હું બરાબર નમ્ર બની ગયો છું. મારા સ્વીકાર થવા વિષેની જરા પણ શંકા વિના જ હું તમારી પાસે આવ્યો હતો, અને તમે મને બતાવી આપ્યું કે જે સ્ત્રી રાજી થવાને લાયક હોય તેને રાજી કરવા માટેના મારા બધા ડોળ કેટલા બધા અપૂર્ણ હતા.”

“ત્યારે મારે તેમ કરવું જ જોઇતું હતું એમ તમે તમારી જાતને સમજાવી શકયા હતા ?”

“ખરેખર, હું મારી જાતને સમજાવી શકયો હતો. તમે મારી મગરૂરી વિષે શું ધારશો ? મારાં ભાષણોની તમે ઇચ્છા કરશો અથવા આશા રાખશો એવી મારી માન્યતા હતી.” ઇલિઝાબેથને ડાર્સીએ જણાવ્યું.

“મારી રીતભાતોમાં કાંઇક ભૂલ થઇ હશે પણ તેવો મારો ઇરાદો નહોતો એવી હું તમને ખાત્રી આપું છું. તમને છેતરવાનો મેં કદી ઇરાદો રાખેલો નહીં પણ મારા આવેશને લીધે વારંવાર હું આડે રસ્તે કદાચ દોરવાઇ જઉં ખરો. તે દિવસની સાંજ પછી તમે મને કેટલો ધિક્કાર્યો હશે !”

“તમને ધિક્કારૂં ! કદાચ પ્રથમ ગુસ્સો થયો હતો પણ મારો ક્રોધ પછી તરત જ તેની યોગ્ય દિશામાં વહેવા લાગ્યો હતો.”

“જયારે આપણે પેમ્બર્લીમાં મળ્યા ત્યારે તમે મારા વિષે શું ધાર્યું હતું એ પુછવાની મને ઘણી જ બ્હીક લાગે છે. તમે મને આવવા માટે ઠપકો આપ્યો હતો ?”

" ના; ખરેખર નહીં; મને આશ્ચર્ય સવાય બીજું કાંઇ લાગ્યું નહોતું."

" તમને, હું તમારા જોવામાં આવી તેથી મને જે આશ્ચર્ય થયું તે કરતાં વધુ આશ્ચર્ય થયું નહીં હોય; મારા અંતરાત્માએ મને કહ્યું હતું કે હું કોઇ પણ અસાધારણ સભ્યતાને યોગ્ય નથી, અને હું કબુલ કરૂં છું કે મને જે યોગ્ય હતું તે કરતાં વધારે સભ્યતા મળવાની મેં આશા રાખી નહોતી."

" તે વખતે મારો હેતુ મારાથી બની શકે તેટલી સભ્યતા રાખીને તમને એમ બતાવવાનો હતો કે ભૂતકાળની બાબતનો ગુસ્સો કરવા જેટલો હું નીચ નહોતો, અને તમારા ઠપકાઓ તરફ ધ્યાન આપવામાં આવ્યું છે એમ તમને જાણવાની તક આપીને તમારી ક્ષમા મેળવવા અને તમારો ખોટો અભિપ્રાય કમી કરવાની મેં આશા રાખી હતી. બીજી કોઇ જાતની ઇચ્છાઓ તેમની મેળે કેટલી જલદીથી પ્રવેશ પામી હતી તે હું ભાગ્યે જ કહી શકું તેમ છું. પરન્તુ હું એમ માનું છું કે આશરે અડધા કલાક પછી મેં તમને જોયાં હતાં."

પછી તેણે જયોર્જીનીઆને તેણીની સાથેની ઓળખાણથી કેટલો આનંદ થયો તે કહી બતાવ્યું અને તેમાં એકાએક ખલેલ પડવાથી પોતાની નિરાશા પણ જણાવી.

જે સ્વાભાવિક રીતે, તે ખલેલ પડવાના કારણ સુધી પહોંચતાં તેણીને તુરત જ જણાયું કે તેણે, તેણીની બ્હેનની તપાસમાં ડર્બીશાયરથી તેણીની પાછળ જવાનો ઠરાવ, તેણે મુસાફરખાનું છોડયું તે અગાઉથી કરી મુકયો હતો અને તેણીને એમ પણ માલુમ

પડયું કે ત્યાં જે તેનું ગાંભીર્ય તથા વિચારીપણું ઉત્પન્ન થયાં હતાં તે, જેવા હેતુમાંથી થવાં જોઇએ કે તે બીજામાંથી થયાં નહોતાં.

તેણીએ ફરીથી પોતાના તરફથી આભાર માન્યો; પરન્તુ તે વિષય એવો તો દુઃખકારક હતો કે તે ઉપર વિશેષ વિસ્તારથી બોલી શકાય તેમ નહોતું.

કેટલાક માઇલ સુધી આરામથી ચાલ્યા પછી—અને વિચારમાં એટલાં બધાં ગુંથાયાં હતાં કે તેમને તેની કાંઇ પણ ખબર ન રહી—તેમને આખરે પોતાની ઘડીઆળોમાં જોતાં એમ જણાયું કે હવે ઘેર જવાનો સમય થઇ ગયો છે.

" મિ. બિંગ્લે અને જેઈનનું શું થયું હશે!" એવો આશ્ચર્યનો ઉદ્ગાર નીકળતાં તેના સંબંધનો વાદવિવાદ નિકળ્યો. તેમના પરસ્પરના બંધનથી ડાર્સી રાજી થયો હતો; તેના મિત્રે તેની ખબર તેને સૌથી વહેલી આપી હતી.

"તમને તેનું કાંઇ આશ્ચર્ય લાગ્યું હતું કે કેમ તે મારે પુછવું જ પડશે," ઇલિઝાબેથ બોલી ઉઠી.

" જરાય નહી. જયારે હું જતો રહ્યો, ત્યારે મને એમ લાગ્યું હતું કે હવે તેમની જોડી થોડાજ સમયમાં થવી જોઇએ."

"એટલે કે તમે તો તેની રજા આપી દીધી હતી. મેં એટલી અટકળ કરી લીધી હતી."

અને જો કે એ વાકય સાંભળીને તે બુમ પાડી ઉઠયો તોપણુ તેણીને માલુમ પડયું કે તે ઘણું ખરૂં એમજ હતું.

તે બોલ્યો: " હું લંડન ગયો તેના આગલા દિવસે સાંજે તેની પાસે મેં કબુલાત કરી હતી કે જે મારા માનવા પ્રમાણે મારે લાંબા સમય અગાઉ કરવી જોઇતી હતી. તેના કામકાજમાં મેં જે પહેલાં માથું મારેલું તે કૃત્યને મૂર્ખતાવાળું અને જક્કી બનાવનારૂં જે કાંઇ હતું તે બધું મેં તેને કહી દીધું. તેને મોટી નવાઇ લાગી. તેને જરાય શંકા તો લાગી જ નહી. વળી મેં તેને કહ્યું કે તમારી બ્હેન તેના તરફ બેદરકારીથી વર્તે છે એમ જે મેં ધાર્યું હતું તેમાં હું મારી મોટી ભૂલ થયેલી માનું છું, અને હું સહેલાઇથી જોઇ શકયો હતો કે તેણીના તરફનો તેનો સ્નેહ કમી થયો નહોતો તેથી તેમના સાથે રહેવાથી તેમને સુખ થશે એ વિષે મને શંકા નહોતી. "

તેણે પોતાના મિત્રને અમુક દિશાએ જે સહજ રીતિથી દોર્યો તે જાણીને ઇલિઝાબેથ હસ્યા વિના રહી શકી નહી.

" તમે જયારે તેને એમ કહ્યું કે મારી બ્હેન તેને ચ્હાતી હતી, ત્યારે તમે તમારા પોતાના અવલોકનથી બોલ્યા હતા કે ગઇ વસંત ઋતુમાં માત્ર મેં તમને જે બાતમી આપી હતી તે ઉપરથી જ કહ્યું હતું ? "

" પહેલા સાધનથી બોલ્યો હતો. મેં થોડા વખત ઉપર જ તેણીની જે બે વખત મુલાકાત લીધી હતી તે દર્મ્યાન મેં તેણીના ઉપર બારીક દેખરેખ રાખી હતી. "

" હું ધારૂં છું કે તમે તે બાબતની ખાત્રી આપી તેથી તેનો તુરત જ નિશ્ચય થઇ ગયો હશે. "

"હા. તે વડે જ તેનો નિશ્ચય થયો. બિંગ્લે બહુ જ અકૃત્રિમ રીતનો શરમાળ માણસ છે. તેને પોતાની જાત ઉપર બહુ વિશ્વાસ નહીં હોવાથી આવા બારીક પ્રસંગમાં પોતાના જ અભિપ્રાય ઉપર આધાર રાખ્યો, તેથી બધું સરળ થઇ ગયું. અને એક બાબત કબૂલ કરવાની જરૂર પડી હતી કે જેથી થોડા સમયને માટે અને વળી ગેરવાજબી રીતે નહી--તેને ગુસ્સો આવ્યો. હું મારી જાતે એ છુપાવી શકયો નહીં કે તમારી બ્હેન ગયા શિયાળામાં ત્રણ મહિનાથી શહેરમાં રહી હતી–તથા મને તેની ખબર હતી અને મેં ખાસ હેતુપૂર્વક જ તે તેનાથી છુપાવી હતી, તે ક્રુદ્ધ થયો. પરન્તુ મારા સમજવા પ્રમાણે તેનો તે ક્રોધ, તમારી બ્હેનના મનોભાવ વિષે તેને કાંઇ પણ શંકા રહે તે કરતાં વધારે વખત ટકયો નહોતો. તેણે હવે પોતાના અંતઃકરણથી મને ક્ષમા આપી છે."

ઇલિઝાબેથને એવી ટીકા કરવાની ઇચ્છા થઈ કે મિ. બિંગ્લે ઘણો જ આનંદી મિત્ર છે–અને તે પણ એવો સહેલાઇથી દોરવી શકાય તેવો છે કે તેનું મૂલ્ય અમૂલ્ય છે; પરન્તુ તેણીએ પોતાની જાતને દાબી રાખી. તેણીને યાદ હતું કે, મશ્કરી થશે એ તેને હજુ હવે શિખવાનું છે અને એવી શરૂઆત કરવાનો સમય ઘણો વ્હેલો છે. બિંગ્લેનું સુખ કે જે અલબત તેના પોતાના કરતાં જ માત્ર ઉતરતા પ્રકારનું હતું, તેની આગાહી કરવામાં, તેઓ જયાંસુધી ઘેર પહોંચ્યાં ત્યાંસુધી, તેણે વાતચિત ચાલુ રાખી. ઓરડામાં પ્રવેશ કરતાં તે છુટાં પડયાં.

# પ્રકરણ ૪૫.

"મારી વહાલી લીઝી, તું કઈ તરફ ફરવા જતી હતી?" જેવી ઇલિઝાબેથ ઓરડામાં દાખલ થઈ કે તુરત જ જેઇને અને જયારે તેઓ બધાં જમવા માટે મેજ આગળ બેઠાં ત્યારે બીજાં બધાંએ જે સવાલ તેને પુછયો તે આ હતો. તેના જવાબમાં તેણીને માત્ર એટલુંજ કહેવું પડયું કે તેણીને પોતાને જ જેટલા રસ્તાની ખબર હતી તેથી પણ પેલી તરફ જતાં સુધી અમે રખડયાં હતાં. જેવી તે બોલી ઉઠી કે તુરત જ તે શરમાઇ ગઇ; પરન્તુ તેથી કે બીજા કશાકથી પણ તેના સત્ય વિષે કાંઇ શંકા ઉપસ્થિતિ થઇ નહી.

તે દિવસની સાંજ તો કાંઇપણ અસાધારણ બનાવ વિના શાન્તિથી પસાર થઈ ગઈ. સ્વીકાર પામેલાં પ્રેમી યુગલોએ વાતો કરી અને હાસ્ય કર્યાં; અસ્વીકૃત પ્રેમીઓ ચુપ હતાં. ડાર્સી એવા સ્વભાવનો નહોતો કે જેનું સુખ, માત્ર ગમ્મતમાં જ વહી જાય; અને ઇલિઝાબેથ જે ઉશ્કેરાઈ ગઇ હતી અને ગભરાઇ હતી તે તો એમ જાણતી હતી કે તેણી પોતાને જેટલી સુખી લાગતી હતી તે કરતાં પણ તે વધારે સુખી હતી; કારણ કે તુરતમાં ગભરામણ થવા ઉપરાંત તેણીની આગળ બીજા પણ નુકશાનો હતાં. જયારે પોતાની સ્થિતિ પોતાના કુટુમ્બમાં જાણીતી થશે ત્યારે દરેકને કેવી લાગણી થશે તેનો તેણીએ વિચાર કરી જોયો; તે જાણતી હતી કે જેઇન સીવાય બીજું કોઇ તેને પસંદ કરતું નહોતું અને તેણીને એટલી પણ બ્હીક લાગી કે બીજાઓને તો તેને માટે

એટલી નાપસંદગી છે કે જે તેના ભવિષ્ય અને તેના પ્રભાવથી નાબૂદ થશે નહીં.

રાત્રે તેણીએ જેઇનની આગળ પોતાનું હૃદય ખોલ્યું. જો કે મિસ બેનેટના ઉદાર સ્વભાવની શંકા ઘણીજ દૂર રહેતી હતી તો પણ આ વખતે તેણી તદ્દન શંકાશીલ જ બની ગઈ.

"લીઝી, તું તો મશ્કરી કરે છે. આમ બની શકે જ નહીં! મિ. ડાર્સીની સાથે સ્નેહનું બંધન!—ના, ના, મને છેતરી શકીશ નહીં. હું જાણું છું કે તે અશક્ય છે."

"આ બહુ જ ખરાબ શરૂઆત થઇ, ખરેખર! મારો બધો આધાર તારા જ ઉપર હતો; અને જો તું માનીશ નહીં તો મને ખાત્રી છે કે મારૂં કહેવું કોઇપણ માનશે નહીં. તો પણ ખરેખર હું આતુરતાથી બોલું છું. હું સત્ય વિના કાંઇ જ બોલતી નથી. તે હજુ પણ મને ચાહ્ય છે અને અમે બન્ને વચનથી બંધાયાં છીએ."

જેઇને શંકાભરી નજરે તેની સામું જોયું, "અરે? લિઝિ! એમ બને જ નહીં. તું તેને કેટલી બધી નાપસંદ કરે છે તે હું જાણું છું."

"તને આ બાબતની કાંઇ જ ખબર નથી, એ બધું તો હવે ભૂલી જવાનું છે. અત્યારે હું તેને જેટલો ચાહું છું તેટલો મેં તેને પ્રથમ હમેશાં કદી ચાહ્યો નહીં હોય. પરન્તુ આના જેવી બાબતોમાં સારી યાદશક્તિ અક્ષમ્ય છે. તેની યાદગીરી મારી જાતને રહે તેનો આ છેલ્લો જ વખત છે.

મિસ બેનેટને તો હજુ પણ આ બધું નવાઇ જેવું જ લાગતું હતું. ઇલિઝાબેથે, આ બાબતની સત્યતા વિષે ફરીથી અને ઘણી ગંભીરતાથી તેણીને ખાત્રી આપી.

"ભલા પરમેશ્વર! એવું ખરેખર હોઈ શકે ખરૂં? તોપણ હવે તો મારે તારૂં કહેવું માનવું જ જોઇએ," જેઇન બોલી. "મારી વ્હાલી બ્હેન, વ્હાલી લીઝી, હું ઇચ્છું છું કે-હું તને અભિનંદન આપુ છું-પણ તને ખાત્રી છે-મને ક્ષમા કરજે, આ સવાલ પુછી જવાય છે-તને તદ્દન ખાત્રી છે કે તું તેની સાથે રહીને સુખી થઇ શકીશ?"

"તે વિષે કાંઇપણ શંકા લેવાય તેમ નથી. અમારી વચ્ચે એ બાબતનો નિર્ણય ક્યારનો થઈ ચુકયો છે કે દુનિયામાં અમારૂં યુગલ સૌથી વધારે સુખી નીવડશે. પણ જેઈન, તું રાજી થઈ છે? એવો ભાઇ મળે તો તું રાજી થાય ખરી?"

"ઘણી, ઘણી જ રાજી થાઉં, બિંગ્લે અગર મને એથી બીજું કાંઇપણ આનંદ આપી શકે નહીં. પણ અમે તે વિષેનો વિચાર કર્યો હતો અને તે અશકય હોવા વિષે વાતચિત ચલાવી હતી. અને તું ખરેખર તેને એટલી બધી સારી રીતે ચાહ્ય છે? અરે લિઝિ! સ્નેહ વિનાનાં લગ્ન કરવા કરતાં તો કાંઇ બીજું જ કર. તને તદ્દન ખાત્રી છે કે તારે જે કરવું જોઇએ તેની તને લાગણી થાય છે?"

"અરે હા! જયારે હું તને બધી વાત કહીશ ત્યારે તો મારે જે કરવું જોઇએ તે કરવાં પણ મને વધારે લાગે છે એમ તું ધારીશ."

"તું શું કહેવા માંગે છે?"

"કેમ, મારે કબુલ કરવું જોઇએ કે હું બિંગ્લેને ચ્હાઉં છું તે કરતાં પણ તેને વધારે સારી રીતે ચાહું છું. મને ભય એ છે કે વખતે તું ગુસ્સે થઇશ."

"મારી વ્હાલામાં વ્હાલી બ્હેન, હવે ગંભીર થા, જરૂર થા. હું તો ઘણીજ ગંભીરતાથી વાત કરવા માંગું છું. માટે જે જાણવાનું હોય તે બધુંય જરાય ઢીલ વિના મને જણાવી દે. તું તેને કેટલા સમયથી ચ્હાય છે તે મને કહીશ?"

"તે એટલું ધીમેથી થયા કર્યું છે કે તેની શરૂઆત કયારે થઇ તેનીજ મને ભાગ્યે ખબર છે. પણ મારા માનવા પ્રમાણે મારે તેનો સમય, પેમ્બર્લિમાં તેનું સુંદર સ્થળ પહેલવહેલું જોયું ત્યારથી શરૂ થયો હતો."

તેણીને ગંભીર થવા માટે જેઇને ફરીથી આજીજી કરી, અને તેથી ધારેલી અસર થઇ અને તેણીએ તુરતજ જેઇનને, પોતાના સ્નેહની ગંભીર ખાત્રીઓ આપી સંતુષ્ટ કરી. જયારે એ વિષેની તેણીની ખાત્રી થઇ એટલે મિસ બેનેટને બીજી કોઇ બાબતની ઇચ્છા નહોતી.

"હવે હું તદ્દન સુખી થઇ છું." તે બોલી, 'કારણ કે તું મારા જેટલીજ સુખી થઇશ. હું હમેશાં તેનું કાંઇક મહત્વ ગણતી હતી. જો તે તારા સ્નેહ વિના બીજા કશાને માટે ન હોત તો હું તેને હમેશાં વખાણતીજ હોત; પરન્તુ હવે બિંગ્લેના મિત્ર તરીકે અને તારા પતિ તરીકે, માત્ર બિંગ્લે અને તુંજ મને વધારે વહાલાં છે. પણ લિઝિ, તું બહુ જ ગંભીર, મારાથી બહુજ અતડી

રહી છે. પેમ્બર્લી અને ભ્મ્બટનમાં શું થયું તે વિષે તેં મને કેટલી નકી જેવી વાત કરી છે! તે વિષે જેટલું મારા જાણવામાં છે તે બીજા કોઇને આભારી છે, અને તને આભારી નથી."

ઇલિઝાબેથે પોતાને તે છુપાવવાનો હેતુ તેણીને કહ્યો, બિંગ્લેનું નામ દેવાને તેણી રાજી નહોતી; તથા પોતાની લાગણીની અનિશ્ચિત સ્થિતિને લીધે પણ તેના મિત્રનું નામ પડતું મુકવાને પણ તેણીને તેટલી જ ફરજ પડી હતી. પણ હવે લિડિયાના લગ્નમાં તેણે જે ભાગ લીધેલો તે તેણીનાથી વધુ વખત છુપાવવાને તેની ઇચ્છા થઇ નહીં. બધું કબુલ કરી દીધું અને અડધી રાત્રિ વાતચિતમાં ગાળી.

'ભલા પરમેશ્વર!" બીજે દહાડે સવારે મિસિસ બેનેટ જેવી એક બારી આગળ ઉભી હતી તેવી બોલી ઉઠી, "જો તે અરૂચિકર મિ. ડાર્સી આપણા વહાલા બિંગ્લેની સાથે ફરીને અહીં ન આવે તો ઠીક? હમેશાં તે કંટાળી જઇને અહીં હમેશ આવે છે તેમાં તેનો શો હેતુ છે? મારૂં તો માત્ર એમ જ ધારવું જણાય છે કે તે શિકારે જવા અથવા એવું બીજું કાંઇ કરવા જ આવતો હશે. અગર તેની સોબતથી અમને હેરાન તો કરવા નહીં આવતો હોય? તેનું આપણે શું કરીશું? લિઝિ, તારે તેની સાથે બહાર ફરવા નીકળી પડવું કે જેથી તે બિંગ્લેના માર્ગમાં પ્રતિબંધક થઇ પડે નહીં."

આવી સગવડ પડતી દરખાસ્તથી ઇલિઝાબેથને ભાગ્યે જ હસવું આવ્યા વિના રહી શકયું, તોપણ તેને ખરેખર રીસ તો ચડી કે તેણીની માતા તે હમેશાં આવી જ ઉપમા આપે છે.

જેવાં તેઓ દાખલ થયાં કે તુરત જ બિન્ગ્લેએ તેની સામે એવી સૂચકતાથી જોયું અને એવા ઉત્સાહથી હસ્તધૂનન કર્યું કે જેથી તેના તરફના સારા સમાચારની કાંઈ શંકા જ રહી નહીં; અને પછીથી તેણે મોટેથી કહ્યું "મિ. બેનેટ, તમારે આટલામાં બીજી કોઈ ગલીઓ એવી નથી કે જેમાં લિઝિ પોતાનો રસ્તો ભૂલી જાય ?"

મિ. બેનેટ બોલી ઉઠયો: "મિ. ડાર્સી, મિસ લિઝિ અને મિસ કીટીને આજ સવારે તો હું ઓખામની ટેકરી ઉપર ફરવા જવાની સલાહ આપું છું. તે બહુ જ સુંદર અને લાંબા વખતની મુસાફરી છે અને મિ. ડાર્સીએ તે દેખાવ પણ જોયો નથી."

"બીજાઓને માટે પણ તે ઘણો જ રળીયામણો થઈ પડશે." મિ. બેનેટે જણાવ્યું, "પણ મને ખાત્રી છે કે કીટીને માટે તો વધારે પડતું ગણાશે. કીટી, કેમ વધારે પડશે કે નહી ?"

કીટીએ કબુલ કરી દીધું કે હું તો તેને બદલે ઘેર રહેવાનું જ પસંદ કરૂં. ડાર્સીએ તે ટેકરી ઉપરથી દેખાવ જોવામાં બહુ નવાઇ જેવું લાગશે એવી હીમાયત કરી અને ઇલિઝાબેથે બોલ્યા વિનાજ તેવી સંમતિ આપી. જેવી તે મેડા ઉપર તૈયાર થવા ગઇ કે તુરત જ મિસિસ બેનેટ તેની પાછળ ગઇ અને કહ્યું—

"લીઝી, હું ઘણીજ દીલગીર છું કે તને તે અરૂચિકર માણસની સોબતમાં જ રાખવી પડી છે. પણ હું આશા રાખું છું કે તું તેનું મનમાં ઝાઝું લગાડીશ નહીં; તું જાણે છે કે એ બધું જેઇનને ખાતર છે; અને જરા આમ તેમ વાતો કર્યા વિના તેની સાથે વધુ વાત કરવાનો કાંઇ પ્રસંગ નથી. એટલે તારે તારી જાતે કાંઈ અગવડ ભોગવવી નહીં."

તેઓ ફરવા ગયાં ત્યાં, એવો નિશ્ચય થયો કે એજ સાંજે પ્રસંગવશાત્ મિ. બેનેટની સંમતિની માંગણી કરી લેવી. પોતાની માતાની સંમતિની અરજ કરવાનું ઇલિઝાબેથે રાખ્યું. તેણીની માતા તે વિષે કેવું ધારશે તેનો કાંઇ વિચાર તે કરી શકી નહીં; અને કેટલીક વખત તેણીને એવો શક આવતો હતો કે તે માણુસ તરફ તેણીને જે ધિક્કારની લાગણી છે તેને દબાવી દેવા માટે તેની બધી દોલત અને વૈભવ પુરતાં થશે કે કેમ; પરન્તુ ગમે તો તેણી તેમનાં લગ્નની સામે સખ્ત રીતે જ થઇ હોય અગર તો તે માટે બહુ જ આવેશથી રાજી થઇ હોય તોપણ એટલું ચોક્કસ હતું કે તેણીની રીતભાત તો ઇલિઝાબેથની બુદ્ધિને શાબાશી આપ-વાને લાયકની થઇ નહોતી; અને મિ. ડાર્સી તેણીના નાપસંદગીના ઉદ્ગારો પહેલાં સાંભળે તેના કરતાં પ્રથમ તેણીના આનંદના ઉદ્ગારો સાંભળે તે તેણીનાથી સહન થઇ શકે તેમ નહોતું.

તે દિવસે સાંજે, મિ. બેનેટ જેવો પુસ્તકાલયમાં ગયો કે પછી તુરત જ તેણે ડાર્સીને પણ ઉઠી જતાં અને તેની પાછળ જતાં જોયો અને એ જોઇને તેણીના મનમાં અતિશય ચળવળ થઇ. પોતાના પિતાની વિરૂદ્ધતાનો તેણીને બહુ ભય નહોતો, પરંતુ તેથી તેને દુઃખી થવાનું હતું અને વળી તે પણ પોતાના જ કાર-ણથી, એટલે કે પોતે કે જે તેનું વ્હાલું બાળક હતું તેની પસંદ-ગીથી તેને દુઃખ થનાર હતું, તથા તેને તેણીને ઠેકાણે પાડવામાં ભય અને ખેદથી મુક્ત થવું પડે તેમ હતું; આ જ વિચાર બહુ ખરાબ હતો અને મિ. ડાર્સી જયારે ફરીથી દેખાયો તથા તેના સામું જોઇને જયારે તેના હાસ્યથી તેણીને નિરાંત વળી ત્યાં સુધી

તેણી દુઃખી થતી જ બેસી રહી હતી. થોડી જ વારમાં જ્યાં કીટીની પાસે મેજ આગળ તે બેઠી હતી ત્યાં તે આવી પહોંચ્યો અને તેણીનાં કામનાં વખાણુ કરવાનો ડોળ કરી કાનમાં કહ્યું. " તમારા પિતાની પાસે જાઓ; તે તમને પુસ્તકાલયમાં બોલાવે છે;" તે સીધી ત્યાંજ ગઈ.

તેનો બાપ ઓરડામાં આમ તેમ ફરતો હતો. તેનો ચ્હેરો ગંભીર અને ચિંતાકર જણાતો હતો. " લીઝી," તે બોલ્યો " તું આ શું કરે છે ? આ માણસને સ્વીકારવામાં તારૂં ભાન ઠેકાણે છે કે નહીં ? તેં હમેશાં તેને ધિક્કાર્યો નથી ?"

તેણીને આ વખતે કેવી આતુર ઇચ્છા થઇ કે તેના પહેલાંના અભિપ્રાયો વધારે સમજવાળા હોત તો અને તેણીના ઉદ્‌ગારો વધારે મધ્યમસરના હોત તો કેવું સારૂં ! હવે જે ખુલાસાઓ અને હીમાયતો કરવાનું ઘણું જ કઢંગુ થઇ પડયું છે તેમાંથી તેણી બચી ગઇ હોત; પણ હવે તો તેમની જરૂર હતી, અને તેણીએ તેને કાંઈક ગભરાટથી, મિ. ડાર્સી તરફના પોતાના સ્નેહની ખાત્રી આપી.

" અથવા તો બીજી રીતે કહીએ તો મિ. ડાર્સીને મેળવવાનો નિશ્ચય જ છે. ખાત્રીથી કહી શકાય છે કે તે પૈસાદાર છે અને તને જેઇનનાં કરતાં જરા વધારે સુંદર કપડાં અને સુંદર ગાડીઓ મળશે. પરન્તુ તેથી તું સુખી થઇશ ?"

ઇલિઝાબેથ બોલી, " તમારે મારી તેના તરફની બેદરકારી સિવાય બીજો કોઇ વાંધો છે ?"

" બીજો એકે નહીં. અમે બધા તેને મગરૂર અને નાખુશી ઉપજાવે એવા પ્રકારનો માણસ જાણીએ છીએ; પણ જો તું ખરેખર તેનેજ પસંદ કરતી હોય તો તેનું કાંઇ નથી."

હું પસંદ કરૂં છું, તેનેજ ચાહું છું." આંખમાં આંસુઓ લાવીને તેણે ઉત્તર આપ્યો; "હું તેને ચ્હાઉં છું. ખરેખર તેનામાં અયોગ્ય મગરૂરી નથી. તે સંપૂર્ણ રીતે મળતાવડો છે. તે ખરેખર કેવો માણસ છે તેની તમને ખબર નથી; તો તેના વિષે એવી રીતે બોલીને મહેરબાની કરી મને દુઃખવશો નહીં."

"લીઝી, મેં તો તેને મારી સંમતિ આપી દીધી છે," તેના બાપે જણાવી દીધું. "તે ખરેખર એવા પ્રકારનો મનુષ્ય છે કે તે જે કાંઈ માંગવાને માટે નમ્રતા બતાવે તેની હું ના પાડી શકું નહીં. હું હવે તેને સંમતિ આપું છું પણ જો તારી ઇચ્છા તેને મેળવવાની હોય તો, જા. પરન્તુ તે વિષે જરા વધુ વિચાર કરવાની હું તને સલાહ આપું છું. લીઝી, તારો સ્વભાવ કેવો છે તે હું જાણું છું. જયાં સુધી તું તારા પતિને ખરેખરી રીતે વખાણે નહીં, તેને તારો મુરબ્બી તરીકે જુએ નહીં ત્યાં સુધી તું સુખી તેમજ પ્રતિષ્ઠા પણ પામીશ નહીં તે મારી જાણમાં છે. જો લગ્ન બરાબર યુગલમાં ન થયું તો તારી ચપળ બુદ્ધિને લીધે મોટા ભયમાં આવી પડીશ. ગેરઆબરૂ અને દુઃખથી તું ભાગ્યેજ બચી જઈશ મારી દીકરી, જીંદગીમાં તારા ભાગીદારને માન આપવાને તું અશક્ત છે એવું જોઇને મને દુઃખ થાય એવો સમય આવવા દઇશ નહીં. તું શું કરે છે તેની તને ખબર નથી."

ઇલિઝાબેથ ઉપર હજુપણ વધારે અસર થઇ, તોપણ તે પોતાના ઉત્તરમાં આતુર અને ગંભીર રહી; અને આખરે, િમ. ડાર્સીજ પોતાની પસંદગીની ખરેખર વ્યક્તિ છે એવી ખાત્રીઓ

આપીને તથા જે ધીમા ધીમા ફેરફાર તેની પ્રશંસાના સંબંધમાં થયા હતા તે સમજાવીને તેમજ તેના તરફનો સ્નેહ એ પણ કાંઇ એક જ દિવસનું કાર્ય નહોતું પણ ઘણા દિવસની ચિન્તાની કસોટીએ ચડેલું હતું એવી સંપૂર્ણ ખાત્રી આપીને અને તેની સાથે ઉત્સાહથી તેના બધા સારા ગુણોને ગણી બતાવીને તેણે પોતાના પિતાના અવિશ્વાસ ઉપર જીત મેળવી અને લગ્નને સંમત કરાવ્યો.

જ્યારે તે બોલી રહી ત્યારે તેણે કહ્યું, " વારૂ વ્હાલી દીકરી! હવે મારે વધુ કાંઇ કહેવાનું નથી. જો આ આમ હોય તો તે તારે લાયકનો છે, મારી લીઝી, તેથી ઓછા લાયકને ખાતર હું તારાથી જુદો પડી શકયો હોત નહીં. આવી અનુકુળ અસરને પુરી કરવા માટે તેણીએ પછી તેને મિ. ડાર્સીએ લિડિયાને ખાતર પોતાની રાજી ખુશીથી જે કાંઈ કર્યું હતું તે કહી બતાવ્યું. તે તો તેનું બોલવું આશ્ચર્યથી સાંભળી રહ્યો.

"ખરેખર, આ દિવસની સાંજ તો ખરેખર આશ્ચર્યોથી જ ભરેલી છે, અને તેથી ડાર્સીએ બધુંજ કરી લીધું—લગ્ન કરાવી આપ્યાં, પૈસા આપી દીધા, તે માણસનું દેવું પતાવ્યું અને તે બદલની દલાલી પણ લીધી! એટલું તો ઠીક થયું. તેથી તો મને મહેનત અને કરકસરની બધી જળોજથા મટી ગઇ. જો એ બધું તારા કાકાએ કર્યું હોત તો મારે તેને નાણાં આપવાં પડત અને આપત જઃ પણ આ આવેશપૂર્ણ યુવાન્ પ્રેમીઓ બધું પોતાની ઇચ્છા પ્રમાણે જ કરે છે. કાલે હું તેને પૈસા આપવા માંડીશ; તે તારા માટેના તેના પ્રેમ વિષે મોટા મોટા શબ્દો વાપરશે અને ઉંચો નીચો થશે અને તેમાંજ એ બાબતનો અંત આવી જશે."

તેણે પછી મિ. કોલીન્સનો પત્ર વાંચવાથી થોડા દિવસો અગાઉ તેણીને જે ગભરાટ થયો હતો તે યાદ કર્યું, અને કેટલોક વખત તેણીની તરફ હાસ્ય કરીને, જેવી તે ઓરડો છોડીને નીકળી ત્યારે એમ કહીને તેણે જવાબ દીધો કે; "જો કોઇ યુવાન માણસો મેરી અગર કીટીની માંગણી કરવા આવે તો તેમને અંદર મોકલજે. કારણ કે હું અત્યારે તદ્દન નવરો છું."

ઇલિઝાબેથના મન ઉપરથી હવે ભારે ચિન્તાનો બોજો ઓછો થઇ ગયો અને પોતાના જ ઓરડામાં અડધા કલાક સુધી શાંતિથી વિચાર કર્યા પછી તે સહન થાય તેવી શાંતિથી બીજાઓની સાથે બોલી શકી. બધું એટલું બધું તુરતમાં બનેલું હતું કે તેથી આનંદ આવે તેમ નહોતું, પણ દિવસની સાંજ તો શાંતિથી પસાર થઈ ગઇ. ખાસ કાંઈ ભય રાખવા જેવું રહ્યું નહોતું અને આરામ તથા પરસ્પર મળતા થઈ જવાનો આનંદ વખતસર આવનાર હતો.

જયારે તેની માતા રાત્રે તેના પોષાક પહેરવાના ઓરડામાં ગઇ ત્યારે તે તેણીની પાછળજ ગઇ અને એ અગત્યના સમાચાર જણાવી દીધા. તેની અસર ઘણીજ અસાધારણ થઇ; કારણ કે તે સાંભળતાંજ મિસિસ બેનેટ તદ્દન શાંત બનીને બેસી રહી અને એક શબ્દ પણ બોલી શકી નહિ. જો કે તેણી પોતાના કુટુમ્બના લાભને માટે જે બનતું હતું તેને, અગર તો કુટુમ્બના કોઇના પણ પ્રેમીના સ્વરૂપમાં જે આવનાર હતો તેને જમા કરવામાં તે સાધારણ રીતે પછાત નહોતી તો પણ, જે શબ્દો તેના સાંભળવામાં આવ્યા તેનો અર્થ સમજી જવાને તેને બહુ વાર

લાગી નહીં. આખરે તેણી પોતાની ખુરશીમાંજ આમતેમ થવા લાગી, બેઠી થઈ, ફરીથી બેઠી, આશ્ચર્ય પામી અને પોતાની જાતને આશીર્વાદ આપવા લાગી.

"ભલા પરમેશ્વર! તું મને આશીર્વચન આપજે! જરા વિચાર કરી જોઉં! મિ. ડાર્સી! કોણે આમ ધાર્યું હોત! અને તે ખરેખર સત્ય છે? અરે, મારી વ્હાલામાં વ્હાલી લિઝિ! તું કેવી પૈસાદાર અને મોટી બની જઈશ! પીન માટે કેટલા પૈસા મળશે! કેટલાં ઘરેણાં અને કેટલી ગાડીઓ તને મળશે! તેના પ્રમાણમાં જેઇનનું કાંઇજ હિસાબમાં નથી—અરે જરાય નહીં. હું એટલી બધી રાજી થઇ છું-એટલી સુખી થઇ છું! એવો મોહક યુવક!-એવો તો સુંદર! એટલો ઉંચો!-અરે મ્હારી વ્હાલી લિઝિ! તેને અગાઉ આટલો બધો નાપસંદ કરવા માટે મારી વતી તેની ક્ષમા માંગજે, મને આશા છે કે તે તે બાબત ઉપર ધ્યાન આપશે નહીં. વ્હાલી, વ્હાલી લિઝિ! શહેરમાંજ એક મકાન! જેટલું મોહક હોય તેટલું બધું! ત્રણે દીકરીઓ પરણેલી! દર વર્ષે દશ હજાર! અરે પરમેશ્વર! મારૂં શું થશે! મારી તો ડાગળી ખસી જશે!"

## પ્રકરણ ૪૯.

ઇલિઝાબેથની પ્રકૃતિ ફરીથી તુરતજ પાછી રમતીયાળ થતાં તેણીએ મિ. ડાર્સી પાસે તે પોતાની સાથે હમેશ પ્રેમમાં પડેલો રહેવાનું કહેવડાવવાની ઇચ્છા કરી. તે બોલી; "તમે તેની શ -

આત કેવી રીતે કરી શકયા ? જયારે તમે એક વખત તેની શરૂ-આત કરી ત્યારે તમને મોહ થાય તેવી રીતે ચાલતાં જતાં હું જોઈ શકી હતી, પરન્તુ પહેલાં તો તમે શાથી નીકળ્યા તે જણાવો ?"

"તે શરૂઆતનો પાયો જે કલાકથી, જે જગ્યાએ, જે નજરથી અથવા જે શબ્દો વડે નંખાયો તે હું નક્કી કરી શકતો નથી. તે ઘણાજ લાંબા સમય ઉપર બન્યું હતું. મેં તેની શરૂ-આત કરી છે એમ જયારે મારા જાણવામાં આવ્યું તે અગાઉ તો હું તેની મધ્યમાં જઇ પહોંચ્યો હતો."

"મારા સૌન્દર્યને તમે ઘણા વહેલા સમયથી સહન કરી ગયા હતા અને મારી રીતભાતના સંબંધમાં–તમારા તરફની મારી વર્તણુંક કાંઈ નહીં તો હમેશાંજ અસભ્યતા તરફ ઢળતી હતી, અને તમને દુઃખ આપવાની નહીં ઈચ્છા કરતાં દુઃખી કરવાની ઇચ્છા વિના હું કદી પણ બોલીજ નથી. હવે સહ્રદય બનો; મારા એ જક્કીપણા માટે તમે મારાં વખાણ કર્યાં હતાં? "

" તમારા મનના ચાંચલ્યનાં તો મેં વખાણ કરેલાં."

"તમે તેને જક્કીપણું પણ કહો. તેથી બહુજ થોડું કમી હતું. ખરી વાત તો એ છે કે તમને સભ્યતા, માન અને માયાળુ ધ્યાન આપવાનો કંટાળો હતો. જે સ્ત્રીઓ હંમેશાં તમારીજ પસંદગીના સંબંધમાં બોલતી તેનીજ તપાસ રાખતી હતી અને તેનોજ વિચાર કરતી હતી. તેવી સ્ત્રીઓથી તમને કંટાળો આવતો હતો. મેં તમને જગાડયાં અને તમને રસ લેતાં કર્યાં, કારણ કે હું તેમનાથી એટલો બધો જુદા સ્વભાવનો હતો. જો તમે ખરે-ખર મળતાવડાં નહોત તો તમે તેને માટે મારો તિરસ્કાર કર્યો

હોત. પરન્તુ તમે તમારી જાતને છુપાવવા માટે જે દુઃખ સહન કર્યું તે છતાં તમારી લાગણીઓ હમેશાં ઉમદા અને ન્યાયી હતી અને તમારા અંતઃકરણમાં જે વ્યક્તિઓ એટલી બધી ખંતથી રહેતી તેમને તમે સંપૂર્ણ રીતે ધિક્કારતાં હતાં. ત્યાં–તેને માટેનો અહેવાલ કહેવાની મહેનતમાંથી મેં તમને બચાવ્યાં છે, અને ખરેખર બધી બાબતોનો વિચાર કરીએ તો હું તેને સંપૂર્ણ રીતે વાજબી ધારૂં છું. ખાત્રી કહું તો, તમે મારા વિષેના ખરા સદ્‌ગુણની તમને ખબર નથી–પણ જ્યારે મનુષ્યો પ્રેમમાં પડે છે ત્યારે તેનો કોઇ વિચાર કરતું નથી.”

“જેઇન જ્યારે નેધરફીલ્ડમાં માંદી હતી ત્યારે તેના તરફના સ્નેહાળ વર્તનમાં કાંઈ સાર નહોતો ?”

“વ્હાલી જેઇન ! તેથી ઓછી સારવાર બીજું કોણ કરત ? પણ બધી રીતે તેને સદ્‌ગુણનું જ સ્વરૂપ આપો. મારા સારા ગુણો તમારા રક્ષણ તળે છે અને તમારે જેમ બને તેમ તેમને વધારીને કહેવાના છે; અને તેના બદલામાં, જેટલી તક મળે તે પ્રસંગોએ તમને ચ્હીડવવાની તથા કજીઓ કરવાનો ખોળી કાઢવાનું મારૂં કામ છે; અને હું સીધી રીતે તમને એવું પુછીને શરૂઆત કરીશ કે આખરે તમને મુખ્ય મુદ્દા ઉપર આવવા માટે નાખુશ કરનારી શી બાબત હતી ? જ્યારે તમે પહેલવહેલા મળવા આવ્યાં અને પછીથી અહીં જમ્યા. એટલા બધાં મારાથી ભડકેલાં શાથી બની ગયાં ? ખાસ કરીને જ્યારે તમે મળવા આવ્યાં ત્યારે તમે જાણે કે તમે મારી દરકાર કરતાં નહોતાં એમ કેમ જણાતાં હતાં ? ”

"કારણ કે તમે ગંભીર અને ચૂપ રહેતા અને મને કોઇ રીતનું ઉત્તેજન આપતા નહોતા."

"પણ હું તો ગભરાઇ ગયો હતો."

"અને હું પણ એવીજ બની ગઈ હતી."

"જ્યારે તમે જમવા માટે આવ્યાં ત્યારે તમે મારી સામે વધુ વાતચિત કરી શકયાં હોત."

"એ તો જેને કાંઇક ઓછી લાગણી થઈ હોય તે કરી શકે !"

"તમને વાજબી ઉત્તર આપવાનો મળે અને તે હું સ્વીકારૂં એટલો વિવેકી થાઉં એ બધું કેટલું દુર્ભાગી ગણાય ! પણ જો તમને તમારી મેળે એકલાં જ રહેવાં દીધાં હોત તો તમે કેટલા વખત સુધી આમને આમ ચલાવ્યું હોત, તે જોઇને હું આશ્ચર્ય પામું છું ! જો મેં તમને પૂછ્યું ન હોત તો તમે ક્યારે બોલ્યાં હોત તેની પણ મને નવાઈ લાગે છે ! તમે લિડિયા તરફ જે માયાળુપણું બતાવ્યું તેને માટે તમારો આભાર માનવાને મારા નિશ્ચયથી ખરેખર ઘણી અસર થઇ હતી—અત્યન્ત અસર થઇ હતી એમ હું ધારૂં છું; કારણ કે જો આપણો દિલાસો વચનભંગમાંથી ઉત્પન્ન થાય તો પછી નીતિની શી વલે થાય ? પરંતુ મારે તે વિષયનો ઉલ્લેખ કરવો જોઇતો નહોતો, એ કદી પણ બનશે નહીં."

"તમારે તમારી જાતને કાંઇ દુઃખી કરવાની જરૂર નથી. એમાંથી તો પુરેપુરો વાજબી સાર નીકળશે. આપણને જુદાં પાડવા માટેના લેડી કેથેરાઇનના ગેરવાજબી પ્રયત્નો મારી તમામ શંકાઓ દૂર થઇ જવાના સાધનરૂપ બન્યા હતા મારૂં હાલનું સુખ, આભાર

કહી બતાવવાની તમારી તીવ્ર ઇચ્છાને આભારી નથી. તમારા તરફથી કોઇ બાબતની શરૂઆત થાય તેની રાહ જોવાના વિનોદમાં હું હતી જ નહીં. મારી કાકીની ચાતુરીથી મને આશા આવી હતી અને એકદમ બધું જાણી લેવાનો મારો નિશ્ચય થઈ ગયો હતો."

"લેડી કેથરાઇન અત્યન્ત ઉપયોગની થઇ પડી છે અને તેથી તે પણ સુખી થઇ હશે. કારણ કે ઉપયોગી થઇ પડવાનુ તેણીને બહુ પસંદ છે. પણ મને કહી બતાવો કે તમે નેધરફીલ્ડ શાથી આવ્યાં હતાં? માત્ર લોંગબોર્ન સુધી મુસાફરી કરવા માટે અને તેથી ગભરાટમાં પડવા આવ્યાં હતાં? અથવા તો તમે કોઈ વધારે ગંભીર પરિણામ લાવવાનો ઇરાદો રાખ્યો હતો?"

"મારો ખરો હેતુ તો એ હતો કે તમને મળવું અને બની શકે તો તમે મને ચ્હાઓ તેવી આશા હું કદી પણ રાખી શકું તેમ હતું કે કેમ તેનો નિર્ણય કરી શકું. મેં એવી પ્રતિજ્ઞા લીધી હતી અથવા તો મારી મેળેજ એવા શપથ લીધા હતા કે તમારી બ્હેન હજુ પણ મિ. બિંગ્લેનો પક્ષ લે છે કે કેમ તે જોવું, અને જો તેમ હોય તો જે કબુલાત મેં પછીથી કરી છે તે તેની આગળ કરવી."

"આથી લેડી કેથરાઇન ઉપર કેવી આફત આવશે એ જાહેર કરવાની તમારામાં કદી હિંમત આવશે?"

"ઇલિઝાબેથ, હિંમતના કરતાં પણ સમયની માંગણી કરવાનો મારો વધારે સંભવ છે. પણ તેમ કરવું જ પડશે; અને જો તમે મને એક કાગળ આપશો તો તે સીધી રીતે કરવામાં આવશે."

"અને જો મારે પોતાને કાગળ લખવાનો ન હોત તો, હું તમારી પાસે બેસી જઉં અને જેમ બીજી યુવતી અબળાએ એક વખત કર્યું હતું તેમ તમારા લખાણની સુંદરતાનાં વખાણ કરત. પણ મારે પણ એક કાકી છે, કે જેને લાંબા વખત સુધી ભુલી જવાય તેમ નથી."

મિ. ડાર્સી સાથેનો પોતાનો પરિચય કેટલો બધો વધારે ધારી લેવામાં આવ્યો હતો તે કબૂલ કરવાના નારાજીપણાને લીધે !મસિસ ગાર્ડીનરના લાંબા પત્રનો તેણીએ હજુ જવાબ આપ્યો નહતો. પણ હવે તો તે બહુ જ આવકારદાયક થઇ પડશે એમ તે જાણતી હતી. તે તેણીને લખી જણાવવાનું હોવાથી તેણીને હવે એવું જોઇને શરમ આવી કે તેના કાકા અને કાકીને, સુખના દિવસો તો ક્યારના વ્યતીત થઇ ગયા હતા, અને તુરત જ નીચે પ્રમાણે લખી દીધું.

"મારાં વ્હાલાં કાકી, તમે–બીનાઓની જે સંતોષકારક વિગતો–તે પણ લાંબી અને માયાળુ ભરી–મોકલી તેને માટે, મારે લાંબા વખત અગાઉ તમારો આભાર માનવો જોઇતો હતો, અને તેવી રીતે માન્યો પણ હોત; પણ ખરૂં પુછાવો તો, હું એટલી ગુસ્સે થઇ ગઈ હતી કે કાંઇ લખી શકી નથ઼ી. જે ખરી બીનાઓ હતી તે કરતાં પણ તમે વધારે ધારી હતી. પરન્તુ હવે તો તમને પસંદ આવે એટલી જ ધારો; તમારી કલ્પનાને હવે છુટી મુકી દો, તમારા તરંગમાં તમારાથી બની શકે તેટલા આ વિષયને લગતા ઘોડા દોડાઓ, અને જ્યાં સુધી તમે મને ખરેખર પરણેલી માનો નહીં ત્યાં સુધી તમે કોઇ મોટી ભૂલ કરશો નહીં. તમારે હવે

જલદીથી ફરીને મને કાગળ લખવો જ પડશે અને તમારા છેલ્લા કાગળમાં તેનાં જેટલાં વખાણ કર્યાં હતાં તે કરતાં પણ વધારે વખાણ કરવાં પડશે. સરોવરો જોવા નહીં જવા માટે હું તમારો ફરી ફરીને આભાર માનું છું. એવી રીતની ઇચ્છા કરી શકું તેવી મૂર્ખી હું કેમ બની શકું ! ટટ્ટુઓ વિષેના તમારા વિચારો બહુ મજાના છે. આપણે દરરોજ બાગની આસપાસ ફરવા જઈશું. દુનિયામાં હું સુખીમાં સુખી પ્રાણી છું. કદાચ બીજા લોકો અગાઉ આ પ્રમાણે બોલી ગયા હશે પણ કોઇએ આવી ન્યાયની રીતથી કહ્યું નથી. જેઇનના કરતાં પણ હું વધારે સુખી છું. તે તો માત્ર મનમાં મલકાય છે; હું મોટેથી હસું છું. મિ. ડાર્સી દુનિયામાંના મારા તરફના પ્રેમમાંથી જેટલો બચાવી શકાય તેટલો બધો તમને મોકલે છે. તમારે બધાંને નાતાલ ઉપર પેમ્બર્લી આવવાનું છે.

તમારો બેનેટ. ”

લેડી કેથરાઈન ઉપરનો મિ. ડાર્સીનો પત્ર આથી જુદીજ ઢબમાં લખાયો હતો તેમજ મિ. બેનેટે મિ. કોલીન્સને તેના છેલ્લા પત્રના જવાબમાં જે લખ્યો હતો તેનાથી પણ જુદોજ હતો.

“ વહાલા સાહેબ—

અભિનંદન આપવાને સારૂ મારે એકવાર ફરીથી તમને તસ્દી આપવી પડે છે. ઈલિઝાબેથ થોડાજ સમયમાં મિ. ડાર્સીની સ્ત્રી થનાર છે, તમારાથી બને તે પ્રમાણે લેડી કેથરાઇનને દિલાસો આપશોજી. પરન્તુ હું જો તમારી જગ્યાએ હોત તો, હું ભત્રીજાના પક્ષમાં ઉભો રહેત; તેની તરફથી ઘણો લાભ થાય તેમ છે—તમારો વગેરે.

મિસિસ બેનેટ જે દિવસે પોતાની ઘણીજ લાયક દીકરીઓથી મુક્ત થઇ તે દિવસે તેણીની માતા તરીકેની લાગણી--સુખનીજ બનાં ગઇ. તેણીએ પછી કેવી આનંદી મગરૂરીથી મિસિસ બિંગ્લેની મુલાકાત લીધી હશે અને મિસિસ ડાર્સીના સંબંધમાં વાતચીત કરી હશે તેની માત્ર અટકળ કરી લેવી. તેણીના કુટુમ્બો ખાતર, મારી એવી ઇચ્છા છે કે હું એટલું તો કહીશકું કે તેનાં એટલાં બધાં છોકરાંઓને ઠેકાણે પાડવાની તેની તીવ્ર ઇચ્છા પુરી થવાથી તેના ઉપર એવી સારી અસર થઇ કે જેથી તે બાકીની જીંદગીમાં બુદ્ધિશાળી, મળતાવડી અને સારી માહિતી ધરાવનારી સ્ત્રી થઇ પડી; કદાચ તેણીના પતિનું એ ભાગ્ય હતું કે જેણે એવા અસાધારણ સ્વરૂપમાં ઘરગથુ આનંદની આશા નહી રાખી હોય, અથવા તો તેણી પ્રસંગોપાત ઉશ્કેરાઇ ગયેલી અગર કદી સુધરે નહીં તેવી મૂર્ખ હોવાનું ધાર્યું નહીં હોય.

મિ. બેનેટને તો પોતાની બીજી પુત્રી જવાથી અનહદ શોક થયો; તેણીના માટેના તેના સ્નેહને લીધે–અને બીજા કશાને માટે નહી–તે વારંવાર ઘેરથી નીકળી પડતો. પેમ્બર્લી જવામાં અને તે પણ જયારે તેના આવવાની ભાગ્યેજ આશા રાખી હોય ત્યારે જવામાં તેને બહુ આનંદ આવતો.

મિ. બિંગ્લે અને જેઇન નેધરફીલ્ડમાં માત્ર બાર માસ રહ્યાં. તેણીની માતાનો તથા મેરિટનનાં સગાંવહાલાંઓનો એટલો નિકટનો પાડોશ તેનો સરલ સ્વભાવ તેમજ તેણીના સ્નેહાળ અંતઃકરણ તરફ જોતાં ઇચ્છવા યોગ્ય નહોતો. પછી તેની બ્હેનની અંતરની ઇચ્છાઓ પુરી પડી; તેણે ડર્બી શાયરની પાસેના પરગણામાં

એક જાગીરની ખરીદી કરી; અને બીજા બધા સુખના સાધન ઉપરાંત, જેઇન અને ઇલિઝાબેથ એક બીજાથી માત્ર ૩૦ માઇલ જેટલાંજ દૂર રહ્યાં.

કીટી પોતાના ખાસ લાભને ખાતર પોતાનો મુખ્ય સમય બે મોટી બ્હેનોની સાથેજ ગાળતી. જેવા સમાજથી તે સાધારણ રીતે જાણીતી હતી તેથી ઉચ્ચ દરજાના સમાજથી તેણીનામાં પણ મોટો સુધારો થયો હતો. તેનો
કાબૂમાં રાખી ન શકાય તેવો નહોતો; અને લિડિયાના દાખલાની અસરમાંથી મુક્ત થઇને યોગ્ય સંભાળ અને દેખરેખથી તે થોડી ચઢીડાય તેવી, થોડી અજ્ઞાન અને ઓછી નીરસ થઇ.

ઘેર આગળ રહેવામાં હવે માત્ર એકજ પુત્રી મેરી રહી; અને તેણીને શિખવવાના કાર્યમાંથી, મિસિસ બેનેટ જયારે એકલી બેસી રહેવાને તદ્દન અશક્ત થઇ ત્યારે, પરાણે મુક્ત થવું પડયું. મેરીને હવે વધારે જાળવવાની જરૂર પડી, પણ હજુ તેણી દર-રોજ સવારે આવતી મુલાકાતો ઉપરથી સાર ખેંચી શકતી, અને પોતાની બ્હેનોના અને પોતાના સૌંદર્ય વચ્ચેની સરખામણીથી જો કે તે જરાય નિરાશ થઇ નહોતી, તોપણ તેણીના બાપને એવી શંકા થઇ કે તે હવે વધુ આનાકાની સિવાય આ ફેરફારને શરણ થઈ છે.

પેમ્બર્લી હવે જયોર્જીનીઆનું નિવાસ-સ્થાન થયું છે; અને બ્હેનોને સ્નેહ, મિ. ડાર્સીએ જેવો ધાર્યો હતો તેવોજ હતો. તેઓ અરસપરસ સ્નેહ બતાવતી હતી અને તેવીજ રીતનો તેમનો

ઇરાદો પણ રહેતો. ઇલિઝાબેથ વિષે જયોર્જીનીઆને દુનિયામાં બધા કરતાં સારો અભિપ્રાય હતો; જો કે પહેલાં તો તેણીએ તેના ભાઇની સાથેની તેણીની વાત કરવાની ચંચળ અને રમતીઆળ રીતિ વિષે ભય થાય એટલા આશ્ચર્યથી બધું સાંભળ્યું હતું. તેણે તેણીને માટે પોતાની બ્હેનના હૃદયમાં એવું તો માન ઉત્પન્ન કર્યું હતું કે જે સ્નેહ કરતાં પણ વધી ગયું હતું અને હવે તેણીને એ માત્ર આનંદની જ વસ્તુ હોય એમ લાગતું. પહેલાં તેણીને કદી ન મળ્યું હોય, તેવું જ્ઞાન તેને મળ્યું. ઇલિઝાબેથની શિક્ષાથી તેણી એમ સમજવા લાગી કે સ્ત્રીઓ પોતાના પતિની સાથે પણ છુટ લઇ શકે, કે જેવી છુટ એક ભાઈ પોતાનાથી ની બ્હેનને હમેશાં આપે નહીં.

લેડી કેથરાઇન તો પોતાના ભત્રીજાનાં લગ્નથી અત્યંત ગુસ્સે થઇ હતી; અને લગ્નની ગોઠવણની ખબર આપનારા પત્રના જવાબમાં તેણીએ પોતાના ચારિત્ર્યની જે ખરી ભોળાઈ હતી તે પ્રમાણે તેણીએ તેને એટલા તો અપશબ્દોવાળી ભાષા લખી જણાવી, અને તેમાં પણ ખાસ કરીને ઇલિઝાબેથને એવા અપશબ્દો લખ્યા કે કેટલોક વખત તો બધો વ્યવહાર બંધ પડી ગયો. પરન્તુ આખરે ઇલિઝાબેથની સમજાવટથી તે કસુર તેની પાસે જતી કરાવવામાં આવી અને પરસ્પર મેળાપ કરાવ્યો; અને તેણીની કાકીએ થોડા વખત સુધી આગ્રહ કર્યા પછી, તેણીનો ગુસ્સો પણ જતો રહ્યો અને તેને બદલે તેના તરફ કાં તો સ્નેહ થયો અગર તો તેની સ્ત્રી કેવી રીતે ચલાવે છે તે જોવાની નવાઈ લાગી; અને એવી સ્ત્રીની હાજરીથી જ નહીં પણ તેણીનાં કાકા કાકી

શહેરમાંથી મળવા આવે ત્યારે તેમની મુલાકાતથી તે જંગલ દૂષિત થયું હતું છતાં તેણી તેમને પેમ્બર્લી ખાતે મળવા આવી.

ગાર્ડીનર કુટુમ્બના માણસો તો હમેશાં બહુ સારા સંબંધ વાળાં હતાં. ડાર્સી તેમજ ઇલિઝાબેથ તેમને ખરેખર ચહાતાં હતાં; અને જે વ્યક્તિઓ તેણીને ડાર્બી શાયરમાં લાવીને તેમનું યુગલ કરી આપવામાં સાધનરૂપ થઇ હતી તેમના તરફના ઘણાજ ઉત્સાહિત આભારથી તે બન્ને જાણીતાં હતાં.

